# લેનિન

## રાજ્ય અને ક્રાંતિ



દુનિયાના કામદારો, એક થાઓ!

# વ્લા. ઇ. લેનિન

# રાજ્ય અને ક્રાંતિ

રાજ્યનો માર્ક્સવાદી સિદ્ધાંત
અને
ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં કર્ત્તવ્યો[1]

Reading Start Done
I 10/8/12



પ્રગતિ પ્રકાશન
મોસ્કો

અનુવાદક — અતુલ સવાણી

### પ્રકાશકો તરફથી

વ્લા. ઇ. લેનિનની કૃતિ 'રાજ્ય અને ક્રાંતિ'નો આ અનુવાદ સોવિયેત યુનિયનની કોમ્યુનિસ્ટ પાર્ટીની કેંદ્રીય સમિતિના માર્ક્સવાદ-લેનિનવાદ વિદ્યાલય તરફથી તૈયાર કરવામાં આવેલી લેનિનની કૃતિઓની પાંચમી આવૃત્તિના ૩૩મા ગ્રંથમાં સમાવિષ્ટ વાચના અનુસાર કરવામાં આવ્યો છે.



સોવિયેત સંઘમાં મુદ્રિત

П $\frac{10102-476}{014(01)-79}$ 848—79 0101020000

## અનુક્રમણિકા

## પ્રકરણ ૪

## આગળ ચાલુ. એંગેલ્સનાં પૂરક વિવરણો



## પ્રકરણ ૫

## રાજ્યના વિલયનો આર્થિક આધાર



## પ્રકરણ ૬

## તકવાદીઓ તરફથી માર્ક્સવાદની વિકૃતિ

## પહેલી આવૃત્તિની પ્રસ્તાવના

રાજ્યનો સવાલ હવે સિદ્ધાંતમાં તેમ જ અમલી રાજકારણમાં ખાસ મહત્ત્વ ધારણ કરતો જાય છે. ઈજારદારી મૂડીવાદના રાજ્ય-ઈજારદારી મૂડીવાદમાં રૂપાંતરની પ્રક્રિયાને સામ્રાજ્યવાદી યુદ્ધે બેહદ પ્રવેગિત અને જોરદાર બનાવી દીધી છે. સર્વશકિતમાન મૂડીદાર મંડળોની જોડે વધારે ને વધારે એકરૂપ બની રહેલા રાજ્ય તરફથી મહેનતકશ લોકસમુદાયોનું અમાનુષી પીડન નિરંતર વધારે અમાનુષી બની રહ્યું છે. અગ્રગામી દેશોને — અહીંયાં અમારો નિર્દેશ તેમના "પછવાડા" પ્રદેશ તરફ છે — કામદારો માટે લશ્કરી સજાનાં કારાગારોમાં પલટાવી નાખવામાં આવી રહ્યા છે.

લાંબા યુદ્ધની અપૂર્વ ભયાનકતાઓ તથા હાડમારીઓને લીધે લોકસમુદાયોની હાલત અસહ્ય બની રહી છે અને તેમનો રોષ વધી રહ્યો છે. આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગીય ક્રાંતિની વેળા સાફ સાફ પાકી રહી છે. રાજ્ય સાથે તેના સંબંધનો સવાલ અમલી મહત્ત્વ ધારણ કરી રહ્યો છે.

પ્રમાણમાં શાંતિમય વિકાસના દાયકાઓ દરમિયાન એકત્રિત થયેલાં તકવાદી તત્ત્વોએ સામાજિક-અંધરાષ્ટ્રવાદનું વહેણ પેદા કર્યું છે, જે આખી દુનિયામાં સત્તાવાર સમાજવાદી પાર્ટીઓની અંદર વર્ચસ્વી બની ગયું છે. એ વહેણની — શબ્દોમાં સમાજવાદ પણ કૃત્યોમાં અંધરાષ્ટ્રવાદ (પ્લેખાનોવ, પોત્રેસોવ, બ્રેશ્કોવ્સ્કાયા, રુબાનોવિચ, અને જરાક છૂપા રૂપમાં રશિયામાં સર્વશ્રી ત્સેરેતેલી, ચેર્નોવ, અને કંપની; જર્મનીમાં શેઇદેમાન, લેગિન, ડેવિડ, તથા બીજા; ફ્રાંસ તથા બેલ્જિયમમાં રેનોદેલ, ગેદ, અને વાન્દેરવેલ્દે; ઇંગ્લૅંડમાં હીન્ડમૅન અને ફેબિયનો[2]; વગેરે, વગેરે) — વિશિષ્ટતા એવી છે કે "સમાજવાદના આગેવાનો" કેવળ "પોતપોતાના" રાષ્ટ્રીય મૂડીદાર વર્ગનાં જ નહિ પરંતુ ચોક્કસ રૂપે "પોતપોતાના" રાજ્યનાં હિતોનીયે અધમ, દાસતાભરી અનુરૂપતામાં

સરકી પડયા છે — કારણ કે કહેવાતી મહાસત્તાઓમાંની મોટા ભાગની તો લાંબા વખતથી સંખ્યાબંધ નાની તથા નબળી પ્રજાઓનું શોષણ કરતી તથા તેમને ગુલામીમાં જકડી લેતી રહી છે. અને સામ્રાજ્યવાદી યુદ્ધ ચોક્કસ રૂપે એવી લૂંટફાટના ભાગલા તથા ફેરભાગલા માટેનું યુદ્ધ જ છે. સામાન્ય રૂપમાં મૂડીદાર વર્ગની અને ખાસ રૂપમાં સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગની અસરથી મહેનતકશ લોકસમુદાયોની મુકિતનો સંઘર્ષ, "રાજ્ય" સંબંધી તકવાદી પૂર્વગ્રહો સામેના સંઘર્ષ વગર, અશક્ય છે.

સૌપ્રથમ અમે રાજ્ય સંબંધી માર્ક્સ તથા એંગેલ્સના સિદ્ધાંતનું પરીક્ષણ કરીશું, અને એ સિદ્ધાંતના જે પાસાં કાં તો ભુલાઈ ગયાં છે અથવા તકવાદી વિકૃતિનો ભોગ બની ગયાં છે તેની ખાસ વિગતવાર છણાવટ કરીશું. ત્યાર પછી અમે એવી વિકૃતિઓ માટે મુખ્યત્વે જવાબદાર કાર્લ કાઉત્સ્કીના, વર્તમાન યુદ્ધમાં એકદમ કંગાલ નાદારીમાં સરકી પડેલી બીજી ઈન્ટરનેશનલના (૧૮૮૯-૧૯૧૪) સૌથી વધારે જાણીતા આગેવાનના, વિચારોની ખાસ છણાવટ કરીશું. છેલ્લે, અમે ૧૯૦૫ની અને ખાસ કરીને ૧૯૧૭ની રૂસી ક્રાંતિના અનુભવોનાં મુખ્ય પરિણામોની તારવણી કરીશું. દેખીતી રીતે જ, ૧૯૧૭ની ક્રાંતિનો પહેલો તબક્કો હાલ (૧૯૧૭ના ઑગસ્ટના આરંભમાં) પૂરો થઈ રહ્યો છે, પરંતુ એ ક્રાંતિને સમગ્ર રૂપમાં તો સામ્રાજ્યવાદી યુદ્ધને લીધે સર્જાઈ રહેલી સમાજવાદી સર્વહારા વર્ગીય ક્રાંતિઓની હારમાળાના એક મણકા તરીકે જ સમજી શકાય. એટલે, રાજ્ય સાથે સમાજવાદી સર્વહારા વર્ગીય ક્રાંતિના સંબંધનો સવાલ કેવળ અમલી રાજકીય મહત્ત્વ જ નહિ પરંતુ આજની અત્યંત તાકીદની સમસ્યાનું, મૂડીવાદની ધુંસરીથી છુટકારો મેળવવા માટે લોકસમુદાયોને સાવ નજીકના ભવિષ્યમાં શું કરવું પડશે એ બાબત તેમને સમજાવવાની સમસ્યાનું, મહત્ત્વ પણ ધારણ કરી રહ્યો છે.

લેખક

ઑગસ્ટ, ૧૯૧૭

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ બીજી આવૃત્તિનું પ્રકાશન લગભગ કશા ફેરફાર વગર કરવામાં આવ્યું છે, સિવાય કે બીજા પ્રકરણમાં ત્રીજો વિભાગ નવો ઉમેરેલો છે.

લેખક

મોસ્કો
૧૭મી ડિસેંબર, ૧૯૧૮

## પ્રકરણ ૧

# વર્ગીય સમાજ અને રાજ્ય

### ૧. વર્ગો વચ્ચેના કટ્ટર વિરોધોની પેદાશ તરીકે રાજ્ય

માર્ક્સના સિદ્ધાંતની બાબતમાં હાલ જે બની રહ્યું છે તે ઇતિહાસ દરમિયાન મુક્તિ માટે લડનારા પીડિત વર્ગોના ક્રાંતિકારી ચિંતકો તથા આગેવાનોના સિદ્ધાંતોની બાબતમાં ફરીફરીને બનતું રહ્યું છે. જુલમગાર વર્ગો મહાન ક્રાંતિકારીઓના જીવનકાળ દરમિયાન સતત તેમને કનડતા રહ્યા છે, તેમના સિદ્ધાંતોનો સામનો અત્યંત જંગલી દુષ્ટતાથી, અત્યંત ઝનૂની નફરતથી, અને જૂઠાણાં તથા નાલેશીની અત્યંત બેઈમાન ઝુંબેશોથી કરતા રહ્યા છે. તેમના અવસાન પછી તેમને બિનહાનિકર પ્રતિમાઓમાં પલટાવી નાખવાના, જાણે કે સંત બનાવી દેવાના, અને તેમનાં **નામો** ફરતે એક જાતનું તેજોમંડળ રચીને પીડિત વર્ગોને "સાંત્વન" પૂરું પાડવાના તથા બેવકૂફ બનાવવાના પ્રયત્નો કરવામાં આવે છે, અને સાથે સાથે જ ક્રાંતિકારી સિદ્ધાંતના **સારતત્ત્વનું** કૌવત ચૂસી લેવામાં આવે છે, તેની ધાર બુઠ્ઠી બનાવી દેવામાં આવે છે, તથા તેને વિકૃત બનાવી દેવામાં આવે છે. હાલ મૂડીદાર વર્ગ તેમ જ કામદાર વર્ગીય આંદોલનમાંના તકવાદીઓ માર્ક્સવાદની એવી "વિકૃતિ" ભેગા મળીને કરે છે. તેઓ એ સિદ્ધાંતના ક્રાંતિકારી અંગને, ક્રાંતિકારી હાર્દને, હઠાવી દે છે, ખતમ કરી નાખે છે, વિકૃત બનાવી દે છે. જે કંઈ મૂડીદાર વર્ગને સ્વીકાર્ય હોય અથવા લાગતું હોય તેને જ તેઓ મોખરે આણે છે તથા તેનાં ગુણગાન ગાય છે. બધા સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ હવે "માર્ક્સવાદીઓ" બની ગયા છે (હસો નહિ!). હજી તો ગઈકાલ સુધી માર્ક્સવાદની નાબૂદીના નિષ્ણાતો હતા એ

જર્મન મૂડીવાદી વિદ્વાનો વધારે ને વધારે પ્રસંગોએ "રાષ્ટ્રીય-જર્મન" માર્ક્સની વાતો કરે છે અને ભારપૂર્વક જણાવે છે કે માર્ક્સે કામદાર યુનિયનોને કેળવણી આપી હોવાથી તેઓ ધાડપાડુ યુદ્ધ ચલાવવાના હેતુ માટે સરસ રીતે સંગઠિત છે!

એવા સંજોગોમાં, માર્ક્સવાદની અભૂતપૂર્વ વ્યાપક વિકૃતિને લક્ષમાં લેતાં, આપણું પહેલું કર્તવ્ય રાજ્યના વિષય પરત્વે માર્ક્સે ખરેખર નિરૂપેલા સિદ્ધાંતની **પુનઃસ્થાપના** કરવાનું છે. એ હેતુ માટે ખુદ માર્ક્સ અને એંગેલ્સની કૃતિઓમાંથી લાંબાં અવતરણો ટાંકવાનું જરૂરી બનશે. બેશક, લાંબાં અવતરણો વાચનાને બોજલ બનાવી દેશે અને વાંચન સરળ બનાવવામાં જરાય મદદગાર નહિ બને, પરંતુ અવતરણો ટાળવાનું શક્ય નથી. માર્ક્સ અને એંગેલ્સની કૃતિઓમાંથી રાજ્ય વિશેના બધા, અથવા ગમે તેમ પણ જે અત્યંત આવશ્યક ગણાય તે બધા, ફકરા જેટલા બને એટલા પૂર્ણ રૂપમાં ટાંકવા જ જોઈએ, જેથી વાચક વૈજ્ઞાનિક સમાજવાદના સંસ્થાપકોના વિચારોની સમગ્રતાનો તેમ જ એ વિચારોના વિકાસનો સ્વતંત્ર અભિપ્રાય બાંધી શકે, અને હાલ પ્રચલિત "કાઉત્સ્કીપંથ" તરફથી એ વિચારોની વિકૃતિને દસ્તાવેજી રીતે સાબિત કરી શકાય તથા સ્પષ્ટ રૂપમાં ઉઘાડી પાડી શકાય.

આપણે શરૂઆત એંગેલ્સની સૌથી લોકપ્રિય કૃતિ 'કુટુંબ, ખાનગી મિલકત, અને રાજ્યની ઉત્પત્તિ'થી કરીએ. તેની છઠ્ઠી આવૃત્તિ છેક ૧૮૯૪માં સ્ટુટગાર્ટમાં પ્રકાશિત થઈ હતી. અમે અવતરણોનો અનુવાદ મૂળ જર્મન વાચનામાંથી કરીશું કારણ કે રૂસી અનુવાદો મોટી સંખ્યામાં પ્રગટ થયાં છે ખરાં, પરંતુ મોટે ભાગે કાં તો અધૂરાં છે અથવા જરાય સંતોષકારક નથી.

એંગેલ્સે ઐતિહાસિક પૃથક્કરણનો સારાંશ તારવતાં જણાવ્યું છે:

"એટલે રાજ્ય સમાજની ઉપર બહારથી લાદવામાં આવેલી સત્તા કોઈ રીતે નથી; એવી જ રીતે તે, હેગેલ માને છે તેમ, 'નૈતિક વિચારનું વાસ્તવિક રૂપ', 'તર્કનું પ્રતીક તથા વાસ્તવિક રૂપ', પણ જરાય નથી જ. ખરું જોતાં તે વિકાસની અમુક કક્ષાએ સમાજની પેદાશ છે, તેમાં એવો એકરાર અંકિત છે કે આ સમાજ ખુદ પોતાની સામેના જ ઉકેલી ન શકાય એવા વિરોધમાં સપડાઈ ગયેલો છે, તેમાં એવા કટ્ટર વિરોધોના તડા પડી ગયા છે કે જેને નિવારવાની શકિત તે નથી ધરાવતો. પરંતુ એ વિરોધો, પરસ્પર ટકરાતાં આર્થિક હિતો ધરાવતા વર્ગો, પોતાને અને સમાજને, વંધ્ય સંઘર્ષમાં ખતમ ન કરી નાખે એટલા માટે, ઘર્ષણને હળવું

બનાવી દેવાના આશયે, તેને 'વ્યવસ્થા'ની સીમાઓની ભીતર રાખવાના આશયે, સમાજથી ઉપર સ્થિત લાગતી સત્તા જરૂરી બની ગઈ; અને સમાજમાંથી જ ઉદય પામેલી પરંતુ તેનાથી ઉપર સ્થિત, અને તેનાથી વધારે ને વધારે અળગી પડતી જતી, એ સત્તા એટલે રાજ્ય." (છઠ્ઠી જર્મન આવૃત્તિ, પૃષ્ઠ ૧૭૭-૭૮.)[3]

રાજ્યની ઐતિહાસિક ભૂમિકા તથા મર્મના સવાલ અંગે માર્ક્સવાદનો મૂળભૂત વિચાર એ ફકરામાં પુરા સ્પષ્ટ રૂપે વ્યકત થયો છે. રાજ્ય તો વર્ગો વચ્ચેના કટ્ટર વિરોધોની પેદાશ તથા અભિવ્યકિત છે. વર્ગો વચ્ચેના વિરોધોને જ્યારે, જ્યાં, તથા જેટલા પ્રમાણમાં વસ્તુગત રીતે નિવારી **ન શકાય** ત્યારે, ત્યાં, અને તેટલા પ્રમાણમાં રાજ્યનો ઉદય થાય છે. અને ઊલટા ક્રમમાં જોઈએ તો રાજ્યનું અસ્તિત્વ સાબિત કરી દે છે કે વર્ગો વચ્ચેના વિરોધોનું નિવારણ શક્ય નથી.

બે મુખ્ય દિશાઓમાં ચાલતી માર્ક્સવાદની વિકૃતિ ચોક્કસ રૂપે એ અત્યંત મહત્ત્વના તથા મૂળભૂત મુદ્દાના સંબંધમાં જ શરૂ થાય છે.

એક તરફ, મૂડીવાદી અને ખાસ કરીને નિમ્ન-મૂડીવાદી વિચારકોને નિર્વિવાદ ઐતિહાસિક હકીકતોના દબાણને લીધે કબૂલ કરવું પડે છે કે જ્યાં વર્ગો વચ્ચે વિરોધો અને વર્ગસંઘર્ષ છે ત્યાં જ રાજ્ય અસ્તિત્વમાં છે, અને તેઓ માર્ક્સના સિદ્ધાંતને એવી રીતે "સુધારે છે" કે રાજ્ય તો વર્ગો વચ્ચે **સુમેળ** સાધવાનું સંઘટન હોય એમ લાગે. માર્ક્સના કથન અનુસાર, વર્ગો વચ્ચે સુમેળ શક્ય હોય તો રાજ્યનો ઉદય પણ ન થાય અને તે ટકી પણ ન શકે. નિમ્ન-મૂડીવાદી તથા કૂપમંડૂક પ્રોફેસરો તથા સમીક્ષકોનાં કથનો અનુસાર તો લાગે છે—અને તેઓ સાબિત કરવા માટે ઘણી ઘણી વાર સૌમ્યતાથી માર્ક્સના ઉલ્લેખો કરે છે—કે રાજ્ય વર્ગો વચ્ચે સુમેળ જરૂર સાધે છે. માર્ક્સના કથન મુજબ રાજ્ય તો વર્ગીય **શાસનનું** સંઘટન છે, એક વર્ગની ઉપર બીજા વર્ગના **જુલમનું** સંઘટન છે; તે "વ્યવસ્થા"નું સર્જન છે, જે વર્ગો વચ્ચેના ઘર્ષણને હળવું પાડી દઈને એ જુલમને કાયદેસર બનાવે છે તથા ચાલુ રાખે છે. નિમ્ન-મૂડીવાદી રાજકારણીઓના અભિપ્રાય મુજબ વ્યવસ્થાનો અર્થ એક વર્ગની ઉપર બીજા વર્ગના જુલમનો નહિ પરંતુ ચોક્કસ રૂપે વર્ગો વચ્ચે સુમેળનો થાય છે, ઘર્ષણને હળવું પાડવાનો અર્થ જુલમગારોને ઉથલાવી પાડવાના સંઘર્ષનાં ચોક્કસ સાધનો તથા રીતો પીડિત વર્ગોના હાથમાંથી છીનવી લેવાનો નહિ પરંતુ વર્ગો વચ્ચે સુમેળ સાધવાનો છે,

દાખલા તરીકે, ૧૯૧૭ની ક્રાંતિમાં જ્યારે રાજ્યના મર્મ તથા ભૂમિકાનો સવાલ, લોકવ્યાપી તાત્કાલિક કદમ માગી લેતા અમલી સવાલ તરીકે, પૂરા પરિમાણમાં ઊભો થયો ત્યારે તમામ સમાજવાદી-ક્રાંતિકારીઓ[4] તથા મેન્શેવિકો[5] તત્કાળ અને પૂરેપૂરા એવા નિમ્ન-મૂડીવાદી સિદ્ધાંતમાં ગરકાવ થઈ ગયા કે "રાજ્ય" તો વર્ગો વચ્ચે "સુમેળ સાધે છે". એ બેઉ પાર્ટીઓના રાજકારણીઓના અગણિત ઠરાવો તથા લેખોમાં એવો નિમ્ન-મૂડીવાદી તથા કૂપમંડૂકિયો "સુમેળ" સિદ્ધાંત એકદમ ઓતપ્રોત છે. રાજ્ય એક ચોક્કસ વર્ગના, જેનો સુમેળ તેની સામેના છેડાના વર્ગ જોડે (તેના વિરોધી વર્ગ જોડે) સાધી **ન શકાય** એવા વર્ગના, શાસનનું સંઘટન હોય છે, એ તો એવી હકીકત છે કે જે નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓને કદી નહિ સમજાય. રાજ્ય સંબંધી તેમના વલણમાં એ હકીકતની એક અત્યંત સચોટ સાબિતી જોવા મળે છે કે આપણા સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો બિલકુલ સમાજવાદીઓ નથી (અમે બોલ્શેવિકો આ વાત હંમેશાં કહેતા રહ્યા છીએ) પરંતુ લગભગ-સમાજવાદી વાગ્ધારા ધરાવતા નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ જ છે.

બીજી તરફ, માર્ક્સવાદની "કાઉત્સ્કીપંથી" વિકૃતિ ઘણી વધારે ચાલાકીભરી છે. "સિદ્ધાંતની દૃષ્ટિએ" એ વાતનો ઈનકાર નથી કરવામાં આવતો કે રાજ્ય વર્ગીય શાસનનું સંઘટન હોય છે, અથવા વર્ગો વચ્ચેના વિરોધો કટ્ટર હોય છે. પરંતુ જે વાતને ચૂકી જવામાં અથવા ઢાંકી દેવામાં આવે છે તે આવી છે: જો રાજ્ય વર્ગો વચ્ચેના કટ્ટર વિરોધોની પેદાશ હોય, જો તે સમાજથી ઉપર સ્થિત અને "તેનાથી વધારે ને વધારે અળગી પડતી જતી" સત્તા હોય, તો સાફ છે કે જોરજુલમી ક્રાંતિ વગર, **તેમ જ** શાસક વર્ગે સર્જેલા અને એવી "અલગતા"નું મૂર્ત રૂપ અંકિત કરતા રાજ્ય સત્તા તંત્રના **ખાતમા વગર**, પીડિત વર્ગોની મુક્તિ અશક્ય છે. આપણે આગળ જોઈશું કે એવો સૈદ્ધાંતિક દૃષ્ટિએ સ્વયં-સ્પષ્ટ નિષ્કર્ષ માર્ક્સે, તદ્દન ચોક્કસ રીતે, ક્રાંતિનાં કર્તવ્યોના વાસ્તવિક ઐતિહાસિક પૃથક્કરણના પરિણામે તારવ્યો હતો. અને ચોક્કસ એ નિષ્કર્ષને જ કાઉત્સ્કી—અમે આગળ વિગતવાર બતાવીશું તેમ—... "ભૂલી ગયો" છે અને તેણે તેને વિકૃત બનાવી દીધો છે.

## ૨. હથિયારબંધ લોકોનાં ખાસ સંઘટનો, કારાગારો, વગેરે

એંગેલ્સે આગળ લખ્યું છે: "...પુરાતન ગોત્રમૂલક (કબીલા અથવા કુળ પર આધારિત) સંઘટનાથી[6] ઊલટી રીતે રાજ્ય સૌપ્રથમ તો પ્રજાજનોને પ્રદેશો અનુસાર વિભાજિત કરે છે..."

એવું વિભાજન આપણને "સ્વાભાવિક" લાગે છે પરંતુ તેનો ઉદય પુરાતન રૂપના કબીલા અથવા ગોત્રમૂલક સમાજની વિરુદ્ધ લાંબા સંઘર્ષના પરિણામે થયો હતો.

"...બીજું વિશિષ્ટ લક્ષણ એવી સામાજિક સત્તાની સ્થાપનાનું છે કે જે વસતિની હથિયારબંધ દળ તરીકેની આપમેળે સંઘટના સાથે સીધી રીતે બંધબેસતી નહોતી રહી. એ ખાસ સામાજિક સત્તા જરૂરી છે કારણ કે સમાજની અંદર વર્ગોના રૂપમાં તડા પડી ગયા પછી વસતિની આપમેળે કદમ ઉઠાવતી હથિયારબંધ સંઘટના અશક્ય બની ગઈ છે...એવી સામાજિક સત્તા દરેક રાજ્યમાં હયાત છે. તેમાં ખાલી હથિયારબંધ લોકો જ નહિ પરંતુ તેની સાથે સંકળાયેલાં ભૌતિક સાધનો, કારાગારો તથા જોરજુલમનાં તરેહવાર સંગઠનો, પણ સામેલ હોય છે, જેની જાણ ગોત્રમૂલક (કુળ પર આધારિત) સમાજને બિલકુલ નહોતી..."

રાજ્યનું નામ આપવામાં આવેલી "સત્તા"ના—સમાજમાંથી ઉદ્‌ભવ પામેલી પરંતુ તેનાથી ઉપર સ્થિત અને તેનાથી વધારે ને વધારે અળગી પડતી જતી સત્તાના—ખ્યાલને એંગેલ્સે વધારે સ્પષ્ટ કર્યો છે. એ સત્તામાં મુખ્યત્વે શું શું સામેલ છે? એ સત્તામાં હથિયારબંધ લોકોનાં ખાસ સંઘટનો સામેલ છે, જે પોતાને હસ્તક કારાગારો વગેરે ધરાવે છે.

હથિયારબંધ લોકોનાં ખાસ સંઘટનોનો આપણો ઉલ્લેખ વાજબી છે કારણ કે દરેક રાજ્યનું લક્ષણ બની રહેલી સામાજિક સત્તા હથિયારબંધ વસતિ જોડે, તેની "આપમેળે કદમ ઉઠાવતી હથિયારબંધ સંઘટના" જોડે, "સીધી રીતે બંધબેસતી નથી".

સઘળા મહાન ક્રાંતિકારી ચિંતકોની જેમ એંગેલ્સ વર્ગજાગૃત કામદારોનું ધ્યાન બરાબર એ હકીકત તરફ ખેંચવાની કોશિશ કરે છે કે જેને પ્રવર્તિત કૂપમંડૂકતા સાવ ઓછી ધ્યાનપાત્ર ગણે છે, કેવળ ઊંડાં મૂળિયાં ઘાલી ગયેલા જ નહિ પરંતુ રીઢા પણ બની ગયેલા પૂર્વગ્રહોના આધારે એકદમ ટેવ જેવી

તથા પુનિત ગણે છે. રાજ્ય સત્તાનાં મુખ્ય સાધનો છે સ્થાયી સેના અને પોલીસ. પરંતુ એથી જુદી પરિસ્થિતિ શક્ય છે ખરી?

એંગેલ્સ ઓગણીસમી સદીના અંતના યુરોપવાસીઓની વ્યાપક બહુસંખ્યાને સંબોધી રહ્યા હતા. એ લોકો એક પણ મહાન ક્રાંતિના સમયમાં જિંદગી જીવ્યા નહોતા અને તેમણે એવી ક્રાંતિને નજીકથી નીરખી નહોતી, એટલે તેમની દૃષ્ટિએ જોતાં એથી જુદી પરિસ્થિતિ શક્ય નહોતી. તેઓ બિલકુલ સમજી નહોતા શકતા કે "વસતિની આપમેળે કદમ ઉઠાવતી હથિયારબંધ સંઘટના" એટલે શું. સમાજથી ઉપર સ્થિત અને તેનાથી અળગાં પડતાં જતાં હથિયારબંધ લોકોનાં ખાસ સંઘટનોની (પોલીસ તથા સ્થાયી સેનાની) જરૂર ક્યાંથી ઊભી થઈ— પશ્ચિમ યુરોપના તથા રૂસી કૂપમંડૂકો એવા સવાલનો જવાબ સ્પેનસેર કે મિખાઇલોવ્સ્કીનાં લખાણોમાંથી તફડાવી લેવામાં આવેલાં થોડાંક વાક્યો ટાંકીને, સામાજિક જીવનની વધતી જતી જટિલતા તેમ જ કામગીરીઓમાં પડતા જતા તફાવતો વગેરેનો ઉલ્લેખ કરીને, આપવાની વૃત્તિ ધરાવે છે.

એવો ઉલ્લેખ "વૈજ્ઞાનિક" લાગે છે, અને અત્યંત મહત્ત્વની તથા મૂળભૂત હકીકતને, અર્થાત્ સમાજની અંદર કટ્ટર વિરોધી વર્ગોના રૂપમાં પડી ગયેલા તડાને, ઢાંકી દઈને સાધારણ માણસની સમજશકિતઓને બુઠ્ઠી બનાવી દે છે.

એવા તડા ન પડયા હોત તો "વસતિની આપમેળે કદમ ઉઠાવતી હથિયારબંધ સંઘટના", તેની જટિલતા, ઊંચી કક્ષાની ટેકનિક, વગેરેને કારણે, વાનરો અથવા આદિમ માનવોના લાકડીઓ વીંઝતા ટોળાની આદિમ સંઘટનાથી, નિરાળી હોત ખરી પરંતુ શક્ય જરૂર બની હોત.

તે અશક્ય છે કારણ કે સભ્ય સમાજ પરસ્પર વિરોધી, અને વધુમાં કટ્ટર વિરોધી, વર્ગોમાં વહેંચાઈ ગયેલો છે એટલે તેની "આપમેળે કદમ ઉઠાવતી" હથિયારબંધ સંઘટના એ વર્ગો વચ્ચે હથિયારબંધ સંઘર્ષમાં જ પરિણમે. રાજ્યનો ઉદય થાય છે, ખાસ સત્તાનું સર્જન કરવામાં આવે છે, હથિયારબંધ લોકોનાં ખાસ સંઘટનો સ્થાપવામાં આવે છે, અને દરેક ક્રાંતિ રાજ્ય તંત્રને ખતમ કરી નાખીને આપણને સાફ બતાવે છે કે શાસક વર્ગ **પોતાની** સેવા બજાવનારાં હથિયારબંધ લોકોનાં ખાસ સંઘટનો ફરી સ્થાપવાની કોશિશ કેવી રીતે કરે છે, અને પીડિત વર્ગ એ પ્રકારનું નૂતન સંઘટન, શોષકોની નહિ પરંતુ શોષિતોની સેવા બજાવવા શકિતમાન સંઘટન, સ્થાપવાની કોશિશ કેવી રીતે કરે છે.

દરેક મહાન ક્રાંતિ જે સવાલ અમલમાં, સાફ સમજી શકાય એવી રીતે, અને વધુમાં લોકવ્યાપી કદમના પાયા પર, આપણી સામે રજૂ કરે છે તે જ

સવાલ, અર્થાત્ હથિયારબંધ લોકોનાં "ખાસ" સંઘટનો અને "વસતિની આપમેળે કદમ ઉઠાવતી હથિયારબંધ સંઘટના" વચ્ચેના સંબંધનો સવાલ, એંગેલ્સે ઉપરોક્ત દલીલમાં સૈદ્ધાંતિક રૂપમાં રજૂ કર્યો છે. આપણે જોઈશું કે યુરોપની તથા રશિયાની ક્રાંતિઓના અનુભવમાં એ સવાલનું વાસ્તવિક ચિત્રણ કેવી રીતે થયું છે.

પરંતુ આપણે ફરી એંગેલ્સનું વિવરણ લઈએ.

એંગેલ્સે નિર્દેશ કર્યો છે કે એવી સામાજિક સત્તા ક્યારેક, દાખલા તરીકે ઉત્તર અમેરિકાના અમુક ભાગોમાં, કમજોર હોય છે (તેના મનમાં મૂડીવાદી સમાજના વિરલ અપવાદની, ઉત્તર અમેરિકામાં સામ્રાજ્યવાદ પૂર્વેના જમાનામાં જ્યાં મુક્ત વસાહતીનું વર્ચસ્વ હતું એ વિસ્તારોની, બાબત છે), પરંતુ તે સામાન્ય રીતે વધારે જોરદાર બનતી રહે છે:

> "...પરંતુ જેટલા પ્રમાણમાં રાજ્યની ભીતર વર્ગો વચ્ચેના વિરોધો વધારે ઉગ્ર બનતા જાય અને આજુબાજુનાં રાજ્યો વધારે મોટાં તથા વધારે વસતિવાળાં બનતાં જાય એટલા પ્રમાણમાં સામાજિક સત્તા વધારે જોરદાર બનતી જાય. આપણે માટે હાલના યુરોપને એક નજરે જોઈ લેવાનું પૂરતું થશે. યુરોપમાં વર્ગસંઘર્ષ તથા ફતેહોની હરીફાઈને લીધે સામાજિક સત્તાને એટલી હદે ચાવી ચડી ગઈ છે કે તે આખા સમાજને તથા રાજ્યને પણ ભરખી જાય એવું જોખમ ઊભું થયું છે..."

ઉપરોક્ત લખાણ ગઈ સદીના છેલ્લા દાયકાના આરંભ પછીનું નથી કારણ કે એંગેલ્સની છેલ્લી પ્રસ્તાવનાની તારીખ ૧૬મી જૂન, ૧૮૯૧ છે. સામ્રાજ્યવાદની દિશાનું પરિવર્તન— મતલબ કે ટ્રસ્ટોનું પૂરું વર્ચસ્વ, મતલબ કે મોટી બૅંકોની સર્વશક્તિમત્તા, મતલબ કે વિશાળ પાયાની સાંસ્થાનિક નીતિ, વગેરે—ફ્રાંસમાં હજી શરૂ જ થઈ રહ્યું હતું અને ઉત્તર અમેરિકા તથા જર્મનીમાં તો એથીયે મંદ હતું. ત્યાર પછી "ફતેહોની હરીફાઈ"ની બાબતમાં વિરાટ છલાંગો ભરવામાં આવી છે—ખાસ તો વીસમી સદીના બીજા દાયકાના આરંભ સુધીમાં જ્યારે આખી દુનિયાના આખરી ભાગલા એ "ફતેહોના હરીફો" વચ્ચે, એટલે કે ધાડપાડુ મહાસત્તાઓ વચ્ચે, પડી ચૂક્યા હતા. ત્યાર પછી લશ્કરી તથા નૌકાદળનો શસ્ત્રસરંજામ ભયાનક પ્રમાણમાં વધી ગયો છે, અને જગતમાં ઈંગ્લૅંડના અથવા જર્મનીના વર્ચસ્વને ખાતર, લૂંટના ભાગલાને ખાતર,

લડવામાં આવેલા ૧૯૧૪-૧૭ના યુદ્ધે ધાડપાડુ રાજ્ય સત્તા તરફથી સમાજમાં સઘળાં પરિબળોના "ભક્ષણ"ને તદ્દન વિનાશકારી આફતની અણીએ પહોંચાડી દીધું છે.

એંગેલ્સ માટે છેક ૧૮૯૧માં "ફતેહોની હરીફાઈ"નો નિર્દેશ મહાસત્તાઓની વિદેશનીતિનાં અત્યંત મહત્ત્વનાં વિશિષ્ટ લક્ષણોમાંના એક તરીકે કરવાનું શક્ય બન્યું હતું, પરંતુ ૧૯૧૪-૧૭ દરમિયાન, અનેક ગણી ઉગ્ર બની ગયેલી એ હરીફાઈને લીધે સામ્રાજ્યવાદી યુદ્ધ શરૂ થઈ ગયું ત્યારે, સામાજિક-અંધરાષ્ટ્રવાદી હરામખોરો "પોતપોતાના" મૂડીદાર વર્ગનાં ધાડપાડુ હિતોની રક્ષાને "પિતૃભૂમિની રક્ષા", "પ્રજાસત્તાક તથા ક્રાંતિની રક્ષા", વગેરે સંબંધી ઠાલા દેકારાઓ વડે ઢાંકી દેવા લાગ્યા!

### ૩. પીડિત વર્ગના શોષણના સાધન તરીકે રાજ્ય

સમાજથી ઉપર સ્થિત ખાસ સામાજિક સત્તાની જાળવણી માટે કરવેરા અને રાજ્ય લોનો જરૂરી બને છે.

એંગેલ્સે લખ્યું છે કે "...સમાજનાં ઘટકો તરીકે, સામાજિક સત્તા ધરાવતા અને કરવેરા વસૂલ કરવાનો અધિકાર ધરાવતા અમલદારો, હવે સમાજથી ઉપર સ્થિત છે. ગોત્રમૂલક (કુળ પર આધારિત) બંધારણનાં ઘટકોને મળતો હતો એ મુક્ત મરજિયાત આદર તેમને મળી શકે તોયે એનાથી તેમને સંતોષ નથી થતો..." અમલદારોની પવિત્રતા અને સુરક્ષિતતા ઘોષિત કરતા ખાસ કાનૂનો ઘડવામાં આવે છે. "સાવ તુચ્છ કક્ષાનો પોલીસ" કુળના પ્રતિનિધિઓથી વધારે "અખત્યાર" ધરાવતો હોય છે, પરંતુ કુળના મોવડીને સમાજ તરફથી મળતા "કશા જોરજુલમ વગરના આદર"ની તો સભ્ય રાજ્યની લશ્કરી સત્તાના અધ્યક્ષને પણ ઈર્ષા થાય.

અહીંયાં રાજ્ય સત્તાનાં ઘટકો તરીકે અમલદારોના વિશેષાધિકારી સ્થાનનો સવાલ ઉઠાવવામાં આવ્યો છે. નિર્દેશિત મુખ્ય સવાલ આવો છે: તેમને સમાજથી ઉપર સ્થાન અપાવનારી બાબત કઈ છે? આપણે જોઈશું કે એ સૈદ્ધાંતિક સવાલનો જવાબ અમલમાં ૧૮૭૧ના પેરિસ કોમ્યુનમાં કેવી રીતે અંકિત થયો હતો અને ૧૯૧૨માં કાઉત્સ્કીએ તેની કેવી પ્રત્યાઘાતી રીતે અવગણના કરી હતી.

"...રાજ્યનો ઉદય વર્ગો વચ્ચેના વિરોધોને અંકુશમાં રાખવાની જરૂરતમાંથી થયો હતો, પરંતુ સાથે સાથે જ એ વર્ગો વચ્ચેના ઘર્ષણ દરમિયાન થયો હતો, એટલે તે, નિયમ તરીકે, સૌથી જોરાવર અને આર્થિક દૃષ્ટિએ વર્ચસ્વી વર્ગનું રાજ્ય હોય છે, એ વર્ગ રાજ્યના સાધન મારફત રાજકીય દૃષ્ટિએ વર્ચસ્વી પણ બની જાય છે અને એ રીતે પીડિત વર્ગને જકડી રાખવાનાં તથા તેનું શોષણ કરવાનાં નવાં સાધનો હાંસલ કરી લે છે..." પ્રાચીન તથા સામંતી રાજ્યો ગુલામો તથા ખેતગુલામોના શોષણનાં સંઘટનો હતાં એટલું જ નહિ પરંતુ "આધુનિક પ્રતિનિધિક રાજ્ય મૂડીના હાથે મજૂરીના શોષણનું સાધન છે. પરંતુ અપવાદ રૂપે એવા ગાળાઓ આવે છે જ્યારે આપસમાં લડતા વર્ગો એટલી હદે લગભગ સમતોલ બની રહે છે કે રાજ્ય સત્તા એ ઘડીએ દેખીતા મધ્યસ્થી તરીકે બેઉ વર્ગોથી અમુક પ્રમાણની સ્વતંત્રતા ધારણ કરી લે છે..." સત્તરમી તથા અઢારમી સદીની આપખુદ રાજશાહીઓ, ફ્રાંસમાં પ્રથમ તથા દ્વિતીય સામ્રાજ્યની બોનાપાર્તપંથી સત્તા, અને જર્મનીમાં બિસ્માર્કની સત્તા એવી હતી.

---

અમે ઉમેરીશું કે પ્રજાસત્તાક રશિયામાં કેરેન્સ્કી સરકાર, તેણે ક્રાંતિકારી સર્વહારા વર્ગની ઉપર દમન વરસાવવાનું શરૂ કર્યું ત્યારથી, નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓની આગેવાનીને લીધે સોવિયેતો **ક્યારની** નાકૌવત બની ગઈ છે અને મૂડીદાર વર્ગ તેમને વિખેરી નાખવા જેટલો તાકાતવાન **હજુ** નથી એવા સમયે, એવી છે.

---

એંગેલ્સે આગળ લખ્યું છે કે લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં "ધનદોલત પોતાની સત્તાનો ઉપયોગ આડકતરી પરંતુ વધારે ખાતરીબંધ રીતે કરે છે", એક તો "અમલદારોને સીધા ભ્રષ્ટ કરવાની" રીતે (અમેરિકા), અને બીજી "સરકાર તથા શેરબજાર વચ્ચે સીધી એકસંપીની" રીતે (ફ્રાંસ અને અમેરિકા).

વર્તમાન સમયે ધનદોલતની સર્વશકિતમત્તાને જાળવી રાખવાની તથા અમલી બનાવવાની એ બેઉ રીતોને સામ્રાજ્યવાદે તથા બેંકોના વર્ચસ્વે સઘળા પ્રકારોનાં લોકશાહીવાદી પ્રજાસત્તાકોમાં "વિકસાવીને" અસાધારણ રૂપની સરસ કલા

બનાવી દીધી છે. દાખલા તરીકે, રૂસી લોકશાહીવાદી પ્રજાસત્તાકના સાવ આરંભના મહિનાઓમાં, સમજો કે મૂડીદાર વર્ગ જોડે લગ્નના સંબંધે બંધાઈ ગયેલા "સમાજવાદી" સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોની મધુરજની દરમિયાન, મૂડીદારોનાં હત્યારાં કરતૂતોને, યુદ્ધ સંબંધી ઠેકાઓ મારફત સરકારી ખજાનો લૂંટવાનાં તેમનાં કૃત્યોને, અંકુશમાં આણવાનું લક્ષ્ય ધરાવતા દરેક પગલાના માર્ગમાં મિસ્ટર પાલચીન્સ્કીએ મિશ્ર સરકારની અંદર અવરોધ ઊભા કર્યા, અને આગળ જતાં મિસ્ટર પાલચીન્સ્કીએ રાજીનામું આપ્યું (અને તેની જગ્યાએ બરાબર એવા જ બીજા પાલચીન્સ્કીને ગોઠવી દેવામાં આવ્યો), અને "તેના બદલામાં" મૂડીદારોએ તેને વાર્ષિક ૧૨૦૦૦૦ રૂબલની "આરામની" નોકરી આપી—આને શું કહેવું? સીધી લાંચ કે આડકતરી લાંચ? સરકાર અને સિંડિકેટોના સંચાલકો વચ્ચેની એકસંપી કે "ખાલી" દોસ્તીના સંબંધો? ચેર્નોવો, ત્સેરેતેલીઓ, આવક્સેન્ત્યેવો, અને સ્કોબેલેવો કેવી ભૂમિકા ભજવે છે? તેઓ કરોડપતિ ખજાના-ચોરોના "સીધા" સંગાથીઓ છે કે માત્ર આડકતરા સંગાથીઓ છે?

"ધનદોલત"ની સર્વશકિતમત્તા લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં વધારે **ખાતરીબંધ** બની રહે છે તેનું કારણ એ છે કે તેને માત્ર મૂડીવાદના રાજકીય તંત્રના કોઈ પણ ખામીઓ કે ખોડવાળા રાજકીય કોચલા ઉપર મદાર **નથી** રાખવો પડતો. મૂડીવાદ માટે તો લોકશાહીવાદી પ્રજાસત્તાક બને એટલું સારામાં સારું રાજકીય કોચલું બની રહે છે, અને એવા એકદમ સર્વોત્તમ કોચલા ઉપર મૂડી એક વાર કાબૂ જમાવી લે (પાલચીન્સ્કીઓ, ચેર્નોવો, ત્સેરેતેલીઓ, અને કંપની મારફત) એટલે તે પોતાની સત્તા એટલી ખાતરીબંધ, એટલી મક્કમ, રીતે સ્થાપી દે છે કે મૂડીવાદી-લોકશાહીવાદી પ્રજાસત્તાકની અંદર **કોઈ પણ** જાતના ફેરફાર, માણસોના અથવા સંસ્થાઓના અથવા પાર્ટીઓના ફેરફાર, એ સત્તાને હચમચાવી **ન** જ શકે.

અહીંયાં અમારે એ વાતની પણ નોંધ લેવી જ જોઈએ કે સાર્વજનીન મતાધિકારને મૂડીવાદી શાસનનું સાધન ગણાવતું એંગેલ્સનું વિધાન એકદમ ચોક્કસ રૂપનું છે. દેખીતી રીતે જ જર્મન સામાજિક-લોકશાહીવાદના લાંબા અનુભવની તારવણી કરતાં તે જણાવે છે કે સાર્વજનીન મતાધિકાર "કામદાર વર્ગની પરિપકવતાનું પ્રમાણ અંકિત કરે છે. તે વર્તમાન સમયના રાજ્યમાં એથી વધારે કશું હોઈ શકે નહિ અને કદી બનશે નહિ."

આપણા સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો જેવા નિમ્ન-મૂડીવાદી

લોકશાહીવાદીઓ તેમ જ તેમના જોડિયા ભાઈઓ, પશ્ચિમ યુરોપના તમામ સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ તથા તકવાદીઓ, સાર્વજનીન મતાધિકારમાંથી બરાબર એ જ "વધારે"ની અપેક્ષા રાખે છે. "**આધુનિક** રાજ્યમાં" સાર્વજનીન મતાધિકાર મહેનતકશ લોકોનો નિર્ધાર પારખી લેવા તથા તેને સિદ્ધ કરી લેવા ખરેખર શકિતમાન હોવાનો ખોટો ખ્યાલ તેઓ પોતે ધરાવે છે અને લોકોનાં મનમાં ઠસાવે છે.

અહીંયાં અમે એ ખોટા ખ્યાલ તરફ માત્ર સંકેત જ કરી શકીએ, માત્ર એટલો નિર્દેશ જ કરી શકીએ કે એંગેલ્સના પૂરેપૂરા સ્પષ્ટ, ચોક્કસ, તથા નક્કર વિધાનને "સત્તાવાર" (અર્થાત્ તકવાદી) સમાજવાદી પાર્ટીઓના પ્રચાર તથા ચળવળમાં દરેક ડગલે વિકૃત બનાવવામાં આવે છે. એંગેલ્સે અહીંયાં બાજુએ ખસેડી દીધેલા એ ખ્યાલની તદ્દન પોકળતાનો વિગતવાર ભંડાફોડ અમે આગળ જતાં "**આધુનિક**" રાજ્ય સંબંધી માર્ક્સ તથા એંગેલ્સના વિચારોના અમારા વધુ વિવરણમાં કર્યો છે.

એંગેલ્સના વિચારોની સામાન્ય તારવણી તેની સૌથી વધારે લોકપ્રિય કૃતિમાં નીચેના શબ્દોમાં આપવામાં આવી છે:

> "એટલે, રાજ્ય છેક આદિકાળથી સદા અસ્તિત્વમાં નથી રહ્યું. તેના વગર કામ ચલાવી લેનારા, રાજ્યનો કે રાજ્ય સત્તાનો કશો ખ્યાલ ન ધરાવનારા, સમાજો પણ અસ્તિત્વમાં રહ્યા છે. આર્થિક વિકાસની અમુક કક્ષાએ, સમાજની અંદર વર્ગોના રૂપમાં પડેલા તડા સાથે આવશ્યક રીતે સંકળાયેલી કક્ષાએ, એ તડાને લીધે રાજ્ય જરૂરી બની ગયું. હવે આપણે ઉત્પાદનના વિકાસમાં ઝડપથી એવી કક્ષાએ પહોંચી રહ્યા છીએ કે જ્યારે એ વર્ગો જરૂરી નહિ રહે એટલું જ નહિ પરંતુ ઉત્પાદનના માર્ગમાં ચોક્કસ અવરોધ બની રહેશે. તેઓ અગાઉની કક્ષાએ જેટલી અનિવાર્ય રીતે ઉદય પામ્યા હતા એટલી જ અનિવાર્ય રીતે તેમનું પતન થઈ જશે. તેમની સાથે સાથે રાજ્યનું પણ અનિવાર્ય પતન થશે જ. ઉત્પાદકોના મુકત અને સમાન સહયોગના આધારે ઉત્પાદનની સંઘટના કરનારો સમાજ રાજ્યના સમગ્ર તંત્રને તેની લાયક જગ્યાએ પહોંચાડી દેશે: પુરાતન અવશેષોના સંગ્રહસ્થાનમાં, કાંસાની કુહાડી અને રેંટિયા જોડે ગોઠવી દેશે."

હાલ સામાજિક-લોકશાહીવાદના પ્રચાર તથા ચળવળ સાહિત્યમાં આપણને આ ફકરો ઝાઝી વાર જોવા નથી મળતો. પરંતુ તે નજરે પડે ત્યારે પણ મોટે

ભાગે તો દેવચિત્ર સમક્ષ નમન કરવાની રીતે ટાંકેલો હોય છે, અર્થાત્ એંગેલ્સ તરફ ઔપચારિક આદર દર્શાવવા માટે ટાંકેલો હોય છે, અને "રાજ્યના સમગ્ર તંત્રને પુરાતન અવશેષોના સંગ્રહસ્થાનમાં" પહોંચાડી દેવાના ખ્યાલમાં જે ક્રાંતિની પૂર્વધારણા સામેલ છે તેના ઊંડાણ તથા વ્યાપને સમજવાનો પ્રયત્ન મુદ્દલ નથી કરવામાં આવતો. એંગેલ્સ જેનો ઉલ્લેખ રાજ્ય તંત્ર તરીકે કરે છે તેની સમજણ પણ આપણને મોટા ભાગના દાખલાઓમાં જોવા નથી મળતી.

## ૪. રાજ્યનો "વિલય" અને જોરજુલમી ક્રાંતિ

રાજ્યના "વિલય" સંબંધી એંગેલ્સના શબ્દો એટલા વ્યાપક રીતે જાણીતા છે, એટલી બધી વાર ટાંકવામાં આવે છે, અને માર્ક્સવાદને તકવાદ જેવો દેખાવ આપતી રાબેતા મુજબની ભેળસેળના સારતત્ત્વને એટલી સ્પષ્ટ રીતે છતી કરી દે છે કે તેમની વિગતવાર છણાવટ આવશ્યક બની રહે છે. જેમાંથી એ શબ્દો લેવામાં આવે છે તે આખી દલીલ અમે ટાંકીશું.

"સર્વહારા વર્ગ રાજકીય સત્તા કબજે કરી લે છે અને સૌથી પહેલું કામ ઉત્પાદનનાં સાધનોને રાજ્યની મિલકતમાં પલટાવી નાખવાનું કરે છે. પરંતુ એમ કરવામાં તે પોતાનું સર્વહારા વર્ગ તરીકેનું સ્વરૂપ નાબૂદ કરી નાખે છે, વર્ગો વચ્ચેના તમામ તફાવતો તથા વર્ગો વચ્ચેના સઘળા વિરોધોને નાબૂદ કરી નાખે છે, અને રાજ્યનું રાજ્ય તરીકેનું સ્વરૂપ પણ નાબૂદ કરી નાખે છે. અત્યાર સુધી વર્ગો વચ્ચેના વિરોધો ઉપર આધારિત સમાજને, ઉત્પાદનના બાહ્ય સંજોગોની જાળવણી માટે, અને એટલે ખાસ કરીને તો શોષિત વર્ગોને ઉત્પાદનની જે તે રીતે (ગુલામી, ખેતગુલામી, મજૂરી) અનુસાર પીડનની હાલતમાં બળજબરીથી જકડી રાખવા માટે, રાજ્યની જરૂર હતી, અર્થાત્ ખાસ વર્ગના, તત્કાલીન શોષક વર્ગના, સંગઠનની જરૂર હતી. રાજ્ય સમગ્ર સમાજનું સત્તાવાર પ્રતિનિધિ હતું, તેને એકસૂત્રે સાંકળી લેતું દૃશ્ય મૂર્ત રૂપ હતું. પરંતુ જેટલી હદે તે એ સમય પૂરતું સમગ્ર સમાજનું પ્રતિનિધિત્વ કરતા વર્ગનું રાજ્ય હતું — પ્રાચીન યુગમાં ગુલામ-માલિક નાગરિકોનું રાજ્ય, મધ્ય યુગમાં સામંતી ઉમરાવોનું રાજ્ય, આપણા જમાનામાં મૂડીદાર વર્ગનું રાજ્ય — એટલી જ હદે તે એવું મૂર્ત રૂપ હતું. આખરે જ્યારે તે સમગ્ર સમાજનું ખરું પ્રતિનિધિ બની

જાય છે ત્યારે ખુદ બિનજરૂરી બની જાય છે. તાબેદારીમાં જકડી રાખવાનો કોઈ સામાજિક વર્ગ ન રહે, વર્ગીય શાસનને અને ઉત્પાદનમાં આપણી હાલની અરાજકતા ઉપર આધારિત હયાતી ટકાવી રાખવાના વ્યકિતગત સંઘર્ષને તેમ જ તેમાંથી ઊભી થતી ટક્કરો તથા બળજબરીઓને ખતમ કરી નાખવામાં આવે, એટલે દબાવી દેવાનું કશું બાકી રહે જ નહિ અને ખાસ દમનકારી તાકાત, રાજ્ય, બિનજરૂરી બની જાય. જે પહેલા કદમના— સમાજના નામે ઉત્પાદનનાં સાધનો કબજે કરી લેવાના કદમના— આધારે રાજ્ય સમગ્ર સમાજનું પ્રતિનિધિ ખરેખર બને છે તે કદમ, સાથે સાથે જ, તેનું રાજ્ય તરીકેનું આખરી કદમ હોય છે. સામાજિક સંબંધોમાં રાજ્યની દખલગીરી એક પછી એક ક્ષેત્રમાં નકામી બનતી જાય છે અને પછી આપમેળે લુપ્ત થઈ જાય છે. ઇન્સાનોના શાસનનું સ્થાન વસ્તુઓનો વહીવટ અને ઉત્પાદનની પ્રક્રિયાઓનું સંચાલન લઈ લે છે. રાજ્યને "નાબૂદ" નથી કરી નાખવામાં આવતું. તે **વિલય પામે** છે. એથી "મુકત લોક રાજ્ય"ના સૂત્રના મૂલ્યનો—ક્યારેક ચળવળ કાર્યકરો તરફથી તેના વાજબી ઉપયોગના સંબંધમાં તેમ જ આખરી રૂપમાં તેની વૈજ્ઞાનિક અધૂરપના સંબંધમાં—અને કહેવાતા અરાજકતાવાદીઓની રાજ્યને સત્વર નાબૂદ કરી નાખવાની માંગોના મૂલ્યનો પણ આંક મળી જાય છે." ('હેર યુજેન ડ્યૂહરિંગની વિજ્ઞાનમાં ક્રાંતિ', 'ડ્યુહરિંગ ખંડન', પૃષ્ઠ ૩૦૧-૩૦૩, ત્રીજી જર્મન આવૃત્તિ).

ભૂલની બીક વગર કહી શકાય કે વિચારોની અદ્ભુત સમૃદ્ધિ ધરાવતી એંગેલ્સની એ દલીલમાંથી માત્ર એક જ મુદ્દો—અર્થાત્ રાજ્યની "નાબૂદી"ના અરાજકતાવાદી સિદ્ધાંતથી નિરાળું માર્ક્સનું કથન કે રાજ્ય "વિલય પામે છે"— આધુનિક સમાજવાદી પાર્ટીઓની અંદર સમાજવાદી ચિંતનનો અંતર્ગત ભાગ બન્યો છે. માર્ક્સવાદમાં એવી રીતે કાપકૂપ કરવાનો અર્થ તેને ઉતારી પાડીને તકવાદ બનાવી દેવાનો જ થાય કારણ કે એવું અર્થઘટન તો કેવળ ધીમાં, એકધારા, ક્રમબદ્ધ પરિવર્તનનો, છલાંગો તથા ઝંઝાવાતોની ગેરહાજરીનો, ક્રાંતિની ગેરહાજરીનો, ધૂંધળો ખ્યાલ જ બાકી રહેવા દે છે. રાજ્યના "વિલય"ના ચાલુ, બહોળો ફેલાવો ધરાવતા, સમજો કે લોકવ્યાપી, ખ્યાલનો અર્થ ક્રાંતિના પરિત્યાગનો નહિ તો તેને મંદ બનાવી દેવાનો નિ:શંક થાય જ છે.

પરંતુ એવું "અર્થઘટન" માત્ર મૂડીદાર વર્ગના જ ફાયદામાં માર્ક્સવાદની

તદ્દન કઢંગી વિકૃતિ અંકિત કરે છે. સિદ્ધાંતની દૃષ્ટિએ જોતાં તે અમે પૂરી ટાંકેલી એંગેલ્સની "નિષ્કર્ષ" દલીલમાં નિર્દેશિત અત્યંત મહત્ત્વના સંજોગો તથા ગણતરીઓની અવગણના ઉપર આધારિત છે.

એક — એંગેલ્સે પોતાની દલીલની શરૂઆતમાં જ જણાવ્યું છે કે સર્વહારા વર્ગ રાજ્ય સત્તા કબજે કરી લે છે અને એ રીતે "રાજ્યનું રાજ્ય તરીકેનું સ્વરૂપ નાબૂદ કરી નાખે છે". આ કથન વિશે વિચાર કરવાની બાબતને "સારી રીતભાત" નથી ગણવામાં આવતી. સામાન્ય રીતે તેને કાં તો સાવ અવગણવામાં આવે છે અથવા એંગેલ્સની "હેગેલપંથી નબળાઈ" જેવું કશુંક ગણી લેવામાં આવે છે. પરંતુ હકીકત એ શબ્દો મહાનતમ સર્વહારા વર્ગીય ક્રાંતિઓમાંની એકના, ૧૮૭૧ના પેરિસ કોમ્યુનના, અનુભવને સંક્ષેપમાં વ્યકત કરે છે. અમે તેની વાત સમુચિત સ્થળે વધારે વિગતમાં કરીશું. હકીકતમાં એંગેલ્સે અહીંયાં સર્વહારા વર્ગીય ક્રાંતિ તરફથી **મૂડીવાદી** રાજ્યની "નાબૂદી"નો ઉલ્લેખ કર્યો છે, અને રાજ્યના વિલય સંબંધી શબ્દો તો સમાજવાદી ક્રાંતિ **પછી સર્વહારા વર્ગીય** રાજ્યના અવશેષો વિશે લખવામાં આવેલા છે. એંગેલ્સના કથન મુજબ, મૂડીવાદી રાજ્ય "વિલય" નથી પામતું પરંતુ સર્વહારા વર્ગ તેને ક્રાંતિ દરમિયાન **"નાબૂદ" કરી નાખે છે.** એ ક્રાંતિ પછી જે વિલય પામે છે તે તો સર્વહારા વર્ગીય રાજ્ય અથવા અર્ધ-રાજ્ય છે.

બે — રાજ્ય "ખાસ દમનકારી તાકાત" હોય છે. એંગેલ્સે એવી તેજસ્વી તથા અત્યંત ગહનગંભીર વ્યાખ્યા અહીંયાં વધારેમાં વધારે સ્પષ્ટ રૂપે રજૂ કરી છે. તેમાંથી એવી તારવણી નીકળે છે કે મૂડીદાર વર્ગ તરફથી સર્વહારા વર્ગને, ગણતર અમીરો તરફથી લાખોકરોડો મહેનતકશ ઈન્સાનોને, દબાવી દેવા માટેની "ખાસ દમનકારી તાકાત"ને હઠાવીને તેની જગ્યાએ સર્વહારા વર્ગ તરફથી મૂડીદાર વર્ગને દબાવી દેવા માટેની "ખાસ દમનકારી તાકાત" (સર્વહારા વર્ગની સરમુખત્યારી) સ્થાપવી જોઈએ. "રાજ્યનું રાજ્ય તરીકેનું સ્વરૂપ નાબૂદ કરી" નાખવાનો મતલબ ચોક્કસ એવો જ છે. એ તો ચોક્કસ રૂપે સમાજના નામે ઉત્પાદનનાં સાધનો કબજે કરી લેવાનું "કૃત્ય" જ છે. અને વાત આપો-આપ સાફ બની રહે છે કે મૂડીવાદી "ખાસ તાકાત"ની જગ્યાએ બીજી (સર્વહારા વર્ગીય) "ખાસ તાકાત"ની **એવી** ફેરબદલી "વિલય પામવાના" રૂપમાં ન જ થઈ શકે.

ત્રણ — રાજ્યના "વિલય"ની અને એથીયે વધારે તાદૃશ તથા છટાદાર વાણીમાં "આપમેળે લુપ્ત થઈ જવાની" વાત કરતી વેળા એંગેલ્સનો નિર્દેશ

એકદમ સ્પષ્ટ તથા ચોક્કસ રૂપમાં "રાજ્યે સમગ્ર સમાજના નામે ઉત્પાદનનાં સાધનો કબજે કરી લીધા" **પછીના**, અર્થાત્ સમાજવાદી ક્રાંતિ **પછીના**, ગાળા પ્રત્યે છે. આપણે સૌ જાણીએ છીએ કે એ સમયે "રાજ્ય"નું રાજકીય રૂપ અત્યંત પરિપૂર્ણ લોકશાહીનું હોય છે. પરંતુ બેશરમીથી માર્ક્સવાદને વિકૃત બનાવી દેનારા તકવાદીઓમાંથી કોઈના ભેજામાં કદી ઊતરતું જ નથી કે અહીંયાં એંગેલ્સ ત્યાર બાદ **લોકશાહી** "લુપ્ત થઈ જવાની" અથવા "વિલય" પામવાની વાત કરે છે. એ કથન પહેલી નજરે બહુ વિચિત્ર લાગે છે, પરંતુ તે "અગમ્ય તો માત્ર એવા લોકોને જ લાગે છે કે જેમણે એક હકીકત વિશે વિચાર નથી કર્યો હોતો કે લોકશાહી **પણ** રાજ્ય છે, અને એટલે રાજ્ય અલોપ થઈ જશે ત્યારે લોકશાહી પણ અલોપ થઈ જશે. માત્ર ક્રાંતિ જ મૂડીવાદી રાજ્યને "નાબૂદ" કરી શકે. સામાન્ય રૂપમાં રાજ્ય, એટલે કે અત્યંત પરિપૂર્ણ લોકશાહી, કેવળ "વિલય" પામી શકે.

ચાર — "રાજ્ય વિલય પામે છે" એવા સુખ્યાત વિધાનના નિરૂપણ પછી એંગેલ્સ તરત જ ખાસ ખુલાસો કરે છે કે એ નિરૂપણ તકવાદીઓ તેમ જ અરાજકતાવાદીઓ બેઉની વિરુદ્ધ અંકિત છે. એમ કરીને એંગેલ્સ "રાજ્ય વિલય પામે છે" એવા વિધાનમાંથી તકવાદીઓની વિરુદ્ધ અંકિત નિષ્કર્ષને મોખરે આણી દે છે.

શરત લગાવી શકાય કે રાજ્યના "વિલય" વિશે વાંચી ચૂકેલા અથવા સાંભળી ચૂકેલા દર ૧૦૦૦૦ માણસોમાંથી ૯૯૯૦ માણસોને કાં તો સાવ ખબર નથી હોતી અથવા યાદ નથી હોતું કે એંગેલ્સે એ વિધાનમાંથી તારવેલા નિષ્કર્ષો **એકલા** અરાજકતાવાદીઓની વિરુદ્ધ અંકિત નહોતા કર્યા. અને બાકીના દસમાંથી ઘણું કરીને નવને ખબર નથી હોતી કે "મુક્ત લોક રાજ્ય"નો અર્થ શો થાય છે અથવા એ સૂત્ર ઉપરનો હુમલો તકવાદીઓ ઉપરનો હુમલો કેમ બની રહે છે. ઇતિહાસ એવી રીતે લખવામાં આવે છે! મહાન ક્રાંતિકારી સિદ્ધાંતને એમ જ, પારખી ન શકાય એવી રીતે, વિકૃત બનાવી દેવામાં આવે છે અને પ્રચલિત કૂપમંડૂકતા જોડે મારીમચડીને બંધબેસાડી દેવામાં આવે છે! અરાજકતાવાદીઓની વિરુદ્ધ અંકિત નિષ્કર્ષને હજારો વાર દોહરાવવામાં આવ્યો છે, વિકૃત બનાવવામાં આવ્યો છે, તદ્દન પોકળ રૂપમાં લોકોનાં ભેજાંમાં ઠસાવવામાં આવ્યો છે, અને તેણે પૂર્વગ્રહનું જોર હાંસલ કરી લીધું છે, પરંતુ તકવાદીઓની વિરુદ્ધ અંકિત નિષ્કર્ષને અવગણવામાં આવ્યો છે તથા "ભૂલી જવામાં" આવ્યો છે!

"મુક્ત લોક રાજ્ય"નું સૂત્ર આઠમા દાયકામાં જર્મન સામાજિક-

લોકશાહીવાદીઓનું વ્યાપક રૂપે પ્રચલિત સૂત્ર હતું અને કાર્યક્રમ સંબંધી માંગ અંકિત કરતું હતું. એ સૂત્રમાં રાજકીય અંતસ્તત્ત્વ બિલકુલ નથી, સિવાય કે તે લોકશાહીની વિભાવનાનું આડંબરી કૂપમંડૂકિયું વર્ણન રજૂ કરે છે. તેમાં લોકશાહીવાદી પ્રજાસત્તાકનો સંકેત કાનૂની દૃષ્ટિએ શક્ય રૂપમાં સામેલ હતો એટલે એંગેલ્સે તેના ઉપયોગને ચળવળના કાર્યની દૃષ્ટિએ "અમુક સમય પૂરતો" "વાજબી ગણવાની" તૈયારી બતાવી હતી. પરંતુ એ સૂત્ર તકવાદી હતું કારણ કે તેમાં કેવળ મૂડીવાદી લોકશાહીની સાજસજાવટ જ નહિ પરંતુ સામાન્ય રૂપે રાજ્યની સમાજવાદી ટીકાને સમજવાની અશકિત પણ વ્યકત થતી હતી. મૂડીવાદી સમાજમાં સર્વહારા વર્ગ માટે રાજ્યના સર્વોત્તમ રૂપ તરીકે લોકશાહીવાદી પ્રજાસત્તાકની આપણે તરફેણ કરીએ છીએ, પરંતુ આપણને એ વાત ભૂલી જવાનો અધિકાર બિલકુલ નથી જ કે વધારેમાં વધારે લોકશાહીવાદી મૂડીવાદી પ્રજાસત્તાકમાં પણ લોકો રોજી ગુલામીની હાલતમાં સબડતા હોય છે. વધુમાં, દરેક રાજ્ય પીડિત વર્ગને "દબાવી દેવા માટેની ખાસ તાકાત" હોય છે. એટલે **દરેક** રાજ્ય "મુકત" **નથી** હોતું અને "લોક રાજ્ય" **નથી** હોતું. માર્ક્સ અને એંગેલ્સે એ વાત આઠમા દાયકામાં પોતાના પાર્ટી સાથીઓને વારંવાર સમજાવી હતી [7].

પાંચ—એંગેલ્સની જે કૃતિમાંની રાજ્યના વિલય સંબંધી દલીલ સૌને યાદ છે તે જ કૃતિમાં જોરજુલમી ક્રાંતિના મહત્ત્વ સંબંધી દલીલ પણ સામેલ છે. તેની ભૂમિકાનું એંગેલ્સે કરેલું ઐતિહાસિક પૃથક્કરણ તો જોરજુલમી ક્રાંતિની અસલ બિરદાવલિ બની રહે છે. પરંતુ તેને "કોઈ યાદ નથી કરતું", એ ખ્યાલના મહત્ત્વ વિશે વાત કરવાની કે વિચાર કરવાનીયે બાબતને આધુનિક સમાજવાદી પાર્ટીઓમાં સારી રીતભાત નથી ગણવામાં આવતી, અને લોકસમુદાયોની અંદર તેમના રોજિંદા પ્રચાર તથા ચળવળકાર્યમાં એ ખ્યાલ કશો જ ભાગ નથી ભજવતો. તેમ છતાં, રાજ્યના "વિલય" સાથે તે એક સુસંવાદી સમગ્રતામાં અવિભાજ્ય રીતે સંકળાયેલો છે.

આ રહી એંગેલ્સની દલીલ:

"...પરંતુ બળજોરી ઇતિહાસમાં બીજી એક ભૂમિકા (શયતાની તાકાત સિવાયની બીજી), ક્રાંતિકારી ભૂમિકા, પણ ભજવે છે; માર્ક્સના શબ્દોમાં તે નૂતન સમાજનો ગર્ભ પોતાની અંદર ધરાવતા દરેક પુરાણા સમાજની સુયાણી બની રહે છે [8], એવું સાધન બની રહે છે કે જેની મદદ

વડે સામાજિક આંદોલન મૃત અશિમલ રાજકીય રૂપોના કાટમાળમાંથી જોસભેર માર્ગ કરતું આગળ ધપે છે — તેને વિશે હેર ડ્યૂહરિંગે એક શબ્દ પણ નથી કહ્યો. તેણે આખર નિસાસા નાખતાં નાખતાં અને ઊહકારા ભરતાં ભરતાં સ્વીકાર કર્યો છે કે શોષણની આર્થિક પદ્ધતિને ઉથલાવી પાડવા માટે બળજોરી કદાચ જરૂરી બનશે, પરંતુ એ તો કમનસીબીની વાત બની રહેશે કારણ કે બળજોરીનો કોઈ જાતનો ઉપયોગ કરનાર એથી ખરેખર હતોત્સાહનો ભોગ બની જાય છે. દરેક વિજયી ક્રાંતિએ પારાવાર નૈતિક તથા વૈચારિક પ્રોત્સાહન પૂરું પાડયું હોવા છતાં આવું કથન કરવામાં આવે છે! વળી જર્મનીમાં કે જ્યાં ભીષણ ટક્કરથી — જે લોકોની ઉપર કદાચ ખરેખર લદાઈ જાય — ઓછામાં ઓછો એટલો ફાયદો તો થશે જ કે ત્રીસ વરસના યુદ્ધની[7] નામોશીના પરિણામે રાષ્ટ્રીય સભાનતામાં ઓતપ્રોત થઈ ગયેલી દાસતા નાબૂદ થઈ જશે. અને એવી પાદરીની ચિંતનરીતિ — ચેતનહીન, બેનૂર, તથા નાકૌવત ચિંતનરીતિ — ઈતિહાસમાં જાણવામાં આવેલી અધિકતમ ક્રાંતિકારી પાર્ટીની ઉપર સવાર થઈ જવાના અધિકારનો દાવો કરે છે!" (ત્રીજી જર્મન આવૃત્તિ, ભાગ ૨, ચોથા પ્રકરણના અંતમાં, પૃષ્ઠ ૧૯૩.)

એંગેલ્સે ૧૮૭૮ અને ૧૮૯૪ દરમિયાન, અર્થાત્ છેક અવસાનના સમય સુધી, જર્મન સામાજિક-લોકશાહીવાદીઓનું ધ્યાન ખેંચવા વારંવાર આગ્રહપૂર્વક રજૂ કરેલી એવી જોરજુલમી ક્રાંતિની બિરદાવલિને, રાજ્યના "વિલય"ના સિદ્ધાંત સાથે જોડી દઈને, એક જ સળંગ સિદ્ધાંત કેવી રીતે ઘડી શકાય?

સામાન્ય રીતે એ બન્નેને સંકલનવાદના આધારે, ક્યારેક એક અને ક્યારેક બીજી દલીલની આપમરજીએ (અથવા મોજૂદ સત્તાધારીઓને ખુશ કરવાના આશયે) કરેલી સિદ્ધાંતશૂન્ય કે વિતંડાવાદી પસંદગીના આધારે, જોડી દેવામાં આવે છે, અને સોમાંથી ઓછામાં ઓછા નવ્વાણું દાખલાઓમાં "વિલય"નો ખ્યાલને મોખરે મૂકવામાં આવે છે. દ્વંદ્વાત્મકતાના સિદ્ધાંતને સ્થાને સંકલનવાદને ગોઠવી દેવામાં આવે છે — હાલના સત્તાવાર સામાજિક-લોકશાહીવાદી સાહિત્યમાં માર્ક્સવાદના સંબંધમાં જોવા મળતી અત્યંત સામાન્ય, અત્યંત વ્યાપક, પરિઘટના એવી છે. એવી ફેરબદલી બેશક નવી વાત નથી, ક્લાસિક ગ્રીક તત્ત્વજ્ઞાનના ઈતિહાસમાં પણ તે જોવા મળી છે. માર્ક્સવાદને તકવાદી રીતે વિકૃત બનાવી દેવામાં, લોકસમુદાયોને છેતરવાની સહેલામાં સહેલી રીત, દ્વંદ્વાત્મકતાના સિદ્ધાંતને

સ્થાને સંકલનવાદને ગોઠવી દેવાની છે; તે ભ્રામક સંતોષ પેદા કરે છે; તેમાં પ્રક્રિયાનાં સઘળાં અંગો, વિકાસનાં સઘળાં વલણો, સઘળી પરસ્પર ટકરાતી અસરો, વગેરે લક્ષમાં લેવાતું હોય એમ લાગે છે, પરંતુ સામાજિક વિકાસની અખંડ તથા ક્રાંતિકારી વિભાવનાની રજૂઆત વાસ્તવમાં બિલકુલ થતી નથી.

અમે ઉપર જણાવી ચૂક્યા છીએ અને આગળ જતાં વધારે પૂર્ણ રૂપે બતાવીશું કે જોરજુલમી ક્રાંતિની અનિવાર્યતાને લગતો માર્ક્સ અને એંગેલ્સનો સિદ્ધાંત મૂડીવાદી રાજ્ય સાથે સંબંધ ધરાવે છે. સર્વહારા વર્ગીય રાજ્ય (સર્વહારા વર્ગની સરમુખત્યારી) મૂડીવાદી રાજ્યનું સ્થાન "વિલય"ની પ્રક્રિયા મારફત **નહિ** પરંતુ સામાન્ય નિયમ તરીકે માત્ર જોરજુલમી ક્રાંતિ મારફત લઈ શકે. એંગેલ્સે તેના સન્માનમાં ગાયેલી અને માર્ક્સની વારંવાર દોહરાવવામાં આવેલી ('તત્ત્વજ્ઞાનની દરિદ્રતા' અને 'કોમ્યુનિસ્ટ જાહેરનામું' કૃતિઓના છેલ્લા ફકરાઓ તથા તેમાં કરવામાં આવેલી જોરજુલમી ક્રાંતિની ગર્વભરી તથા ખુલ્લી ઘોષણાને યાદ કરો, લગભગ ત્રીસ વરસ પછી ૧૮૭૫માં 'ગોથા કાર્યક્રમ'ની[10] ટીકામાં એ કાર્યક્રમનાં તકવાદી રૂપલક્ષણોની બેરહમ ઝાટકણી કરતી વેળા માર્ક્સે જે લખેલું તેને યાદ કરો) જાહેરાતોને પૂરેપૂરી અનુરૂપ બિરદાવલિ કંઈ ખાલી "આવેશ" નથી, ખાલી બરાડો કે દલીલનો પ્રહાર નથી. માર્ક્સ અને એંગેલ્સના **સઘળા** સિદ્ધાંતોના પાયામાં, જોરજુલમી ક્રાંતિ સંબંધી **એ** જ અને ચોક્કસ **એ** જ વિચારના રંગે લોકસમુદાયોને પદ્ધતિસર રંગી દેવાની આવશ્યકતા રહેલી છે. તેમના સિદ્ધાંતોનો હાલ વર્ચસ્વી સામાજિક-અંધરાષ્ટ્રવાદી તથા કાઉત્સ્કીપંથી વહેણોએ કરેલો દ્રોહ, એ બેઉ વહેણો તરફથી **એવા** પ્રચાર તથા ચળવળની અવગણનામાં સચોટ રીતે વ્યક્ત થાય છે.

મૂડીવાદી રાજ્યના સ્થાને સર્વહારા વર્ગીય રાજ્ય સ્થાપવાનું જોરજુલમી ક્રાંતિ વગર અશક્ય છે. સર્વહારા વર્ગીય રાજ્યની, અર્થાત્ સામાન્ય રૂપે રાજ્યની, નાબૂદી "વિલય"ની પ્રક્રિયા સિવાય બીજી કોઈ રીતે અશક્ય છે.

માર્ક્સ અને એંગેલ્સે દરેક અલગ ક્રાંતિકારી પરિસ્થિતિનું પરીક્ષણ કરતી વેળા, દરેક અલગ ક્રાંતિના અનુભવના બોધપાઠોનું પૃથક્કરણ કરતી વેળા, એ વિચારોનું વિગતવાર તથા નક્કર નિરૂપણ કર્યું હતું. હવે અમે તેની, તેમના સિદ્ધાંતના નિ:શંક અત્યંત મહત્ત્વના ભાગની, છણાવટ કરીશું.

પ્રકરણ ૨

# રાજ્ય અને ક્રાંતિ
# ૧૮૪૮-૧૮૫૧નો અનુભવ

## ૧. ક્રાંતિની પૂર્વવેળા

પરિપકવ માર્ક્સવાદની પહેલી કૃતિઓ—'તત્ત્વજ્ઞાનની દરિદ્રતા' અને 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'—બરાબર ૧૮૪૮ની ક્રાંતિની પૂર્વવેળાએ પ્રગટ થઈ હતી. એ કારણે તેમાં માર્ક્સવાદના સામાન્ય સિદ્ધાંતોની રજૂઆત ઉપરાંત એ જમાનાની વાસ્તવિક ક્રાંતિકારી પરિસ્થિતિ અમુક પ્રમાણમાં પ્રતિબિંબિત થઈ છે. એટલે, એ કૃતિઓના લેખકોએ ૧૮૪૮-૫૧નાં વર્ષોના અનુભવના નિષ્કર્ષોની તારવણીથી એકદમ અગાઉના સમયે રાજ્ય વિશે કરેલાં કથનોનું પરીક્ષણ કદાચ વધારે ઉપયોગી થશે.

'તત્ત્વજ્ઞાનની દરિદ્રતા'માં માર્ક્સે લખ્યું છે:

"...કામદાર વર્ગ પોતાના વિકાસ દરમિયાન પુરાણા મૂડીવાદી સમાજના સ્થાને એવા સહજીવનની સંઘટના કરશે કે જેમાં વર્ગો અને તેમની વચ્ચેના વિરોધો નહિ હોય, અને રીતસરની રાજકીય સત્તા અસ્તિત્વમાં નહિ રહે કારણ કે મૂડીવાદી સમાજમાં ચોક્કસ રૂપે રાજકીય સત્તા જ વિરોધોની સત્તાવાર અભિવ્યક્તિ હોય છે." (જર્મન આવૃત્તિ, ૧૮૮૫, પૃષ્ઠ ૧૮૨.)

વર્ગોની નાબૂદી પછી રાજ્ય લુપ્ત થઈ જવાના ખ્યાલના એવા સામાન્ય નિરૂપણને, માર્ક્સ અને એંગેલ્સે થોડાક મહિના બાદ—ચોકસાઈથી કહીએ તો ૧૮૪૭ના નવેંબરમાં—લખેલી 'કોમ્યુનિસ્ટ જાહેરનામું' કૃતિમાંના નિરૂપણ સાથે, સરખાવવાનું બોધપ્રદ છે:

“...આપણે સર્વહારા વર્ગના વિકાસના અત્યંત સામાન્ય તબક્કાઓના ચિતારમાં, વર્તમાન સમાજની અંદર ચાલતા ઓછાવત્તા આવૃત્ત આંતર-વિગ્રહની રૂપરેખા એટલે સુધી દોરી કે જ્યારે વિગ્રહ દરમિયાન ખુલ્લી ક્રાંતિ ફાટી નીકળે છે, અને મૂડીદાર વર્ગને બળપૂર્વક ઉથલાવી પાડવાનું કદમ સર્વહારા વર્ગના અમલનો પાયો નાખે છે...

“...આપણે ઉપર જોઈ ગયા કે કામદાર વર્ગની ક્રાંતિનું પહેલું કદમ સર્વહારા વર્ગની ઉન્નતિ સાધીને તેને શાસક વર્ગ બનાવી દેવાનું છે, લોકશાહી માટેની લડત જીતી લેવાનું છે.

“સર્વહારા વર્ગ પોતાની સર્વોપરિતાનો ઉપયોગ મૂડીદાર વર્ગના હાથમાંથી ધીરે ધીરે તમામ મૂડી છીનવી લેવા માટે કરશે, ઉત્પાદનનાં તમામ સાધનોને રાજ્ય હસ્તક, અર્થાત્ શાસક વર્ગ તરીકે સંગઠિત સર્વહારા વર્ગના હાથમાં, કેંદ્રિત કરવા માટે કરશે, ઉત્પાદક પરિબળોના સંચયમાં બને એટલી ઝડપે વૃદ્ધિ કરવા માટે કરશે.” (‘કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું’, મોસ્કો, ૧૯૭૪, પૃષ્ઠ ૪૯ અને ૫૯.)

અહીંયાં આપણને રાજ્યના વિષય અંગે માર્ક્સવાદના અત્યંત અદ્ભુત અને અત્યંત મહત્ત્વના વિચારોમાંના એકનું, અર્થાત્ “સર્વહારા વર્ગની સરમુખત્યારી”ના (પેરિસ કોમ્યુન પછી માર્ક્સ અને એંગેલ્સ તેને એ નામ આપવા લાગ્યા હતા) વિચારનું, નિરૂપણ મળે છે; અને સાથે સાથે રાજ્યની અત્યંત રસપ્રદ વ્યાખ્યા—એ પણ માર્ક્સવાદના “ભુલાઈ ગયેલા શબ્દો”માં સામેલ છે—મળે છે: **“રાજ્ય.., અર્થાત્ શાસક વર્ગ તરીકે સંગઠિત સર્વહારા વર્ગ...”**

સત્તાવાર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓના ચાલુ પ્રચાર તથા ચળવળ સાહિત્યમાં રાજ્યની એ વ્યાખ્યા ક્યારેય સમજાવવામાં નથી આવી. વધુમાં, તેને જાણીજોઈને ભૂલી જવામાં આવી છે કારણ કે તે સુધારાવાદ જોડે બિલકુલ મેળ નથી ખાતી અને “લોકશાહીના શાંતિમય વિકાસ” સંબંધી સામાન્ય તકવાદી પૂર્વગ્રહો તથા કૂપમંડૂકિયા ભ્રમો ઉપર જોરદાર ફટકો અંકિત કરે છે.

તમામ તકવાદીઓ, સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ, તથા કાઉત્સ્કીપંથીઓ દોહરાવતા રહે છે કે સર્વહારા વર્ગને રાજ્યની જરૂર છે, અને તેઓ આપણને ખાતરી આપે છે કે માર્ક્સે એ જ સિદ્ધાંત રજૂ કરેલો છે. પરંતુ તેઓ ઉમેરવાનું

"ભૂલી જાય છે" કે માર્ક્સના કથન મુજબ એક તો સર્વહારા વર્ગને કેવળ એવા રાજ્યની જરૂર છે જે વિલય પામતું હોય, અર્થાત્ તત્કાળ વિલય પામવા લાગે અને વિલય પામ્યા વગર રહે જ નહિ એવી રીતે સંઘટિત હોય. બીજી વાત એ કે મહેનતકશ લોકોને "રાજ્ય.., અર્થાત્ શાસક વર્ગ તરીકે સંગઠિત સર્વહારા વર્ગ..."ની જરૂર છે.

રાજ્ય બળજોરીનું ખાસ સંઘટન છે: તે કોઈ વર્ગને દબાવી દેવા માટે જોરજુલમનું સંઘટન છે. સર્વહારા વર્ગે કયા વર્ગને દબાવી દેવાનો છે? સ્વાભાવિક રીતે જ, માત્ર શોષક વર્ગને, અર્થાત્ મૂડીદાર વર્ગને. મહેનતકશ લોકોને રાજ્યની જરૂર માત્ર શોષકોના પ્રતિકારને દબાવી દેવા માટે જ છે, અને માત્ર સર્વહારા વર્ગ જ દમનના એ કાર્યનું સંચાલન કરવાની, તેને પાર પાડવાની, સ્થિતિમાં છે, કારણ કે સર્વહારા વર્ગ જ એકમાત્ર સુસંગત ક્રાંતિકારી વર્ગ છે, તે જ એકમાત્ર એવો વર્ગ છે જે મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં, મૂડીદાર વર્ગને તદ્દન હઠાવી દેવાની કામગીરીમાં, તમામ મહેનતકશ તથા શોષિત લોકોની એકતા સાધી શકે.

શોષક વર્ગોને રાજકીય શાસનની જરૂર શોષણ ચાલુ રાખવા માટે, અર્થાત્ લોકોની વિશાળ બહુસંખ્યાની વિરુદ્ધ નજીવી લઘુસંખ્યાનાં સ્વાર્થી હિતોના જતન ખાતર, હોય છે. શોષિત વર્ગોને રાજકીય શાસનની જરૂર શોષણને તદ્દન નાબૂદ કરી નાખવા માટે, અર્થાત્ લોકોની વિશાળ બહુસંખ્યાનાં હિતોની રક્ષા માટે અને આધુનિક ગુલામ-માલિકોની — જમીનદારો તથા મૂડીદારોની — બનેલી નજીવી લઘુસંખ્યાનો સામનો કરવા માટે, હોય છે.

નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓએ, વર્ગસંઘર્ષના સ્થાને વર્ગો વચ્ચે સુમેળનું સ્વપ્ન મૂકી દેનારા નકલી સમાજવાદીઓએ, સમાજવાદી રૂપાંતરનું ચિત્રણ પણ સ્વપ્નસેવી રીતે કર્યું છે — શોષક વર્ગના શાસનને ઉથલાવી પાડવાના કાર્ય તરીકે નહિ પરંતુ પોતાનાં લક્ષ્યો વિશે સભાન બની ગયેલી બહુસંખ્યાને શાંતિમય રીતે તાબે થઈ જવાના લઘુસંખ્યાના કદમ તરીકે કર્યું છે. રાજ્ય વર્ગોથી ઉપર સ્થિત હોવાના ખ્યાલ સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલો એવો તરંગ વિહાર વાસ્તવમાં મહેનતકશ વર્ગોનાં હિતોના દ્રોહમાં પરિણમ્યો. એ હકીકત, દાખલા તરીકે, ૧૮૪૮ તથા ૧૮૭૧ની ફ્રેંચ ક્રાંતિઓના ઈતિહાસે તેમ જ ઓગણીસમી સદીના અંતમાં તથા વીસમી સદીના આરંભમાં ઈંગ્લેંડ, ફ્રાંસ, ઈટાલી, તથા બીજા દેશોનાં મૂડીવાદી પ્રધાનમંડળોમાં "સમાજવાદી" સામેલગીરીના અનુભવે સાફ બતાવી આપી છે[11].

રશિયામાં સમાજવાદી-ક્રાંતિકારી તથા મેન્શેવિક પાર્ટીઓએ હવે ફરી સજીવન કરેલા એ નિમ્ન-મૂડીવાદી સમાજવાદની સામે માર્ક્સે આખી જિંદગી લડત ચલાવી હતી. તેમણે વર્ગસંઘર્ષ સંબંધી પોતાના સિદ્ધાંતને સુસંગત રીતે અમલમાં મૂક્યો હતો અને તેમાં રાજકીય સત્તા સંબંધી સિદ્ધાંતને, રાજ્ય સંબંધી સિદ્ધાંતને, પણ આવરી લીધો હતો.

જેને હયાતીના આર્થિક સંજોગો મૂડીવાદી શાસનને ઉથલાવી પાડવાના કર્તવ્ય માટે તૈયાર કરે છે અને શક્યતા તેમ જ સામર્થ્ય પૂરાં પાડે છે એવા વિશિષ્ટ વર્ગ તરીકે સર્વહારા વર્ગ જ એ કર્તવ્ય પાર પાડી શકે. મૂડીદાર વર્ગ કિસાનપ્રજામાં તથા બધાં નિમ્ન-મૂડીવાદી સ્તરોમાં ભંગાણ પાડે છે તથા વિઘટનની હાલત પેદા કરે છે, અને સાથે સાથે જ સર્વહારા વર્ગને એકત્રિત કરે છે, એકતામાં સાંકળી લે છે, સંગઠિત બનાવે છે. મોટા પાયાના ઉત્પાદનમાં સર્વહારા વર્ગની ભૂમિકાને કારણે માત્ર તે જ **તમામ** મહેનતકશ તથા શોષિત લોકસમુદાયોની આગેવાની કરવા શકિતમાન હોય છે. મૂડીદાર વર્ગ તરફથી એ લોકસમુદાયો સર્વહારાઓ કરતાં ઓછા નહિ પરંતુ વધારે શોષિત, પીડિત, તથા ચગદાયેલા હોય છે, પરંતુ તેમનામાં પોતાની મુકિતનો **સ્વતંત્ર** સંઘર્ષ લડવાની શકિત નથી હોતી.

માર્ક્સ વર્ગસંઘર્ષ સંબંધી સિદ્ધાંત રાજ્ય તથા સમાજવાદી ક્રાંતિને લાગુ કરે છે ત્યારે તેમાંથી સર્વહારા વર્ગના **રાજકીય શાસનને**, તેની સરમુખત્યારીને, અર્થાત્ બીજા કોઈની ભાગીદારી વગરની અને સીધી લોકસમુદાયોની હથિયારબંધ તાકાત ઉપર આધારિત સત્તાને, માન્યતા આવશ્યક રીતે ફલિત થાય છે.

મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાનું કર્તવ્ય માત્ર સર્વહારા વર્ગ જ **શાસક વર્ગમાં** રૂપાંતરિત થઈને, મૂડીદાર વર્ગના અનિવાર્ય તથા મરણિયા પ્રતિકારને કચડી નાખવા તેમ જ **તમામ** મહેનતકશ તથા શોષિત લોકસમુદાયોને નવી આર્થિક વ્યવસ્થા માટે સંગઠિત કરવા શકિતમાન બનીને, પાર પાડી શકે.

શોષકોના પ્રતિકારને કચડી નાખવા માટે તેમ જ સમાજવાદી અર્થતંત્રની સંઘટનાના કાર્યમાં વસતિના વિશાળ સમુદાયની — કિસાનપ્રજા, નિમ્ન-મૂડીવાદી સ્તરો, અર્ધ-સર્વહારાઓની — **આગેવાની** કરવા માટે સર્વહારા વર્ગને રાજ્ય સત્તાની, બળજોરીના કેંદ્રીકૃત સંઘટનની, જોરજુલમના સંઘટનની, જરૂર છે.

માર્ક્સવાદ કામદારોની પાર્ટીને કેળવણી આપવામાં સર્વહારા વર્ગની આગલી હરોળને કેળવણી આપે છે અને તેને સત્તા કબજે કરી લેવા તથા **સમગ્ર જનતાને** સમાજવાદની દિશામાં **દોરી જવા**, નવી વ્યવસ્થાની સંઘટના તથા સંચાલન કરવા, મૂડીદાર વર્ગ વગર તથા મૂડીદાર વર્ગ વિરુદ્ધ તમામ મહેનતકશ તથા

શોષિત લોકોના સામાજિક જીવનના નિર્માણના કર્તવ્યમાં તેમના ગુરુ, માર્ગદર્શક, તથા આગેવાનનું સ્થાન સંભાળવા, શકિતમાન બનાવે છે. એથી ઊલટું, હાલ જેની બોલબાલા છે એ તકવાદ કામદારોની પાર્ટીના સભ્યોને બહેતર વેતન મેળવનારા કામદારોના એવા પ્રતિનિધિઓ બનવાની તાલીમ આપે છે કે જે સાધારણ કામદારોથી અળગા પડી જાય છે, મૂડીવાદી સમાજમાં સારી મઝાની "જિંદગી જીવે છે", નજીવી લાલસા સંતોષવા ખાતર પોતાનો જન્મસિદ્ધ અધિકાર વેચી દે છે, અર્થાત્ મૂડીદાર વર્ગની સામે જનતાના ક્રાંતિકારી આગેવાનોની પોતાની ભૂમિકા જતી કરે છે.

"રાજ્ય.., અર્થાત્ શાસક વર્ગ તરીકે સંગઠિત સર્વહારા વર્ગ..."— માર્ક્સનો આ સિદ્ધાંત, ઇતિહાસમાં સર્વહારા વર્ગની ક્રાંતિકારી ભૂમિકા સંબંધી તેમના સઘળા વિચારો સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલો છે. એ ભૂમિકાની ચરમ કક્ષા સર્વહારા વર્ગની સરમુખત્યારીમાં, સર્વહારા વર્ગના રાજકીય શાસનમાં, અંકિત છે.

પરંતુ સર્વહારા વર્ગને રાજ્યની જરૂર મૂડીદાર વર્ગની **સામે** જોરજુલમના **ખાસ** રૂપના સંઘટન તરીકે હોય તો તેમાંથી આપોઆપ નીચે મુજબ ફલિત થાય છે: મૂડીદાર વર્ગે **પોતાને માટે** સર્જેલા રાજ્ય તંત્રને પહેલાં નાબૂદ, ખતમ, કરી નાખ્યા વગર એવું સંઘટન શક્ય હોવાની ધારણા થઈ શકે ખરી? 'કોમ્યુનિસ્ટ જાહેરનામું' સીધી રીતે એવા ફલિત તરફ જ દોરી જાય છે, અને માર્ક્સે ૧૮૪૮-૫૧ની ક્રાંતિના અનુભવનો સાર તારવતી વેળા એ ફલિતનો ઉલ્લેખ કર્યો છે.

## ૨. ક્રાંતિનો નિષ્કર્ષ

આપણી છણાવટના સવાલ રાજ્ય વિશે માર્ક્સે ૧૮૪૮-૫૧ની ક્રાંતિમાંથી તારવેલા નિષ્કર્ષો, 'લુઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર' નામની તેમની કૃતિમાંની નીચેની દલીલમાં રજૂ કર્યા છે:

"...પરંતુ ક્રાંતિ એકદમ સમૂળી છે. તે હજુ તાવણીના ગાળામાંથી પસાર થઈ રહી છે. તે પોતાની કામગીરી પદ્ધતિસર કરી રહી છે. તેણે ૧૮૫૧ના ડિસેંબરની બીજી તારીખ" (લુઈ બોનાપાર્તના બંડના દિવસ) "સુધીમાં તૈયારીનું કામ અરધું પાર પાડી લીધું હતું, હવે તે બાકીનું અરધું પાર પાડી રહી છે. પહેલાં તેણે સંસદીય સત્તાને પરિપૂર્ણતાની

કક્ષાએ પહોંચાડી દીધી, જેથી તેને ઉથલાવી પાડી શકાય. તેણે એ કામ પતાવી લીધું છે એટલે હવે તે **કારોબારી સત્તાને** પરિપૂર્ણતાની કક્ષાએ પહોંચાડી રહી છે, તેને વધારેમાં વધારે સાફ રૂપમાં જાહેર કરી રહી છે, તેને એકલી પાડી રહી છે, તેને ખુદ તેની સામે જ એકમાત્ર નિશાન તરીકે ગોઠવી રહી છે, **જેથી પોતાની સમગ્ર વિનાશકારી શક્તિઓ તેની સામે કેંદ્રિત કરી શકે**" (શબ્દો પર ભાર અમે મૂકેલો છે). "અને જ્યારે તે પ્રારંભિક કાર્યનો એ બીજો ભાગ પાર પાડી લેશે ત્યારે યુરોપ ખંડ એકદમ ઠેકડો મારીને પોકાર પાડશે: વાહ! મૂળિયાં ખોદવાનું સરસ કામ, ઘરડી છછુંદર!

"જબરજસ્ત નોકરશાહી તથા લશ્કરી સંઘટના ધરાવતી, કરામતી રાજ્ય તંત્ર ધરાવતી, બહોળા સ્તરોને આવરી લેતી, પાંચ લાખ જેટલા અમલદારોનું ધાડું ધરાવતી, અને વધારામાં બીજા પાંચ લાખ માણસોનું લશ્કર ધરાવતી એ કારોબારી સત્તાનો, ફ્રેંચ સમાજવાદી કાયાને જાળની જેમ લપેટીને તેનાં સઘળાં છિદ્રોને બંધ કરી દેતા એ ભયાનક પરજીવી સંઘટનનો, ઉદય આપખુદ રાજશાહીના જમાનામાં, સામંતશાહીના પતનને લીધે, થયો હતો અને એ પતનથી તેને પ્રવેગ મળ્યો હતો." પ્રથમ ફ્રેંચ ક્રાંતિએ કેંદ્રીકરણને વિકસાવ્યું, "પરંતુ સાથે સાથે સરકારી સત્તાના વ્યાપમાં, લક્ષણોમાં, તથા પ્રતિનિધિઓની સંખ્યામાં વધારો કર્યો. નેપોલિયને એ રાજ્ય તંત્રને પરિપૂર્ણ બનાવ્યું." કાયદેસરતાવાદી રાજશાહી તથા જુલાઈની રાજશાહીએ "શ્રમના અધિક વિભાજન સિવાય બીજું કંઈ નવું ન ઉમેર્યું..."

"...આખરે, સંસદીય પ્રજાસત્તાક ક્રાંતિ સામેના સંઘર્ષ દરમિયાન એવા સંજોગોમાં મુકાઈ ગયું કે તેને દમનકારી પગલાંની સાથે સરકારી સત્તાના સાધનસરંજામ તથા કેંદ્રીકરણને વધારે દૃઢ બનાવવાં પડયાં. **બધી જ ક્રાંતિઓએ એ તંત્રને ખતમ કરી નાખવાને બદલે વધારે પરિપૂર્ણ બનાવ્યું.**" (શબ્દો ઉપર ભાર અમે મૂકેલો છે.) "વર્ચસ્વ હાંસલ કરી લેવાની ચડસાચડસીમાં એક પછી એક ઝુકાવતી પાર્ટીઓ રાજ્યરૂપી એ વિશાળ ઈમારતના કબજાને વિજેતાની મુખ્ય લૂંટ ગણતી હતી." ('લુઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર', પૃષ્ઠ ૯૮-૯૯, ચોથી આવૃત્તિ, હેમ્બર્ગ, ૧૯૦૭.)

માર્ક્સવાદે એ સચોટ દલીલમાં 'કોમ્યુનિસ્ટ જાહેરનામું' કૃતિની સરખામણીએ જબ્બર આગેકદમ ભર્યું છે. 'કોમ્યુનિસ્ટ જાહેરનામું' પુસ્તકમાં રાજ્યના સવાલની છણાવટ અત્યંત અમૂર્ત રૂપમાં, સાવ સામાન્ય શબ્દો તથા વિધાનો વડે, કરવામાં આવી છે. ઉપરોકત ફકરામાં એ સવાલની છણાવટ નક્કર રીતે કરવામાં આવી છે અને નિષ્કર્ષ ચોક્કસ, સ્પષ્ટ, વ્યવહાર્ય, તથા સમજાય એવો છે: હાલ સુધી થયેલી બધી જ ક્રાંતિઓએ રાજ્ય તંત્રને વધારે પરિપૂર્ણ બનાવ્યું છે, પરંતુ તેને તો તોડી નાખવું જોઈએ, ખતમ કરી નાખવું જોઈએ.

એ નિષ્કર્ષ રાજ્ય સંબંધી માર્ક્સવાદી સિદ્ધાંતનો મુખ્ય તથા મૂળભૂત મુદ્દો છે. અને ચોક્કસ એ મુદ્દાને જ વર્ચસ્વી સત્તાવાર સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓ તદ્દન **ભૂલી ગઈ** છે એટલું જ નહિ પરંતુ બીજી ઈન્ટરનેશનલના મોખરાના સિદ્ધાંતકાર કાર્લ કાઉત્સ્કીએ તેને **વિકૃત** પણ બનાવી દીધો છે (આ બાબતની છણાવટ અમે આગળ કરીશું).

'કોમ્યુનિસ્ટ જાહેરનામું' ઈતિહાસની એવી સામાન્ય તારવણી આપે છે કે જે આપણે માટે રાજ્યને વર્ગીય શાસનના સંઘટન તરીકે ગણવાનું આવશ્યક બનાવી દે છે તથા આપણને અનિવાર્ય નિષ્કર્ષ પર પહોંચાડી દે છે કે સર્વહારા વર્ગ પહેલાં રાજકીય સત્તા કબજે કરી લીધા વગર, રાજકીય સર્વોપરિતા સિદ્ધ કરી લીધા વગર, રાજ્યને "શાસક વર્ગ તરીકે સંગઠિત સર્વહારા વર્ગ"માં પલટાવી નાખ્યા વગર, મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવામાં સફળ ન જ થાય, અને તેના વિજય પછી તરત જ એ સર્વહારા વર્ગીય રાજ્યનો "વિલય" શરૂ થઈ જશે કારણ કે વર્ગો વચ્ચેના વિરોધો વગરના સમાજમાં રાજ્ય બિનજરૂરી છે તથા અસ્તિત્વમાં ન રહી શકે. ઐતિહાસિક વિકાસની દૃષ્ટિએ મૂડીવાદી રાજ્યને સ્થાને સર્વહારા વર્ગીય રાજ્યની સ્થાપના કેવી રીતે થશે, એ સવાલ તેમાં ઉઠાવવામાં નથી આવ્યો.

માર્ક્સે ૧૮૫૨માં એ સવાલ ઉઠાવ્યો અને તેનો જવાબ આપ્યો. તેમણે પોતાની દ્વંદ્વાત્મક ભૌતિકવાદની ફિલસૂફીને વફાદાર રહીને ક્રાંતિનાં મહાન વર્ષોના, ૧૮૪૮થી ૧૮૫૧ના, અનુભવને આધાર તરીકે લીધો છે. બીજાં બધાં સ્થળોની જેમ તેમાં પણ તેમનો સિદ્ધાંત છે **અનુભવની તારવણી**, જગત સંબંધી ગહન દાર્શનિક વિભાવના તથા ઈતિહાસના બહોળા જ્ઞાનથી ઝળહળિત તારવણી.

રાજ્યની સમસ્યાની નક્કર રજૂઆત કરવામાં આવી છે: ઈતિહાસના ક્રમ દરમિયાન મૂડીવાદી રાજ્ય, મૂડીદાર વર્ગના શાસન માટે જરૂરી રાજ્ય તંત્ર, કેવી રીતે અસ્તિત્વમાં આવ્યું? મૂડીવાદી ક્રાંતિઓ દરમિયાન અને પીડિત વર્ગોનાં

સ્વતંત્ર કદમોના મુકાબલામાં તેની અંદર કેવાં પરિવર્તનો થયાં અને તેનો કેવો વિકાસ થયો? એ રાજ્ય તંત્રના સંબંધમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યો કેવાં છે?

મૂડીવાદી સમાજની વિશિષ્ટતા બની રહેલી કેંદ્રીકૃત રાજ્ય સત્તા આપખુદ-શાહીની પડતીના ગાળામાં અસ્તિત્વમાં આવી હતી. તેની અત્યંત લાક્ષણિક સંસ્થાઓ બે છે: નોકરશાહી અને સ્થાયી સેના. માર્ક્સ અને એંગેલ્સે પોતાની કૃતિઓમાં વારંવાર બતાવ્યું છે કે એ સંસ્થાઓ મૂડીદાર વર્ગ સાથે હજારો તાણાવાણા વડે સંકળાયેલી હોય છે. દરેક કામદારના અનુભવમાં એ જોડાણનું એકદમ આબેહૂબ તથા પ્રભાવક ચિત્રણ જોવા મળે છે. કામદાર વર્ગ પોતાના કટુ અનુભવ મારફત એ જોડાણને પારખી લેતાં શીખે છે, એટલે જ તે એ જોડાણની અનિવાર્યતા છતી કરી દેનારા સિદ્ધાંતને સહેલાઈથી સમજી લે છે અને મક્કમપણે અપનાવી લે છે. નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ એ સિદ્ધાંતને અજ્ઞાનને લીધે તથા આછકલાઈથી કાં તો નકારી કાઢે છે અથવા એથીયે વધારે આછકલાઈથી "સામાન્ય રૂપમાં" સ્વીકારી લે છે પરંતુ તેને અનુરૂપ અમલી નિષ્કર્ષો તારવવાનું ભૂલી જાય છે.

નોકરશાહી તથા સ્થાયી સેના તો મૂડીવાદી સમાજની કાયાને વળગેલી "જળો" છે—એ સમાજને પીંખી નાખતા આંતરિક વિરોધોએ પેદા કરેલી જળો, પરંતુ તેનાં પ્રાણભૂત છિદ્રોને "બંધ કરી દેતી" જળો જ છે. સત્તાવાર સામાજિક-લોકશાહીવાદમાં હાલ વર્ચસ્વી બની ગયેલો કાઉત્સ્કીપંથી તકવાદ, રાજ્ય **પરજીવી ક્રિયાતંત્ર** હોવાના ખ્યાલને, અરાજકતાવાદનું વિશિષ્ટ તથા ખાસ લક્ષણ ગણે છે. સમજી શકાય એવી વાત છે કે "પિતૃભૂમિની રક્ષા"નો ખ્યાલ સામ્રાજ્યવાદી યુદ્ધને લાગુ કરીને તેને વાજબી ઠરાવવાની તથા શણગારવાની અભૂતપૂર્વ હીણપતમાં સમાજવાદને ધકેલી દેનારા એ કૂપમંડૂકો માટે તો માર્ક્સવાદની એવી વિકૃતિ અત્યંત લાભદાયક છે, પરંતુ તે વિકૃતિ તો નિ:શંક છે જ.

સામંતશાહીના પતન પછી યુરોપમાં થયેલી બધી સંખ્યાબંધ મૂડીવાદી ક્રાંતિઓ દરમિયાન નોકરશાહી તથા લશ્કરી તંત્રને વિકસાવવાની, પરિપૂર્ણ બનાવવાની, તથા મક્કમ બનાવવાની ક્રિયા ચાલુ રહી છે. ખાસ તો નિમ્ન-મૂડીવાદી વર્ગને જ એ તંત્ર મારફત મોટા મૂડીદાર વર્ગના પક્ષે ખેંચી લેવામાં આવે છે અને મહદંશે તેની તાબેદારીમાં જકડી લેવામાં આવે છે. એ તંત્ર કિસાનપ્રજાના, નાના કારીગરોના, દુકાનદારોના, તથા એવા બીજા લોકોના ઉપલા સ્તરોને પ્રમાણમાં સગવડની, નિરાંતની, તથા મોભાની નોકરીઓ પૂરી

પાડે છે, એટલે એવાં પદો ધરાવનારા માણસોને જનતાથી **ઉપરની કક્ષાનું** સ્થાન મળે છે. ૧૯૧૭ના ફેબ્રુઆરીની ૨૭મી તારીખ પછીના છ મહિનામાં રશિયામાં જે હાલત ઊભી થઈ તેનો વિચાર કરો.[12] અગાઉ જે પદો માટે યમદૂત ટોળકીના સભ્યોને ખાસ પસંદગી આપવામાં આવતી હતી તેને હવે કેડેટો, મેન્શેવિકો, તથા સમાજવાદી-ક્રાંતિકારીઓએ કબજે કરી લીધાં છે. કશા ગંભીર સુધારાઓ દાખલ કરવાનો વિચાર વાસ્તવમાં તો કોઈએ કર્યો જ નથી. તેમને "બંધારણસભા ભરાય ત્યાં સુધી" મોકૂફ રાખવાની અને બંધારણસભા ભરવાની બાબતને યુદ્ધના અંત સુધી લગાતાર મુલતવી રાખતા જવાની પૂરી કોશિશ કરવામાં આવી છે! પરંતુ લૂંટના ભાગલા પાડી લેવાની બાબતમાં, પ્રધાનો, ઉપપ્રધાનો, ગવર્નર-જનરલો, વગેરેનાં ઓછી મહેનતનાં તથા મોટા પગારનાં પદો મેળવી લેવાની બાબતમાં, કશી ઢીલ નથી કરવામાં આવતી, બંધારણસભાની વાટ નથી જોવામાં આવતી! સરકારની રચનાની બાબતમાં રમવામાં આવેલી જોડાણોની રમત તાત્ત્વિક દૃષ્ટિએ તો આખા દેશમાં, કેંદ્રીય તથા સ્થાનિક સરકારના દરેક ખાતામાં, ઉપરનીચે બધે ચાલી રહેલા "લૂંટના" ભાગલા અને ફેરભાગલાની અભિવ્યકિત જ છે. ૧૯૧૭ના ફેબ્રુઆરીની ૨૭મી તારીખથી ઑગસ્ટની ૨૭મી તારીખ સુધીના છ મહિનાની તારવણી, એકદમ નિર્વિવાદ વસ્તુગત તારવણી, નીચે મુજબ કરી શકાય: સુધારાઓ અભરાઈએ ચડાવી દેવામાં આવ્યા છે, અમલદારી પદોના ભાગલા પાડી લેવામાં આવ્યા છે, ભાગલામાં થયેલી "ભૂલોને" થોડાક ફેરભાગલાઓ મારફત સુધારી લેવામાં આવી છે.

પરંતુ જેમ જેમ વિવિધ મૂડીવાદી તથા નિમ્ન-મૂડીવાદી પાર્ટીઓ વચ્ચે (રશિયામાં કેડેટો[13], સમાજવાદી-ક્રાંતિકારીઓ, તથા મેન્શેવિકો વચ્ચે) અમલદારી તંત્રના વધારે "ફેરભાગલા" પડાતા જાય તેમ તેમ પીડિત વર્ગો, અને તેમની આગેવાની કરતો સર્વહારા વર્ગ, **સમગ્ર** મૂડીવાદી સમાજ સામે પોતાની કટ્ટર દુશ્મનાવટ વિશે વધારે સ્પષ્ટ રૂપે જાગૃત બનતો જાય. એટલે જ તમામ મૂડીવાદી પાર્ટીઓ માટે, તેમાંની સૌથી વધારે લોકશાહીવાદી તથા "ક્રાંતિકારી-લોકશાહીવાદી પાર્ટીઓ માટે પણ, ક્રાંતિકારી સર્વહારા વર્ગની વિરુદ્ધના દમનને વધારે ઉગ્ર બનાવી દેવાનું, દમનના તંત્રને, અર્થાત્ એ જ રાજ્ય તંત્રને, વધારે મજબૂત બનાવવાનું, જરૂરી બની જાય છે. ઘટનાઓનો એવો ક્રમ ક્રાંતિ માટે "**પોતાની સમગ્ર વિનાશકારી શક્તિઓ**" રાજ્ય સત્તાની સામે **કેંદ્રિત કરવાનું** તેમ જ રાજ્ય તંત્રને પરિપૂર્ણ બનાવવાની નહિ પરંતુ **તેના ભુક્કા ઉડાવી દેવાની**, **તેને ખતમ કરી નાખવાની**, નેમ અપનાવવાનું આવશ્યક બનાવી દે છે.

3—758

કર્તવ્યોનું એવું નિરૂપણ તર્કસંગત દલીલોના આધારે નહિ પરંતુ વાસ્તવિક ઘટનાક્રમના, ૧૮૪૮-૫૧ના જીવંત અનુભવના, આધારે કરવામાં આવ્યું હતું. માર્ક્સ કેટલી હદે ઐતિહાસિક અનુભવની નક્કર ભૂમિકાને ચોકસાઈથી વળગી રહ્યા હતા તેનો ખ્યાલ એ હકીકતમાંથી મળે છે કે ખતમ કરી નાખવાના રાજ્ય તંત્રનું સ્થાન શું લેશે એ સવાલ તેમણે ૧૮૫૨માં હજુ નક્કર રૂપમાં નહોતો ઉઠાવ્યો. એ સમસ્યાના ઉકેલ માટેની સામગ્રી અનુભવે એ વખતે હજુ પૂરી નહોતી પાડી. તેને ઈતિહાસે આગળ જતાં, ૧૮૭૧માં, તાકીદની સમસ્યા બનાવી. ૧૮૫૨માં તો વૈજ્ઞાનિક નિરીક્ષણની ચોકસાઈથી માત્ર એટલું જ સાબિત કરવાનું શક્ય હતું કે સર્વહારા વર્ગીય ક્રાંતિ રાજ્ય સત્તાની સામે "પોતાની સમગ્ર વિનાશકારી શકિતઓ કેંદ્રિત" કરવાના, રાજ્ય તંત્રના "ભુક્કા ઉડાવી દેવાના", કર્તવ્યના તબક્કામાં **પહોંચી ગઈ** હતી.

અહીંયાં એવો સવાલ ઊભો થઈ શકે ખરો કે માર્ક્સના અનુભવ, નિરીક્ષણો, તથા નિષ્કર્ષોની સામાન્ય તારવણી કરવાનું, ૧૮૪૮-૫૧માં ત્રણ વરસો દરમિયાન ફ્રાંસના ઈતિહાસથી વધારે બહોળા ક્ષેત્રમાં તેમને લાગુ કરવાનું, વલણ ખરું ગણાય? એ સવાલની છણાવટ કરતાં પહેલાં આપણે એંગેલ્સના એક વિધાનને યાદ કરી લઈએ, અને પછી હકીકતોનું પરીક્ષણ કરીએ. 'અઢારમી બ્રુમેર'ની ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં એંગેલ્સે લખ્યું છે:

> "...ફ્રાંસ એવો દેશ છે જ્યાં, બીજા કોઈ દેશ કરતાં વધારે પ્રમાણમાં, ઐતિહાસિક વર્ગસંઘર્ષો દરેક વખતે આખરી ફેંસલા સુધી લડાયા છે અને, એ કારણે, જે પલટાતાં રાજકીય રૂપોની ભીતર તેઓ ગતિમાન રહ્યા છે તથા તેમનાં પરિણામોની તારવણી થતી રહી છે એ રૂપોની એકદમ સ્પષ્ટ રેખાઓ અંકિત થઈ ગયેલી છે. મધ્યયુગમાં સામંતશાહીના કેંદ્ર અને પુનરુત્થાનના સમયથી જાગીરો પર આધારિત એકતાબદ્ધ રાજશાહીના નમૂનેદાર દેશ ફ્રાંસે મહાન ક્રાંતિમાં સામંતશાહીને ખતમ કરી નાખી અને મૂડીદાર વર્ગનું નિર્ભેળ શાસન એવા પ્રશિષ્ટ વિશુદ્ધ રૂપમાં સ્થાપ્યું કે જેનો જોટો યુરોપના બીજા કોઈ દેશમાં નહોતો. અને શાસક મૂડીદાર વર્ગની સામે સર્વહારા વર્ગના, મોખરાનું સ્થાન હાંસલ કરી લેવાની જહેમતો કરનારા વર્ગના, સંઘર્ષે ત્યાં એવું ઉગ્ર રૂપ ધારણ કરી લીધું કે જે બીજી કોઈ જગ્યાએ જાણમાં નહોતું." (૧૯૦૭ની આવૃત્તિ, પૃષ્ઠ ૪.)

ફ્રેંચ સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષમાં ૧૮૭૧ પછી ઓટ આવી ગઈ છે એટલે છેલ્લા વાક્યને સમયના વહેણે નિરર્થક બનાવી દીધું છે. પરંતુ એ ઓટ ગમે એટલી લાંબી ચાલે તોયે એવી શક્યતા કોઈ રીતે ખતમ નથી થઈ જતી કે આગામી સર્વહારા વર્ગીય ક્રાંતિમાં ફ્રાંસ કદાચ પોતાને આખરી ફેંસલા સુધી લડાતા વર્ગસંઘર્ષની ક્લાસિક ભૂમિ તરીકે સાબિત કરી દે.

પરંતુ આપણે ઓગણીસમી સદીના અંતમાં અને વીસમી સદીના આરંભમાં અગ્રગામી દેશોના ઈતિહાસ ઉપર એક સામાન્ય નજર ફેરવી લઈએ. આપણને જોવા મળે છે કે એ જ પ્રક્રિયા વધારે મંદ વેગે, વધારે વિવિધ રૂપોમાં, ઘણા વધારે બહોળા ક્ષેત્રમાં, ચાલી રહી છે: એક તરફ, પ્રજાસત્તાક દેશોમાં (ફ્રાંસ, અમેરિકા, સ્વિટ્ઝરલૅંડ) તેમ જ રાજશાહીઓમાં (ઈંગ્લૅંડ, અમુક હદે જર્મની, ઈટાલી, સ્કૅન્ડીનેવિયન દેશો, વગેરે) "સંસદીય સત્તા"નો વિકાસ; બીજી તરફ, સરકારી પદોની "લૂંટ"ના ભાગલા અને ફેરભાગલા પાડી લેનારી વિવિધ મૂડીવાદી તથા નિમ્ન-મૂડીવાદી પાર્ટીઓ વચ્ચે સત્તા માટેનો સંઘર્ષ, પરંતુ મૂડીવાદી સમાજના પાયાઓ કશા ફેરફાર વગર અકબંધ ચાલુ; અને, છેલ્લે, "કારોબારી સત્તાને", તેના નોકરશાહી તથા લશ્કરી તંત્રને, પરિપૂર્ણ તથા મક્કમ બનાવવાની કામગીરી.

એ વાતમાં જરાક સરખીયે શંકાને સ્થાન નથી કે સાધારણ રીતે સઘળાં મૂડીવાદી રાજ્યોના સમગ્ર આધુનિક વિકાસમાં એ લક્ષણો સર્વસામાન્ય છે. વિકાસની જે પ્રક્રિયાઓ સમગ્ર મૂડીવાદી દુનિયાના સંબંધમાં લાક્ષણિક છે તેને જ ફ્રાંસે ૧૮૪૮-૫૧નાં ત્રણ વરસોમાં ઝડપી, ઉગ્ર, તથા કેંદ્રિત રૂપમાં પ્રદર્શિત કરી છે.

સામ્રાજ્યવાદે—બૅંક મૂડીના યુગે, વિશાળ મૂડીવાદી ઈજારદારીઓના યુગે, ઈજારદારી મૂડીવાદના રાજ્ય-ઈજારદારી મૂડીવાદમાં વિકાસના યુગે—રાજશાહીના દેશોમાં તેમ જ વધારેમાં વધારે મુકત પ્રજાસત્તાક દેશોમાં, સર્વહારા વર્ગની ઉપર વરસાવવામાં આવતા દમનને વધારે ઉગ્ર બનાવવાના સંબંધમાં, "રાજ્ય તંત્ર"નું અસાધારણ દૃઢીકરણ અને તેના નોકરશાહી તથા લશ્કરી તંત્રનું અભૂતપૂર્વ વિસ્તરણ, ખાસ જોરથી પ્રદર્શિત કર્યું છે.

વિશ્વ ઈતિહાસ ૧૮૫૨ની સરખામણીમાં હવે અતુલ્ય પ્રમાણમાં વધારે બહોળા પાયા પર, સર્વહારા વર્ગીય ક્રાંતિની "સમગ્ર શકિતઓ" રાજ્ય સત્તાના "વિનાશ" ઉપર "કેંદ્રિત" કરવાની દિશામાં, નિ:શંક આગળ ધપી રહ્યો છે.

સર્વહારા વર્ગ તેના સ્થાને શું મૂકશે, એ બાબતનો નિર્દેશ પેરિસ કોમ્યુને પૂરી પાડેલી અત્યંત બોધપ્રદ સામગ્રીમાંથી મળે છે.

## ૩. ૧૮૫૨માં માર્ક્સ તરફથી સવાલની રજૂઆત*

માર્ક્સે ૧૮૫૨ના માર્ચની પાંચમી તારીખે વેઇદેમેયેરને લખેલા પત્રમાંથી થોડાંક અવતરણો મેહરિંગે ૧૯૦૭માં 'નોયે ત્સાઇત'[14] સામયિકમાં (ગ્રંથ ૨૫, ૨, પૃષ્ઠ ૧૬૪) પ્રગટ કર્યાં હતાં. એ પત્રમાં બીજી બાબતોની સાથે સાથે નીચેનું અદ્ભુત વિધાન સામેલ છે:

"અને હવે મારા સંબંધમાં જણાવું કે આધુનિક સમાજમાં વર્ગોનું અસ્તિત્વ અને તેમની વચ્ચેનો સંઘર્ષ શોધી કાઢવાનો યશ મને કોઈ રીતે ન મળે. મારાથી ઘણા સમય પહેલાં મૂડીવાદી ઇતિહાસકારો એ વર્ગસંઘર્ષના ઐતિહાસિક વિકાસનું અને મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ વર્ગોના આર્થિક રચનાતંત્રનું વર્ણન કરી ચૂક્યા છે. મેં કરેલું નવું કામ તો એમ સાબિત કરવાનું છે કે ૧) વર્ગોનું અસ્તિત્વ ઉત્પાદનના વિકાસના ખાસ ઐતિહાસિક તબક્કાઓ સાથે જ સંકળાયેલું હોય છે (*historische Entwicklungsphasen der Produktion*), ૨) વર્ગસંઘર્ષ આવશ્યક રીતે સર્વહારા વર્ગની સરમુખત્યારીમાં પરિણમે છે, ૩) એ સરમુખત્યારી ખુદ પણ તમામ વર્ગોની નાબૂદી અને વર્ગવિહીન સમાજની દિશાનું સંક્રમણ જ બની રહે છે..."

માર્ક્સે એ શબ્દોમાં એક તો પોતાના સિદ્ધાંત અને મૂડીદાર વર્ગના મોખરાના તથા અત્યંત ગહનગંભીર ચિંતકોના સિદ્ધાંત વચ્ચેનો મુખ્ય તથા મૂળગામી તફાવત અને, બીજું, રાજ્ય સંબંધી પોતાના સિદ્ધાંતનું સારતત્ત્વ સચોટ રીતે સ્પષ્ટ રૂપમાં સફળતાથી વ્યકત કર્યાં છે.

ઘણી વાર કહેવામાં તથા લખવામાં આવ્યું છે કે માર્ક્સના સિદ્ધાંતોમાં મુખ્ય મુદ્દો વર્ગસંઘર્ષનો છે, પરંતુ એ વાત સાચી નથી. અને એ અસત્યમાંથી ઘણી વાર માર્ક્સવાદની તકવાદી વિકૃતિ, મૂડીદાર વર્ગને સ્વીકાર્ય થાય એવી બનાવટી રજૂઆત, ફૂટી નીકળે છે. વર્ગસંઘર્ષના સિદ્ધાંતનું સર્જન માર્ક્સે **નહોતું** કર્યું **પરંતુ** માર્ક્સના સમય **પહેલાં** મૂડીદાર વર્ગે જ કર્યું હતું અને તે સામાન્ય રીતે મૂડીદાર વર્ગને **સ્વીકાર્ય** છે. જે લોકો **કેવળ** વર્ગસંઘર્ષની વાત માની લેતા હોય તેઓ હજુ માર્ક્સવાદીઓ ન ગણાય, તેઓ હજુ મૂડીવાદી ચિંતન તથા મૂડીવાદી

---

*બીજી આવૃત્તિમાં ઉમેરવામાં આવેલો ભાગ.

રાજકારણની મર્યાદાઓની અંદર હોઈ શકે. માર્ક્સવાદને વર્ગસંઘર્ષના સિદ્ધાંત પૂરતો જ સીમિત ગણવો એટલે તેને સંકુચિત બનાવી દેવો, વિકૃત કરી નાખવો, મૂડીદાર વર્ગને સ્વીકાર્ય હોય એવા કશાકની કક્ષાએ ઉતારી પાડવો. વર્ગસંઘર્ષના સિદ્ધાંતની સ્વીકૃતિને **સર્વહારા વર્ગની સરમુખત્યારીના** સિદ્ધાંતની સ્વીકૃતિ સુધી **વિસ્તારે** તે માણસ જ માર્ક્સવાદી ગણાય. માર્ક્સવાદી અને સાધારણ નિમ્ન (તેમ જ મોટા) મૂડીવાદી વચ્ચેનો અત્યંત ગંભીર તફાવત એવો છે. માર્ક્સવાદની **ખરી** સમજણ તથા સ્વીકૃતિને એવી કસોટીના આધારે ચકાસવી જોઈએ. અને એ વાતમાં આશ્ચર્ય જેવું કશું જ નથી કે જ્યારે યુરોપના ઈતિહાસે એ સવાલને કામદાર વર્ગ સામે **અમલી** સવાલ તરીકે પેશ કરી દીધો ત્યારે કેવળ બધા તકવાદીઓ તથા સુધારાવાદીઓ જ નહિ પરંતુ બધા "કાઉત્સ્કીપંથીઓ" (સુધારાવાદ અને માર્ક્સવાદની વચ્ચે ડોલતા રહેતા લોકો) પણ સર્વહારા વર્ગની સરમુખત્યારીને **તિલાંજલિ** આપી દેનારા કંગાલ કૂપમંડૂકો તથા નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ સાબિત થઈ ગયા. ૧૯૧૮ના ઑગસ્ટમાં, આ પુસ્તકની પહેલી આવૃત્તિના પ્રકાશન પછી ઘણા વખતે, પ્રગટ થયેલી કાઉત્સ્કીની પુસ્તિકા 'સર્વહારા વર્ગની સરમુખત્યારી' માર્ક્સવાદની નિમ્ન-મૂડીવાદી વિકૃતિનું અને તેને **શબ્દોમાં** દંભી રીતે સ્વીકારતી વેળા **અમલમાં** તેના અધમ પરિત્યાગનું સર્વાંગસંપૂર્ણ ઉદાહરણ પૂરું પાડે છે. (જુઓ મારી પુસ્તિકા 'સર્વહારા વર્ગીય ક્રાંતિ અને ભાગેડુ કાઉત્સ્કી', પેત્રોગ્રાદ અને મોસ્કો, ૧૯૧૮.)

હાલના તકવાદના મુખ્ય પ્રતિનિધિના, માજી માર્ક્સવાદી કાર્લ કાઉત્સ્કીના, રૂપમાં મૂર્ત થતો એ તકવાદ ઉપર ટાંકવામાં આવેલા **મૂડીવાદી** ધોરણના માર્ક્સના નિરૂપણ જોડે પૂરેપૂરો મેળ ખાય છે કારણ કે તે વર્ગસંઘર્ષના સિદ્ધાંતની સ્વીકૃતિને મૂડીવાદી સંબંધોના ક્ષેત્ર પૂરતી જ સીમિત રાખે છે. (એ ક્ષેત્રની ભીતર, તેના માળખાની ભીતર, વર્ગસંઘર્ષની વાત "સિદ્ધાંતની દૃષ્ટિએ" સ્વીકારી લેવાનો ઈનકાર તો એક પણ શિક્ષિત ઉદારમતવાદી નહિ જ કરે!) તકવાદ વર્ગસંઘર્ષના સિદ્ધાંતની સ્વીકૃતિને મૂળભૂત મુદ્દો બની રહેતી બાબત સુધી, મૂડીવાદમાંથી સામ્યવાદમાં **સંક્રમણના** ગાળા સુધી, મૂડીદાર વર્ગને **ઉથલાવી પાડવાના** તથા તેની પૂરેપૂરી **નાબૂદીના** ગાળા સુધી, **વિસ્તારતો નથી**. વાસ્તવમાં એ ગાળો અભૂતપૂર્વ ઉગ્ર રૂપોમાં અભૂતપૂર્વ ઝનૂની વર્ગસંઘર્ષનો ગાળો અનિવાર્ય રીતે હોય છે, અને એટલે એ ગાળા દરમિયાન રાજ્ય અનિવાર્ય રીતે **નવા પ્રકારે** લોકશાહીવાદી (સર્વહારા વર્ગ માટે અને સામાન્ય રીતે મિલકત વગરના લોકો

માટે) તથા **નવા પ્રકારે** સરમુખત્યારીનું (મૂડીદાર વર્ગની વિરુદ્ધ) રાજ્ય બની રહેવું જોઈએ.

આગળ. રાજ્ય સંબંધી માર્ક્સના સિદ્ધાંતના સારતત્ત્વની ઉસ્તાદી માત્ર એવી સમજણ ધરાવતા માણસોએ જ હાંસલ કરી હોય છે કે **એક જ** વર્ગની સરમુખત્યારી કેવળ દરેક સામાન્ય રૂપના વર્ગીય સમાજ માટે જ નહિ, મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાનું કર્તવ્ય કરી ચૂકેલા **સર્વહારા વર્ગ** માટે જ નહિ, પરંતુ "વર્ગવિહીન સમાજ"થી, સામ્યવાદથી, મૂડીવાદને અળગા પાડતા સમગ્ર **ઐતિહાસિક ગાળા** માટે પણ, આવશ્યક હોય છે. મૂડીવાદી રાજ્યનાં રૂપો અત્યંત વિવિધ હોય છે, પરંતુ તેમનું સારતત્ત્વ એકસરખું હોય છે: એ બધાં રાજ્યો ભલે ગમે તે રૂપ ધરાવતાં હોય તોય આખરી પૃથક્કરણમાં તો અનિવાર્ય રીતે **મૂડીદાર વર્ગની સરમુખત્યારી** જ અંકિત કરતા હોય છે. મૂડીવાદમાંથી સામ્યવાદમાં સંક્રમણ રાજકીય રૂપોની ભારે વિપુલતા અને વૈવિધ્ય પેદા કર્યા વગર બેશક રહે જ નહિ, પરંતુ સારતત્ત્વ તો અનિવાર્ય રીતે એકસરખું જ હોય: **સર્વહારા વર્ગની સરમુખત્યારી**.

પ્રકરણ ૩

# રાજ્ય અને ક્રાંતિ
# ૧૮૭૧ના પૅરિસ કોમ્યુનનો અનુભવ
# માર્ક્સનું પૃથક્કરણ

## ૧. કોમ્યુનવીરોનો પ્રયત્ન શા કારણે પરાક્રમી હતો?

એ તો સુવિદિત છે કે ૧૮૭૦ની શરદમાં, કોમ્યુનની ઘટનાથી થોડાક મહિના પહેલાં, માર્ક્સે પૅરિસના કામદારોને ચેતવણી આપેલી કે સરકારને ઉથલાવી પાડવાનો કશો પ્રયત્ન આંધળિયાંની બેવકૂફી જ ગણાશે[15]. પરંતુ ૧૮૭૧ના માર્ચમાં જ્યારે નિર્ણાયક લડાઈ કામદારોને માથે **લદાઈ ગઈ** અને તેમણે તેને સ્વીકારી લીધી, વિદ્રોહ હકીકત બની ગયો, ત્યારે માર્ક્સે સર્વહારા વર્ગીય ક્રાંતિને, પ્રતિકૂળ અણસારાઓ છતાં, એકદમ ઉત્સાહથી વધાવી લીધી. માર્ક્સવાદને પડતો મૂકી દેનારા નામીચા રૂસી ભાગેડુ પ્લેખાનોવની જેમ "કવેળાના" આંદોલનને વખોડી કાઢવાનું વિદ્યાદંભી વલણ માર્ક્સે ન લીધું. પ્લેખાનોવે ૧૯૦૫ના નવેંબરમાં કામદારો તથા કિસાનોના સંઘર્ષ વિશે પ્રોત્સાહક લખાણો લખ્યાં હતાં પરંતુ ૧૯૦૫ના ડિસેંબરમાં તે ઉદારમતવાદી ઢબે પોકારો પાડવા લાગ્યો હતો: "હથિયારો નહોતાં ઉઠાવવાં જોઈતાં."

વળી માર્ક્સ કોમ્યુનવીરોના પરાક્રમ વિશે, તેમના જ શબ્દોમાં "સ્વર્ગ ઉપર હલ્લો કરનારાઓ" વિશે, માત્ર ઉત્સાહ બતાવવા પૂરતા જ સીમિત નહોતા રહ્યા[16]. લોકવ્યાપી ક્રાંતિકારી આંદોલનનું લક્ષ્ય સિદ્ધ ન થયું હોવા છતાં તેમણે તેને પારાવાર મહત્ત્વના ઐતિહાસિક અનુભવ તરીકે, વિશ્વ સર્વહારા વર્ગીય ક્રાંતિની અમુક પ્રમાણમાં આગેકૂચ તરીકે, સેંકડો કાર્યક્રમો તથા દલીલોથી વધારે મહત્ત્વના અમલી કદમ તરીકે, ગણાવ્યું હતું. માર્ક્સે એ અનુભવનું

પૃથક્કરણ કરવાની, તેમાંથી કાર્યનીતિ સંબંધી બોધપાઠો તારવવાની, અને તેના પ્રકાશમાં પોતાના સિદ્ધાંતની ફેરતપાસ કરવાની, મહેનત કરી હતી.

'કોમ્યુનિસ્ટ જાહેરનામું' કૃતિમાં માર્ક્સને જરૂરી લાગેલો એકમાત્ર "સુધારો" તેમણે પૅરિસ કોમ્યુનવીરોના ક્રાંતિકારી અનુભવના આધારે કર્યો હતો.

'કોમ્યુનિસ્ટ જાહેરનામું'ની નવી જર્મન આવૃત્તિની છેલ્લી પ્રસ્તાવના બન્ને લેખકોના હસ્તાક્ષરો ધરાવે છે અને ૧૮૭૨ના જૂનની ૨૪મી તારીખની છે. એ પ્રસ્તાવનામાં લેખકો, કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, જણાવે છે કે 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'ની "અમુક વિગતો કાલગ્રસ્ત બની ગઈ છે", અને તેઓ વધુમાં લખે છે:

> "...**કોમ્યુનથી એક બાબત વિશેષ રૂપે સાબિત થઈ ગઈ કે 'કામદાર વર્ગ તૈયાર રાજ્ય તંત્રને સીધું કબજે કરી લઈને તેનો ઉપયોગ પોતાના હેતુઓ માટે ન કરી શકે'**..."

ઉપરના ફકરામાં એક અવતરણ ચિહ્નમાં ટાંકવામાં આવેલા શબ્દો લેખકોએ માર્ક્સની 'ફ્રાંસમાં આંતરવિગ્રહ' નામની કૃતિમાંથી ટાંક્યા છે.

એ રીતે, માર્ક્સ અને એંગેલ્સે પૅરિસ કોમ્યુનના એક મુખ્ય તથા મૂળભૂત બોધપાઠને એટલા ભારે મહત્ત્વનો ગણેલો કે તેમણે તેને 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'માં મહત્ત્વના સુધારા તરીકે દાખલ કરી દીધો.

એકદમ લાક્ષણિક વાત છે કે તકવાદીઓએ એ મહત્ત્વના સુધારાને વિકૃત બનાવી દીધો છે, અને 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'ના નવ્વાણું ટકા નહિ તો નેવું ટકા વાચકોને તેના અર્થની ખબર નહિ હોય. અમે એ વિકૃતિની વધારે પરિપૂર્ણ છણાવટ આગળ જતાં વિકૃતિઓ વિશેના ખાસ પ્રકરણમાં કરીશું. અહીંયાં તો એટલી નોંધ પૂરતી થશે કે હમણાં જ ટાંકવામાં આવેલા માર્ક્સના પ્રખ્યાત વિધાનનું ચાલુ હલકટ "અર્થઘટન" એવું છે કે માર્ક્સે જાણે સત્તા કબજે કરી લેવાના કદમથી વિપરીત ધીમા વિકાસના ખ્યાલ ઉપર ભાર મૂક્યો હોય, વગેરે.

હકીકતમાં, **બાબત એથી સાવ ઊલટી જ છે.** માર્ક્સનો ખ્યાલ તો એવો છે કે કામદાર વર્ગે "તૈયાર રાજ્ય તંત્રને" ખાલી કબજે કરી લેવા પૂરતા જ સીમિત ન રહેવું જોઈએ પરંતુ તેને **તોડી નાખવું** જોઈએ, તેના **ભુક્કા ઉડાવી દેવા** જોઈએ.

૧૮૭૧ના એપ્રિલની ૧૨મી તારીખે, એટલે કે બરાબર કોમ્યુનના સમયે, માર્ક્સે કુગેલમાનને લખેલું:

> "મારી કૃતિ 'અઢારમી બ્રૂમેર'નું છેલ્લું પ્રકરણ જોઈ જશો તો તમને ફ્રેંચ ક્રાંતિના આગામી કદમ વિશે મારી આ મુજબની જાહેરાત વાંચવા મળશે: તે અગાઉની જેમ હવે નોકરશાહી-લશ્કરી તંત્રની એક હાથમાંથી બીજા હાથમાં ફેરબદલીનું નહિ હોય પરંતુ તેને **તોડી નાખવાનું** (શબ્દો ઉપર ભાર માર્ક્સે મુકેલો છે — મૂળ શબ્દ *zerbrechen* છે) હશે, અને તળ યુરોપખંડમાં દરેક ખરી લોક ક્રાંતિની પૂર્વશરત એવી છે. પૅરિસમાં આપણા પરાક્રમી પાર્ટી સાથીઓ એવો જ પ્રયત્ન કરી રહ્યા છે." ('નોયે ત્સાઇત', ગ્રંથ ૨૦, ૧, ૧૯૦૧-૦૨, પૃષ્ઠ ૭૦૯.) (માર્ક્સે કુગેલમાનને લખેલા પત્રો રૂસી ભાષામાં ઓછામાં ઓછી બે આવૃત્તિઓમાં પ્રગટ થયા છે, તેમાંથી એકનું સંપાદન મેં કરેલું છે અને તેની પ્રસ્તાવના પણ મેં લખી છે.)

"નોકરશાહી-લશ્કરી તંત્રને તોડી નાખવાનું" શબ્દો ક્રાંતિ દરમિયાન રાજ્યના સંબંધમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યો અંગે માર્ક્સવાદનો મુખ્ય પાઠ સંક્ષેપમાં વ્યકત કરે છે. અને માર્ક્સવાદના ચાલુ કાઉત્સ્કીપંથી "અર્થઘટન"માં એ પાઠને જ તદ્દન અવગણવામાં આવ્યો છે એટલું જ નહિ પરંતુ ચોક્કસ વિકૃત પણ બનાવી દેવામાં આવ્યો છે!

'અઢારમી બ્રૂમેર' અંગે માર્ક્સના ઉલ્લેખની બાબતમાં તો સંબંધિત ફકરો અમે ઉપર પૂરો ટાંક્યો છે.

ઉપર ટાંકેલી દલીલમાંના ખાસ બે મુદ્દાઓની નોંધ લેવાનું રસપ્રદ છે. એક — તેમણે પોતાના નિષ્કર્ષને તળ યુરોપખંડ પૂરતો જ સીમિત રાખ્યો છે. એ વાત ૧૮૭૧ના સંજોગોને લક્ષમાં લેતાં સમજી શકાય એવી છે. એ વખતે બ્રિટન હજુ વિશુદ્ધ મૂડીવાદી દેશ હતો, પરંતુ લશ્કરવાદી ટોળકી વગરનો અને ગણનાપાત્ર અંશે નોકરશાહી વગરનો દેશ હતો. એટલે માર્ક્સે બ્રિટનને બકાત રાખ્યું હતું કારણ કે ત્યાં "તૈયાર રાજ્ય તંત્રને" ખતમ કરી નાખ્યા વગર ક્રાંતિ, લોક ક્રાંતિ પણ, એ વખતે શક્ય લાગતી હતી અને ખરેખર શક્ય હતી.

માર્ક્સે બાંધેલી એવી મર્યાદા માટે આજે, ૧૯૧૭માં, પહેલા મોટા સામ્રાજ્ય-

વાદી યુદ્ધના સમયે, કશું કારણ નથી રહ્યું. બ્રિટન અને અમેરિકા બન્ને, લશ્કરવાદી ટોળકીઓ તથા નોકરશાહી વગરના દેશો હોવાના અર્થમાં આખા જગતમાં ઍંગ્લો-સૅક્સન "મુક્તિ"ના સૌથી છેલ્લા તથા અંતિમ પ્રતિનિધિઓ, નોકરશાહી-લશ્કરી સંસ્થાઓના સમગ્ર-યુરોપીય ગલીચ ખૂનખાર કળણમાં તદ્દન ગરકાવ થઈ ગયાં છે, એ સંસ્થાઓ સર્વકંઈને પોતાના તાબામાં જકડી લે છે, સર્વકંઈને દબાવી દે છે. આજે તો બ્રિટન તથા અમેરિકામાં પણ "દરેક ખરી લોક ક્રાંતિની પૂર્વશરત" "તૈયાર રાજ્ય તંત્રને" (૧૯૧૪-૧૭નાં વર્ષો દરમિયાન એ દેશોમાં ઘડવામાં આવેલા તથા "યુરોપીય", સામાન્ય સામ્રાજ્યવાદી, પરિપૂર્ણતાની કક્ષાએ પહોંચાડી દેવામાં આવેલા રાજ્ય તંત્રને) **તોડી નાખવાની છે, ખતમ કરી નાખવાની** છે.

બે—"દરેક ખરી **લોક** ક્રાંતિની પૂર્વશરત" નોકરશાહી-લશ્કરી રાજ્ય તંત્રને ખતમ કરી નાખવાની હોવા સંબંધી માર્ક્સના અત્યંત ગહનગંભીર વિધાન ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ. એવો "લોક" ક્રાંતિનો ખ્યાલ માર્ક્સ પાસેથી મળે છે ત્યારે વિચિત્ર લાગે છે, એટલે રૂસી પ્લેખાનોવપંથીઓ તથા મેન્શેવિકો, પોતાને માર્ક્સવાદીઓ તરીકે ઓળખાવવાની મંછા ધરાવનારા સ્ત્રૂવેપંથીઓ, એવા વિધાનને માર્ક્સની "કલમની ચૂક" તરીકે જાહેર કરી શકે. તેમણે માર્ક્સવાદને એવી કંગાલ ઉદારમતવાદી વિકૃતિની હાલતમાં ઉતારી પાડયો છે કે તેમને માટે મૂડીવાદી ક્રાંતિ અને સર્વહારા વર્ગીય ક્રાંતિ વચ્ચેના વિરોધ સિવાય બીજું કશું અસ્તિત્વમાં છે જ નહિ, અને એ વિરોધનો અર્થ પણ તેઓ સાવ ચેતનહીન રીતે તારવે છે.

આપણે વીસમી સદીની ક્રાંતિઓને ઉદાહરણ તરીકે લઈએ તો બેશક કબૂલ કરવું પડે કે પોર્ટુગીઝ તથા તુર્કી ઉભય ક્રાંતિઓ મૂડીવાદી છે. પરંતુ તેમાંથી એકેય "લોક" ક્રાંતિ નથી કારણ કે એકેયમાં લોકસમુદાયો, બહોળી બહુસંખ્યાના લોકો, પોતાની આર્થિક તથા રાજકીય માંગોના આધારે સક્રિય સ્વતંત્ર ભાગ કશા નોંધપાત્ર પ્રમાણમાં નથી લઈ રહ્યા. એથી ઊલટું, પોર્ટુગીઝ તથા તુર્કી ક્રાંતિઓને ક્યારેક ક્યારેક હાંસલ થયેલી "તેજસ્વી" સફળતાઓ ૧૯૦૫-૦૭ની રૂસી મૂડીવાદી ક્રાંતિને હાંસલ ન થઈ હોવા છતાં એ ક્રાંતિ "ખરી લોક" ક્રાંતિ હતી કારણ કે તેમાં જુલમ તથા શોષણ તળે કચડાયેલા લોકસમુદાયો, બહોળી બહુસંખ્યાના લોકો, એકદમ નીચલાં સામાજિક જૂથો, સ્વતંત્ર રીતે ખડાં થઈ ગયાં હતાં અને તેમણે ક્રાંતિના સમગ્ર ક્રમ ઉપર **પોતાની** આગવી માંગોની, ખતમ કરી નાખવામાં આવી રહેલા પુરાણા સમાજના સ્થાને પોતાની આગવી

રીતે નૂતન સમાજનું નિર્માણ કરવાની **પોતાની** જહેમતોની, મહોર મારી દીધી હતી.

૧૮૭૧માં યુરોપમાં તળ ખંડના કોઈ પણ દેશમાં સર્વહારા વર્ગ લોકોની બહુસંખ્યાનું સ્થાન નહોતો ધરાવતો. "લોક" ક્રાંતિ, વાસ્તવમાં બહુસંખ્યાને પોતાના વહેણમાં ખેંચી લેનારી ક્રાંતિ, સર્વહારા વર્ગ તેમ જ કિસાનપ્રજાને આવરી લે તો જ એવી ક્રાંતિ બની શકે એમ હતી. એ વખતે એ બે વર્ગો ભેગા મળીને "લોક" બની રહેતા હતા. એ બે વર્ગો એવી હકીકતના આધારે સંકળાયેલા છે કે "નોકરશાહી-લશ્કરી રાજ્ય તંત્ર" તેમની ઉપર જુલમ વરસાવે છે, તેમને કચડી નાખે છે, તેમનું શોષણ કરે છે. એ તંત્રને **તોડી નાખવામાં**, તેના **ભુક્કા ઉડાવી દેવામાં**, ખરેખર "લોકોનું", તેમની બહુસંખ્યાનું, કામદારોનું તથા મોટા ભાગના કિસાનોનું, હિત સમાયેલું છે, તેમાં ગરીબ કિસાનો અને સર્વહારાઓની મુકત એકસંપી માટેની "પૂર્વશરત" અંકિત છે, અને એવી એકસંપી વગર લોકશાહી અસ્થિર રહે છે તથા સમાજવાદી-રૂપાંતર અશક્ય બની જાય છે.

એ હકીકત તો જાણીતી છે કે પૅરિસ કોમ્યુન વાસ્તવમાં એવી એકસંપીની દિશામાં આગળ ધપી રહ્યું હતું, પરંતુ કેટલાય આંતરિક તથા બાહ્ય સંજોગોને લીધે પોતાનું લક્ષ્ય સિદ્ધ ન કરી શક્યું.

એટલે, માર્ક્સે "ખરી લોક ક્રાંતિ"નો ઉલ્લેખ કરતી વેળા નિમ્ન-મૂડીવાદી વર્ગનાં વિશિષ્ટ લક્ષણોની જરાયે અવગણના કર્યા વગર (તેને વિશે તેમણે ઘણું બધું અને ઘણી વાર કહ્યું હતું) ૧૮૭૧માં તળ યુરોપખંડના મોટા ભાગના દેશોની અંદર વર્ગ પરિબળોના વાસ્તવિક સંતુલનને ચોકસાઈથી ગણતરીમાં લીધું હતું. બીજી તરફ, તેમણે જણાવ્યું હતું કે રાજ્ય તંત્રને "તોડી નાખવાનું" કામદારો તથા કિસાનો બેઉનાં હિતો માટે જરૂરી છે, એથી તેમની એકતા સધાય છે, તેમની સમક્ષ "જળો"ને હઠાવી દેવાનું અને તેના સ્થાને નૂતન બીજું કશુંક ગોઠવી દેવાનું સહિયારું કર્તવ્ય પેશ થાય છે.

એ નૂતન બીજું કશુંક એટલે શું?

## ૨. તોડી નાખવામાં આવેલા રાજય તંત્રના સ્થાને શું ગોઠવી દેવાનું છે?

એ સવાલનો માર્ક્સનો જવાબ ૧૮૪૭માં, 'કોમ્યુનિસ્ટ જાહેરનામું' કૃતિમાં, હજુ સાવ અમૂર્ત હતો, ચોકસાઈથી કહીએ તો એ જવાબમાં કર્તવ્યોનો નિર્દેશ હતો પરંતુ કર્તવ્યો પાર પાડવાની રીતોનો નિર્દેશ નહોતો. 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'

પુસ્તકમાં આપવામાં આવેલો જવાબ એવો હતો કે એ તંત્રના સ્થાને "શાસક વર્ગ તરીકે સંગઠિત સર્વહારા વર્ગ"ને ગોઠવી દેવાનો છે, "લોકશાહીની લડતમાં વિજય"ની સ્થાપના કરી દેવાનો છે.

માર્ક્સ તરંગ વિહારમાં નહોતા સરી પડતા, તે લોકસમુદાયોના આંદોલનના **અનુભવમાંથી** એવા સવાલના જવાબની અપેક્ષા રાખતા કે સર્વહારા વર્ગનું શાસક વર્ગ તરીકેનું એ સંગઠન કેવાં વિશિષ્ટ રૂપો ધારણ કરશે અને એ સંગઠનનો સમન્વય "લોકશાહીની લડતમાં" એકદમ પૂરા, એકદમ સુસંગત, "વિજય" સાથે કેવી ચોક્કસ રીતે સધાશે.

કોમ્યુનનો અનુભવ આમ તો સાવ ઓછો હતો, પરંતુ માર્ક્સે 'ફ્રાંસમાં આંતરવિગ્રહ' નામની કૃતિમાં તેનું અત્યંત કાળજીભર્યું પૃથક્કરણ કર્યું. અમે એ કૃતિના સૌથી વધારે મહત્ત્વના ફકરા ટાંકીશું.

> "કેંદ્રીકૃત રાજ્ય સત્તા અને તેનાં સ્થાયી સેના, પોલીસ, નોકરશાહી, પાદરી વર્ગ, તથા અદાલતો જેવાં સર્વવ્યાપક સંઘટનો" મધ્યયુગમાં ઉગમ પામીને ઓગણીસમી સદીમાં વિકસિત થયાં. મૂડી અને શ્રમ વચ્ચે વર્ગીય વિરોધોનો વિકાસ થતાં "રાજ્ય સત્તા શ્રમની ઉપર મૂડીની સામાજિક સત્તાનાં, વર્ગીય શાસનના તંત્રનાં, રૂપલક્ષણો વધારે ને વધારે પ્રમાણમાં ધારણ કરતી ગઈ. વર્ગસંઘર્ષમાં આગેકદમ કરતી દરેક ક્રાંતિ પછી રાજ્ય સત્તાનાં નિર્ભેળ જોરજુલમી રૂપલક્ષણો વધારે ને વધારે સ્પષ્ટ નજરે પડે છે". ૧૮૪૮-૪૯ની ક્રાંતિ પછી રાજ્ય સત્તા "શ્રમની સામે મૂડીના જંગનું રાષ્ટ્રીય સાધન" બની ગઈ. દ્વિતીય સામ્રાજ્યે એવી સ્થિતિને વધારે દૃઢ બનાવી.
>
> "સામ્રાજ્યથી પ્રત્યક્ષ ઊલટું રૂપ કોમ્યુનનું હતું." તેમાં "વર્ગીય શાસનના કેવળ રાજશાહી રૂપને જ નહિ પરંતુ ખુદ વર્ગીય શાસનને હઠાવી દેનારા પ્રજાસત્તાક"નું "ચોક્કસ રૂપ" અંકિત થયું હતું...

એ સર્વહારા વર્ગીય, સમાજવાદી, પ્રજાસત્તાકનું "ચોક્કસ" રૂપ કેવું હતું? તેના તરફથી સર્જાવા લાગેલું રાજ્ય કેવું હતું?

> "...તેની પ્રથમ ડિક્રીમાં સ્થાયી સેનાને નાબૂદ કરી નાખવાની અને તેને બદલે સમગ્ર લોકસમુદાયોને હથિયારો પૂરાં પાડવાની જોગવાઈ હતી..."

હવે તો પોતાને સમાજવાદી તરીકે ઓળખાવતી દરેક પાર્ટીના કાર્યક્રમમાં એ માંગ સામેલ છે. પરંતુ તેમના કાર્યક્રમોનું ખરું મૂલ્ય આપણા સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોના વર્તનમાં એકદમ સરસ રીતે છતું થઈ જાય છે. એ લોકોએ ફેબ્રુઆરીની ૨૭મી તારીખની ક્રાંતિ પછી એ માંગને અમલમાં મૂકવાનો વાસ્તવમાં ઈનકાર કરી દીધો હતો!

"...કોમ્યુન પૅરિસના વિવિધ વિસ્તારોમાંથી સાર્વજનીન મતાધિકારના આધારે ચૂંટવામાં આવેલા અને ગમે ત્યારે પાછા ખેંચી લઈ શકાય એવા જવાબદાર મ્યુનિસિપલ કાઉન્સિલરોનું બનેલું હતું. તેના મોટા ભાગના સભ્યો સ્વાભાવિક રીતે જ કામદારો અથવા કામદાર વર્ગના માન્ય પ્રતિનિધિઓ હતા...

પોલીસ એ વખત સુધી રાજ્યની સરકારના હાથનું સાધન બની રહેતી હતી, પરંતુ તેની સઘળી રાજકીય કામગીરીઓ તત્કાળ રદ કરી નાખવામાં આવી અને તેને કોમ્યુનના જવાબદાર તથા કોઈ પણ વખતે પાછા ખેંચી લઈ શકાય એવા સાધનમાં પલટાવી નાખવામાં આવી... રાજ્ય કારોબારની બીજી બધી શાખાઓના અમલદારોની બાબતમાં પણ એમ જ કરવામાં આવ્યું. કોમ્યુનના સભ્યોથી લઈને ઉપરથી નીચે સુધીની દરેક જાહેર કારોબારી સેવાના બદલામાં **કામદારોના વેતન** જેટલું જ મહેનતાણું આપવાની જોગવાઈ કરવામાં આવી. રાજ્યના મોટા હોદ્દેદારોના વિશેષાધિકારો તથા પ્રતિનિધિત્વ ભથ્થાં એ હોદ્દેદારોની સાથે સાથે જ અદૃશ્ય થઈ ગયાં... કોમ્યુને સ્થાયી સેના તથા પોલીસથી, પુરાણી સરકારની ભૌતિક સત્તાનાં એ સાધનોથી, છુટકારો મેળવી લીધા પછી માનસિક દમનના સાધનને, પાદરીઓની તાકાતને, ખતમ કરી નાખવાનું કામ હાથમાં લીધું... અદાલતી અધિકારીઓની દંભી સ્વતંત્રતા છીનવાઈ ગઈ... તેમના સંબંધમાં એ વખતથી ચૂંટણી, જવાબદારી, તથા પાછા ખેંચી લેવાના નિયમની જોગવાઈ કરવામાં આવી..."[17]

એટલે, તોડી નાખવામાં આવેલા રાજ્ય તંત્રના સ્થાને કોમ્યુને "કેવળ" વધારે પૂર્ણ રૂપની લોકશાહીની સ્થાપના કરી હોય એમ લાગે છે: સ્થાયી સેનાની નાબૂદી, સઘળા અમલદારોને ચૂંટવાની તથા તેમને પાછા ખેંચી લેવાના નિયમની જોગવાઈ. પરંતુ હકીકતમાં એ "કેવળ" તો અમુક સંસ્થાઓના સ્થાને મૂળભૂત

જુદા પ્રકારની બીજી સંસ્થાઓની વિરાટ પાયાની ગોઠવણીનો અર્થ સૂચિત કરે છે. એ તો ચોક્કસ રૂપે "પરિમાણનું રૂપાંતર ગુણવત્તામાં થઈ જવાનો" જ દાખલો છે: જેટલી ધારણા થઈ શકે એટલા પૂરા પ્રમાણમાં તથા એટલી સુસંગત રીતે, સ્થાપિત લોકશાહીને મૂડીવાદી લોકશાહીમાંથી સર્વહારા વર્ગીય લોકશાહીમાં પલટાવી નાખવામાં આવી, રાજ્યને (અમુક ચોક્કસ વર્ગને દબાવી દેવા માટેની ખાસ તાકાતને) એવા કશાકમાં પલટાવી નાખવામાં આવ્યું કે જે ખરા અર્થમાં રાજ્ય ન રહ્યું.

મૂડીદાર વર્ગને દબાવી દેવાનું અને તેના પ્રતિકારને કચડી નાખવાનું હજી આવશ્યક છે. કોમ્યુન માટે તો ખાસ આવશ્યક હતું, અને તેના પરાજયનાં કારણોમાંનું એક એ હતું કે તેણે પૂરતા નિર્ધારથી એમ ન કર્યું. ગુલામી, ખેતગુલામી, તથા રોજી ગુલામીની પદ્ધતિઓમાં હંમેશાં વસતિની લઘુસંખ્યા દમનનું સંઘટન બની રહેલી હતી, પરંતુ અહીંયાં વસતિની બહુસંખ્યા દમનનું સંઘટન બની રહી. અને લોકોની બહુસંખ્યા **પોતે જ** પોતાના પીડકોને દબાવી દે છે એટલે દમનની "ખાસ તાકાત"ની **જરૂર જ નથી રહેતી!** એ અર્થમાં રાજ્ય **વિલય પામવા લાગે છે**. વિશેષાધિકારી લઘુસંખ્યાની ખાસ સંસ્થાઓને (વિશેષાધિકારી અમલદારો, સ્થાયી સેનાના ઉપરી અફસરો) બદલે બહુસંખ્યા પોતે જ સીધી રીતે એ બધી કામગીરીઓ પાર પાડી શકે છે, અને સમગ્ર જનતા જેમ જેમ રાજ્ય સત્તાની કામગીરીઓ વધારે ને વધારે પ્રમાણમાં બજાવતી જાય તેમ તેમ એ સત્તાના અસ્તિત્વની જરૂરત ઘટતી જાય.

એ સંબંધમાં, માર્ક્સે ભારપૂર્વક વર્ણવેલાં કોમ્યુનનાં નીચેનાં પગલાં ખાસ નોંધપાત્ર છે: અમલદારોનાં બધાં પ્રતિનિધિત્વ ભથ્થાંની તથા બધા નાણાકીય વિશેષ લાભોની નાબૂદી, રાજ્યના **તમામ** નોકરોના મહેનતાણામાં **"કામદારોના વેતન"ના** સ્તર સુધીનો ઘટાડો. મૂડીવાદી લોકશાહીમાંથી સર્વહારા વર્ગીય લોકશાહીમાં, પીડકોની લોકશાહીમાંથી પીડિત વર્ગોની લોકશાહીમાં, અમુક ચોક્કસ વર્ગને દબાવી દેવા માટેની **"ખાસ તાકાત"** તરીકે રાજ્યમાંથી પીડકોને દબાવી દેવા માટે લોકોની બહુસંખ્યાની— કામદારો તથા કિસાનોની—**સામાન્ય તાકાતમાં, પલટાને** એ હકીકત બીજી કોઈ બાબતથી વધારે સ્પષ્ટ રીતે જાહેર કરે છે. અને એ ખાસ સચોટ મુદ્દાની, રાજ્યની સમસ્યાના સંબંધમાં કદાચ સૌથી વધારે મહત્ત્વના મુદ્દાની, બાબતમાં જ માર્ક્સના વિચારોને એકદમ પૂરેપૂરા અવગણવામાં આવ્યા છે! અપાર સંખ્યામાં લખવામાં આવતી પ્રચલિત સમીક્ષાઓમાં એ બાબતનો ઉલ્લેખ જ નથી કરવામાં આવતો. તે જાણે જૂની

ઢબના "ભોળપણ"નો નમૂનો હોય એમ ગણીને તેને વિશે ચુપકી સેવવામાં આવે છે—ખ્રિસ્તીઓના ધર્મને રાજ્ય-ધર્મનો દરજ્જો આપવામાં આવ્યો ત્યાર પછી તેઓ લોકશાહીવાદી ક્રાંતિકારી ભાવના ધરાવતા પ્રારંભિક ખ્રિસ્તી ધર્મના "ભોળપણ"ને જેવી રીતે "ભૂલી ગયેલા" એવી જ રીતે.

રાજ્યના મોટા અમલદારોના મહેનતાણામાં ઘટાડાની માંગ તો "ખાલી" ભોળપણભર્યા પ્રારંભિક લોકશાહીવાદની જ માંગ લાગે છે. આધુનિક તકવાદના "સંસ્થાપકો"માંના એક, માજી સામાજિક-લોકશાહીવાદી, એડુઆર્ડ બર્નસ્ટાઈને "પ્રારંભિક" લોકશાહીવાદની છીછરી મૂડીવાદી ઠેકડી ઘણી વાર દોહરાવી છે. તમામ તકવાદીઓની જેમ, અને હાલના કાઉત્સ્કીપંથીઓની જેમ, તેને મુદ્દલ સમજાયું નથી કે સૌપ્રથમ તો મૂડીવાદમાંથી સમાજવાદમાં સંક્રમણ "પ્રારંભિક" લોકશાહીવાદ તરફ અમુક પ્રમાણમાં "ફરી ઢળ્યા" વગર **અશક્ય** છે (કારણ કે બહુસંખ્યાના લોકો અને પછી કશા અપવાદ વગર સમગ્ર વસતિ રાજ્યની કામગીરીઓ બજાવવાની શરૂઆત બીજી કઈ રીતે કરી શકે?); અને બીજું એ કે મૂડીવાદ તથા મૂડીવાદી સંસ્કૃતિ ઉપર આધારિત "પ્રારંભિક લોકશાહીવાદ" અને પ્રાગૈતિહાસિક યુગનો અથવા મૂડીવાદ પૂર્વેનો પ્રારંભિક લોકશાહીવાદ એકસરખા નથી. મૂડીવાદી સંસ્કૃતિએ મોટા પાયાનું ઉત્પાદન, કારખાનાં, રેલવે, ટપાલ સેવા, ટેલિફોન, વગેરેનું **સર્જન કર્યું** છે અને **તેના આધારે** પુરાણી "રાજ્ય સત્તા"ની ભારે મોટા ભાગની કામગીરીઓ એટલી સરળ બની ગઈ છે અને નોંધણી, ગોઠવણી, તથા ચકાસણીનાં એવાં અત્યંત સાદાં કામોમાં પલટાઈ ગઈ છે કે તેમને અક્ષરજ્ઞાન ધરાવતો દરેક માણસ સહેલાઈથી પાર પાડી શકે, સાધારણ "કામદારોના વેતન" જેટલું મહેનતાણું આપીને સાવ સહેલાઈથી કરાવી શકાય, અને એ કામગીરીઓના સંબંધમાં વિશેષાધિકારની દરેક છાયાને, "અમલદારી ઠાઠમાઠ"ની દરેક નિશાનીને, હઠાવી દઈ શકાય (અને હઠાવી દેવી જોઈએ).

એક પણ અપવાદ વગર બધા અમલદારોની ચૂંટણી, અને તેમને **ગમે ત્યારે** પાછા ખેંચી લેવાના નિયમની જોગવાઈ, તેમના પગારોમાં સાધારણ "કામદારોના વેતન"ના સ્તર સુધીનો ઘટાડો—એવાં સાદાં અને "આપમેળે સ્પષ્ટ બની રહેતાં" લોકશાહીવાદી પગલાં કામદારો તથા મોટા ભાગના કિસાનોનાં હિતોને એકદમ સાંકળી લેવાની સાથે સાથે મૂડીવાદમાંથી સમાજવાદમાં પહોંચાડી દેતા સેતુની કામગીરી બજાવે છે. એ પગલાં રાજ્યની પુનર્ઘટનાને, સમાજની વિશુદ્ધ રાજકીય પુનર્ઘટનાને, લગતાં છે; પરંતુ તેઓ પૂરો મર્મ તથા મહત્ત્વ

બેશક કાં તો સિદ્ધ થઈ ચૂકેલા અથવા તૈયારીની કક્ષાના "માલિકીહરણ કરનારાઓના માલિકીહરણના", અર્થાત્ ઉત્પાદનનાં સાધનોની મૂડીવાદી ખાનગી માલિકીને સામાજિક માલિકીમાં પલટાવી નાખવાના, સંબંધમાં જ ધારણ કરે છે.

> માર્ક્સે લખ્યું છે કે "કોમ્યુને ખર્ચનાં મોટામાં મોટાં બે કારણોને— સેના તથા અમલદાર વર્ગને—નાબૂદ કરી નાખીને સઘળી મૂડીવાદી ક્રાંતિઓના સંકેતસૂત્રને, સસ્તી સરકારના સૂત્રને, વાસ્તવિકતામાં પલટાવી નાખ્યું."

કિસાનોમાંથી તેમ જ નિમ્ન-મૂડીવાદી વર્ગના બીજા વિભાગોમાંથી માત્ર નજીવી સંખ્યાના થોડાક માણસો જ "ટોચ સુધી તરક્કી કરે છે", મૂડીવાદી અર્થમાં "જગતમાં પ્રગતિ સાધે છે", અર્થાત્ સુખસગવડ ભોગવે છે, મૂડીવાદી બને છે, અથવા સલામત તથા વિશેષાધિકારી પદો ધરાવતા અમલદારો બને છે. જ્યાં કિસાનો હોય એવા દરેક મૂડીવાદી દેશમાં (અને મોટા ભાગના મૂડીવાદી દેશોમાં કિસાનો હોય છે) તેમની ભારે મોટી બહુસંખ્યા સરકારના જુલમનો ભોગ બનેલી હોય છે અને સરકારને ઉથલાવી પાડવામાં આવે એવી ઝંખના, "સસ્તી" સરકાર સ્થાપવામાં આવે એવી ઝંખના, સેવતી હોય છે. એ કર્તવ્યને **માત્ર** સર્વહારા વર્ગ જ પાર પાડી શકે એમ છે, અને સર્વહારા વર્ગ તેને પાર પાડીને સાથે સાથે જ રાજ્યની સમાજવાદી પુનર્ઘટનાની દિશામાં આગેકદમ માંડે છે.

## ૩. સંસદવાદની નાબૂદી

> માર્ક્સે લખ્યું છે કે "કોમ્યુન સંસદીય નહિ પરંતુ કાર્યરત સંઘટન, એકીસાથે કારોબારી તેમ જ કાનૂન ઘડનારું સંઘટન, બની રહેવાનું હતું...
>
> "...શાસક વર્ગનો ક્યો સભ્ય સંસદમાં લોકોનું પ્રતિનિધિત્વ તથા દમન (*ver-und zertreten*) કરે તેનો ફેંસલો ત્રણ કે છ વરસમાં એક વાર કરવાને બદલે સાર્વજનીન મતાધિકાર કોમ્યુનોમાં સંગઠિત લોકોની સેવા બજાવવાનો હતો— જેવી રીતે વ્યકિતગત મતાધિકાર બીજા દરેક માલિકની સેવા તેના કામધંધા માટે કામદારો, મુકાદમો, તથા હિસાબનીશોની તલાશની બાબતમાં બજાવે છે એવી જ રીતે."

૧૮૭૧માં કરવામાં આવેલી સંસદવાદની આવી અદ્ભુત ટીકા પણ સામાજિક-અંધરાષ્ટ્રવાદ તથા તકવાદની બોલબાલાને લીધે હવે માર્ક્સવાદના "ભુલાઈ ગયેલા શબ્દો"માં સામેલ છે. ધંધાદારી પ્રધાનો તથા સંસદવીરોએ, આપણા જમાનામાં સર્વહારા વર્ગના દ્રોહીઓ તથા "વ્યવહારુ" સમાજવાદીઓએ, સંસદવાદની બધી ટીકા અરાજકતાવાદીઓના હાથમાં રહેવા દીધી છે, અને એવા અજબ આધારે તેઓ સંસદવાદની **બધી** ટીકાને "અરાજકતાવાદ" તરીકે ધુતકારી કાઢે છે!! એ વાતમાં આશ્ચર્ય જેવું કશું જ નથી કે શેઇદેમાન, ડેવિડ, લેગિન, સામ્બા, રેનોદેલ, હેન્ડેર્સન, વાન્દેરવેલ્દે, સ્ટાઉનિંગ, બ્રાંટિંગ, બિસ્સોલાતી, વગેરે જેવા "સમાજવાદીઓ"ને નફરત કરવા લાગેલો "અગ્રગામી" સંસદીય દેશોનો સર્વહારા વર્ગ, અરાજકતાવાદી-સંઘવાદ તો તકવાદનો ખાલી જોડિયો ભાઈ હોવા છતાં તેની તરફ, વધારે ને વધારે પ્રસંગોએ હમદર્દી બતાવતો રહ્યો છે.

પરંતુ માર્ક્સની નજરમાં ક્રાંતિકારી દ્વંદ્વાત્મકતાનું ધોરણ, તેને પ્લેખાનોવ, કાઉત્સ્કી, તથા બીજાઓએ બનાવી દીધું છે એવું ઠાલું ફૅશનનું સૂત્ર, રમકડાનો ઘૂઘરો, કદી નહોતું રહ્યું. માર્ક્સ જાણતા હતા કે મૂડીવાદી સંસદવાદના "ડુક્કર-વાડા"નોયે ઉપયોગ કરવાની, ખાસ કરીને તો પરિસ્થિતિ દેખીતી રીતે જ ક્રાંતિકારી નહોતી ત્યારે, અરાજકતાવાદની અશકિત બદલ તેની સાથેના સંબંધો કેવી રીતે નિષ્ઠુરતાથી તોડી નાખવા; પરંતુ સાથે સાથે જ સંસદવાદની ખરેખરી ક્રાંતિકારી સર્વહારા વર્ગીય ટીકા કરતાં પણ તેમને આવડતું હતું.

શાસક વર્ગનો કયો સભ્ય સંસદ મારફત લોકોને દબાવી દે તથા કચડી નાખે તેનો ફેંસલો દર થોડાંક વરસે કરવો — કેવળ સંસદીય-બંધારણીય રાજાશાહીઓમાં જ નહિ પરંતુ વધારેમાં વધારે લોકશાહીવાદી પ્રજાસત્તાકોમાંયે મૂડીવાદી સંસદવાદનું ખરું સારતત્ત્વ એવું છે.

પરંતુ આપણે રાજ્યના સવાલની રજૂઆત, રાજ્યની સંસ્થાઓમાંની એક તરીકે સંસદવાદનું પરીક્ષણ, એ ક્ષેત્રમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યોની દૃષ્ટિએ કરીએ તો સંસદવાદથી છુટકારો મેળવવાનો ઉપાય શો છે? તેના વગર કામ કેવી રીતે ચલાવી શકાય?

અમારે ફરી વાર કહેવું જ પડે છે: કોમ્યુનના પરીક્ષણ ઉપર આધારિત માર્ક્સના પાઠોને એટલી પૂરી હદે ભૂલી જવામાં આવ્યા છે કે વર્તમાન સમયનો "સામાજિક-લોકશાહીવાદી" (અર્થાત્ વર્તમાન સમયનો સમાજવાદનો દ્રોહી) સંસદવાદની અરાજકતાવાદી અથવા પ્રત્યાઘાતી ટીકા સિવાય બીજી કશી ટીકાને ખરેખર નથી સમજી શકતો.

સંસદવાદથી છુટકારો મેળવવાનો ઉપાય પ્રતિનિધિ સંસ્થાઓને તથા ચૂંટણીના સિદ્ધાંતને નાબૂદ કરી નાખવાનો બેશક નથી જ, તેનો ઉપાય તો પ્રતિનિધિ સંસ્થાઓને ગપસપના અડ્ડાઓમાંથી કાર્યરત સંઘટનોમાં પલટાવી નાખવાનો છે. "કોમ્યુન સંસદીય નહિ પરંતુ કાર્યરત સંઘટન, એકી સાથે કારોબારી તેમ જ કાનૂન ઘડનારું સંઘટન, બની રહેવાનું હતું."

"સંસદીય નહિ પરંતુ કાર્યરત સંઘટન"—આ તો વર્તમાન સમયના સંસદવીરો તથા સામાજિક-લોકશાહીવાદનાં સંસદીય "પાળેલાં ગલૂડિયાં" ઉપર જનોઈવઢ ઘા છે! અમેરિકાથી સ્વિટ્ઝરલૅંડ, ફ્રાંસથી બ્રિટન, નોર્વે, વગેરેમાંથી કોઈ પણ સંસદીય દેશને લો—એ દેશોમાં "રાજ્ય"નું ખરું કામકાજ તો પડદા પાછળ કરવામાં આવે છે અને ખાતાંઓમાં, કારોબારી ઘટકોમાં, તથા લશ્કરી વડાં મથકોમાં ચાલતું હોય છે. સંસદને તો "સાધારણ લોકો"ને બેવકૂફ બનાવવાના ખાસ હેતુ માટે વાતો કરવા રાખવામાં આવી હોય છે. આ વાત એટલી સાચી છે કે રૂસી પ્રજાસત્તાકમાં, મૂડીવાદી લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં, પણ ખરી સંસદ સ્થાપવાનું શક્ય બન્યું તે પહેલાં જ સંસદવાદનાં એ બધાં પાપ તત્કાળ છતાં થઈ ગયાં હતાં. સ્કોબેલેવો, ત્સેરેતેલીઓ, ચેર્નોવો, તથા આવક્સેન્ત્યેવો જેવા સડેલી કૂપમંડૂકતાના શૂરવીરો સોવિયેતોને અત્યંત ધૃણાજનક મૂડીવાદી સંસદવાદની રીતે દૂષિત બનાવી દેવામાં, તેમને ખાલી ગપસપના અડ્ડાઓમાં પલટાવી નાખવામાં, સફળ પણ થઈ ગયા છે. સોવિયેતોની અંદર "સમાજવાદી" પ્રધાનો વાતોના તડાકા તથા ઠરાવો વડે ભોળા ગામવાસીઓને બેવકૂફ બનાવી રહ્યા છે. વળી સરકારમાં પણ જાણે લગાતાર ફેરફાર થતા રહે છે જેથી એક તરફ તો બને એટલા વધારે સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો વારાફરતી "પકવાન"ની મોજ માણી શકે, મોટી કમાણી તથા મોભાનાં પદો મેળવી શકે, અને બીજી તરફ લોકોનું "ધ્યાન" "રોકાયેલું" રહે. દરમિયાનમાં કારોબારી ઘટકો તથા લશ્કરી વડાં મથકો "રાજ્ય"નું કામકાજ "ચલાવતાં રહે".

શાસક સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીના મુખપત્ર 'દેલો નરોદા'[18] માં તાજેતરમાં એક મુખ્ય લેખમાં એકરાર કરવામાં આવ્યો છે—જેમાં "સૌ" રાજકીય વેશ્યાચારમાં મશગૂલ હોય એવા "ઇષ્ટ સમાજ"ના લોકોની અજોડ નિખાલસતાથી—કે "સમાજવાદીઓ"ની (શબ્દના ઉપયોગ બદલ માફી માગી લઈએ છીએ!) આગેવાની હેઠળનાં મંત્રાલયોમાં પણ આખું નોકરશાહી તંત્ર વાસ્તવમાં જરાય બદલાયું નથી, જૂની ઢબે કામ કરે છે, અને ક્રાંતિકારી પગલાંઓને પૂરી "છૂટથી" ખરાબે ચડાવી રહ્યું છે! એવા એકરાર વગર પણ,

સરકારમાં સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકોની સામેલગીરીનો વાસ્તવિક ઈતિહાસ શું એ વાતને સાબિત નથી કરી દેતો? પરંતુ અહીંયાં નોંધપાત્ર બાબત એ છે કે પ્રધાનોની દુનિયામાં કેડેટોના સંગાથમાં ચેર્નોવો, રુસાનોવો, ઝેન્ઝીનોવો, તથા 'દેલો નરોદા'ના બીજા સંપાદકોએ શરમને એટલી પૂરી હદે છાંડી દીધી છે કે તેઓ "પોતાનાં" જ મંત્રાલયોમાં કશું ન બદલાયું હોવાની વાત, જાણે ખાલી રમત જેવી નજીવી બાબત હોય એમ નિર્લજ્જતાથી કરે છે!! ગામડાંના ભોળા માણસોને છેતરવા માટે ક્રાંતિકારી-લોકશાહીવાદી સૂત્રો અને મૂડીદારોનાં "દિલ ખુશ કરવા" માટે નોકરશાહી તથા તુમારશાહી — "ઈમાનદાર" મિશ્ર સરકારનું **સારતત્ત્વ** એવું છે.

કોમ્યુન મૂડીવાદી સમાજના ભ્રષ્ટ તથા સડેલા સંસદવાદના સ્થાને એવી સંસ્થાઓ સ્થાપે છે કે જેમાં અભિપ્રાય ધરાવવાની આઝાદી તથા ચર્ચાઓ પતિત થઈને છળકપટ નથી બની જતી કારણ કે સંસદ સભ્યોને જાતે કામ કરવું પડે છે, પોતાના નિયમોનું પાલન કરવું પડે છે, વાસ્તવિક પરિણામોને ચકાસી જોવાં પડે છે, અને પોતાના મતદારોને સીધા જવાબદાર રહેવું પડે છે. તેમાં પ્રતિનિધિ સંસ્થાઓ ચાલુ રહે છે પરંતુ ખાસ પદ્ધતિ તરીકે, કાનૂન ઘડવાના તથા કારોબારી શ્રમ વિભાજન તરીકે, સભ્યોના વિશેષાધિકારી સ્થાન તરીકે, સંસદવાદ હયાત **નથી** રહેતો. આપણે પ્રતિનિધિ સંસ્થાઓ વગર તો લોકશાહીની, સર્વહારા વર્ગીય લોકશાહીનીયે, ધારણા જ ન કરી શકીએ; પરંતુ મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓ તેમ જ શેઈદેમાનો તથા લેગિનો અને સામ્બા તથા વાન્દેરવેલ્દેઓની જેમ આપણે માટે પણ મૂડીવાદી સમાજની ટીકા ઠાલા શબ્દો ન હોય, મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાની મુરાદ કામદારોના મતો હાંસલ કરી લેવાનો "ચૂંટણી" પોકાર નહિ પરંતુ આપણી ગંભીર તથા ખરા દિલની મુરાદ હોય, તો આપણે સંસદવાદ વગર લોકશાહીની ધારણા કરી શકીએ અને **કરવી જ જોઈએ**.

એક બાબતની નોંધ અત્યંત શિક્ષાપ્રદ છે કે કોમ્યુન માટે તથા સર્વહારા વર્ગીય લોકશાહી માટે જે આવશ્યક બની રહે છે **તે** અમલદારોની કામગીરીઓનો ઉલ્લેખ કરતી વેળા માર્ક્સે તેમની સરખામણી "બીજા દરેક માલિક"ના, અર્થાત્ સાધારણ મૂડીવાદી ઉદ્યોગધંધાના, કાર્યકરો સાથે, તેના "કામદારો, મુકાદમો, તથા હિસાબનીશો" સાથે, કરી છે.

માર્ક્સના વિચારોમાં તરંગ વિહારની, તેમણે "નવો" સમાજ ઉપજાવી અથવા ઘડી કાઢ્યો હોય એવા અર્થમાં તરંગ વિહારની, એક પણ નિશાની

જોવા નથી મળતી. ના, તેમણે તો પુરાણા સમાજની **અંદરથી** નવા સમાજના **ઉદયનો** તેમ જ પુરાણા સમાજમાંથી નવા સમાજમાં સંક્રમણનાં રૂપોનો અભ્યાસ સ્વાભાવિક ઐતિહાસિક પ્રક્રિયા તરીકે કર્યો હતો. તેમણે વ્યાપક સર્વહારા વર્ગીય આંદોલનના વાસ્તવિક અનુભવનું પરીક્ષણ કર્યું હતું અને તેમાંથી અમલી બોધપાઠો તારવ્યા હતા. જેવી રીતે સઘળા મહાન ક્રાંતિકારી ચિંતકો પીડિત વર્ગોનાં મહાન આંદોલનોના અનુભવમાંથી કશા ખચકાટ વગર શીખતા રહ્યા છે એવી જ રીતે માર્ક્સ કોમ્યુનના અનુભવમાંથી "શીખ્યા હતા", અને તેમણે એવાં આંદોલનોને વિદ્યાદંભી "શિખામણો" (દાખલા તરીકે પ્લેખાનોવની: "હથિયારો નહોતાં ઉઠાવવાં જોઈતાં", અને ત્સેરેતેલીની: "વર્ગે પોતાની મર્યાદાઓ જાળવવી જોઈએ") કદી નહોતી આપી.

નોકરશાહીની તત્કાળ, દરેક ઠેકાણે, અને તદ્દન નાબૂદીનો સવાલ જ નથી. એ તો તરંગ વિહાર ગણાય. પરંતુ પુરાણા અમલદારી તંત્રને તત્કાળ **ખતમ કરી નાખવું** અને સમગ્ર નોકરશાહીને ધીરે ધીરે નાબૂદ કરી નાખવાનું શક્ય બનાવે એવા નવા તંત્રનું ઘડતર તત્કાળ શરૂ કરી દેવું—એ કંઈ તરંગ વિહાર **નથી**, એ તો કોમ્યુનનો અનુભવ છે, ક્રાંતિકારી સર્વહારા વર્ગનું પ્રત્યક્ષ તથા તાત્કાલિક કર્તવ્ય છે.

મૂડીવાદ "રાજ્ય" કારોબારની કામગીરીઓને સરળ બનાવી દે છે, તે "ઉપરીપણાને" બાજુએ ફગાવી દેવાનું તથા આખી બાબતને સર્વહારાઓના (શાસક વર્ગ તરીકે સંગઠિત સર્વહારાઓના) એવા સંગઠનમાં આવરી લેવાનું શક્ય બનાવે છે કે જે સમગ્ર સમાજ વતી "કામદારો, મુકાદમો, તથા હિસાબનીશોને" કામે રાખે.

આપણે તરંગ વિહારીઓ નથી, આપણે **તત્કાળ** પૂરા કારોબારને પડતો મૂકી દેવાનાં, સમગ્ર તાબેદારીને ખતમ કરી નાખવાનાં, "સ્વપ્નાં" નથી સેવતા. સર્વહારા વર્ગીય સરમુખત્યારીનાં કર્તવ્યો સમજવાની અશક્તિ ઉપર આધારિત એ અરાજકતાવાદી સ્વપ્નાં માર્ક્સવાદથી તદ્દન વેગળાં છે, અને લોકો પલટાઈ ન જાય ત્યાં સુધી સમાજવાદી ક્રાંતિને મુલતવી રાખી દેવાનું જ કામ વાસ્તવમાં કરે છે. ના, આપણે તો સમાજવાદી ક્રાંતિ હાલ લોકો જેવા છે તેમના આધારે જ કરવા માગીએ છીએ, તાબેદારી વગર, નિયંત્રણ વગર, તેમ જ "મુકાદમો તથા હિસાબનીશો" વગર કામ ન ચલાવી શકતા લોકોના આધારે જ કરવા માગીએ છીએ.

પરંતુ તાબેદારી તમામ શોષિત તથા મહેનતકશ લોકોની હથિયારબંધ

આગેવાન ટુકડીની, અર્થાત્ સર્વહારા વર્ગની, હોવી જોઈએ. રાજ્યના અમલદારોના વિશિષ્ટ "ઉપરીપણાના" સ્થાને "મુકાદમો તથા હિસાબનીશો"ની સાદી કામગીરીઓ, જેને સરેરાશ શહેરવાસી ક્યારનો પાર પાડી શકે એમ છે અને "કામદારોના વેતન" જેટલા મહેનતાણાથી કરાવી શકાય એમ છે તે કામગીરીઓ, ગોઠવવાની શરૂઆત તત્કાળ, આજની ઘડીથી, કરી શકાય એમ છે અને કરવી જ જોઈએ.

આપણે **પોતે**, કામદારો, મૂડીવાદ તરફથી જે સર્જાઈ ચૂકેલું છે તેના આધારે મોટા પાયાના ઉત્પાદનની સંઘટના કરીશું, તેમાં આપણે કામદારો તરીકેના આપણા પોતાના અનુભવ ઉપર આધાર રાખીશું, હથિયારબંધ કામદારોની રાજ્ય સત્તાનો ટેકો ધરાવતી કડક લોખંડી શિસ્ત સ્થાપીશું. આપણે રાજ્યના અમલદારોની ભૂમિકાને જવાબદાર, પાછા ખેંચી લઈ શકાય એવા, સાધારણ વેતન મેળવતા "મુકાદમો તથા હિસાબનીશો" તરીકે આપણી સૂચનાઓનો ખાલી અમલ કરનારા (બેશક જુદી જુદી જાતના, પ્રકારોના, તથા શ્રેણીઓના ટેકનિશ્યનોની મદદ વડે) માણસોની ભૂમિકાની કક્ષાએ ઉતારી દઈશું. એ તો **આપણું** સર્વહારા વર્ગીય કર્તવ્ય છે, આપણે સર્વહારા વર્ગીય ક્રાંતિ સિદ્ધ કરવામાં તેનાથી **શરૂ** કરી શકીએ એમ છીએ અને કરવાનું જ છે. મોટા પાયાના ઉત્પાદનના આધારે એવી શરૂઆતના સ્વાભાવિક પરિણામે સમગ્ર નોકરશાહી ધીરે ધીરે "વિલય પામી જશે", ધીરે ધીરે એવી વ્યવસ્થાનું — અવતરણ ચિહ્નો વગરની વ્યવસ્થાનું, રોજી ગુલામી સાથે બિલકુલ સામ્ય ન ધરાવતી વ્યવસ્થાનું — સર્જન થશે કે જેમાં વધારે ને વધારે સાદી બનતી જતી નિયંત્રણ તથા હિસાબની કામગીરીઓ દરેક માણસ તરફથી વારાફરતી બજાવવામાં આવશે, વખત જતાં ટેવ બની જશે, અને આખરે વસતિના ખાસ વિભાગની **ખાસ** કામગીરીઓ તરીકે લુપ્ત થઈ જશે.

ગઈ સદીના આઠમા દાયકામાં એક ચતુર જર્મન સામાજિક-લોકશાહીવાદીએ **ટપાલ સેવાને** સમાજવાદી આર્થિક પદ્ધતિના ઉદાહરણ તરીકે ગણાવી હતી. એ વાત સાવ સાચી છે. વર્તમાન સમયે ટપાલ સેવા રાજ્ય-**મૂડીવાદી** ઈજારદારીની રીતે સંઘટિત તંત્ર છે. સામ્રાજ્યવાદ બધાં ટ્રસ્ટોને ધીરે ધીરે એવા જ પ્રકારનાં સંઘટનોમાં પલટાવી રહ્યો છે. તેમાં કામના વધારે પડતા બોજાની તથા ભૂખમરાની હાલતમાં સબડતા "સાધારણ" લોકોને માથે એવી જ મૂડીવાદી **નોકરશાહી** સવાર હોય છે. પરંતુ સામાજિક પ્રબંધનું ક્રિયાતંત્ર તેમાં ક્યારનું અસ્તિત્વ**માં** આવી ચૂકેલું છે. આપણે એક વાર મૂડીદારોને ઉથલાવી પાડીએ, એ શોષકોના

પ્રતિકારને હથિયારબંધ કામદારોના લોખંડી પંજા વડે કચડી નાખીએ, અને આધુનિક રાજ્યના નોકરશાહી તંત્રના ભુક્કા ઉડાવી દઈએ, એટલે આપણને "જળો"થી મુક્ત થઈ ગયેલું અને ઊંચી કોટિનો ટેકનિકલ સરંજામ ધરાવતું ક્રિયાતંત્ર મળી જશે, એવું ક્રિયાતંત્ર મળી જશે કે એકતાબદ્ધ કામદારો પોતે જ જેને બહુ સારી રીતે ચાલુ કરી શકે, જેમાં ટેકનિશ્યનો, મુકાદમો, તથા હિસાબનીશોને કામે રાખી શકાય અને **સૌને**, ખરેખર સામાન્ય રીતે **તમામ** "રાજ્ય" અમલદારોને, કામદારોના વેતન જેટલું જ મહેનતાણું આપવાની વ્યવસ્થા કરી શકાય. અહીંયાં એવું વાસ્તવિક વ્યવહાર્ય કર્તવ્ય મોજૂદ છે કે જેને સઘળાં ટ્રસ્ટોના સંબંધમાં તત્કાળ પાર પાડી શકાય, એવું કર્તવ્ય મોજૂદ છે કે જેને પાર પાડી લેવાથી મહેનતકશ લોકોને શોષણથી છુટકારો મળી જશે, એવું કર્તવ્ય મોજૂદ છે કે જેમાં કોમ્યુને અમલમાં મૂકવી શરૂ કરેલી બાબતોને (ખાસ કરીને રાજ્યના નિર્માણના સંબંધમાં) લક્ષમાં રાખવામાં આવી છે.

**સમગ્ર** અર્થતંત્રની સંઘટના ટપાલ સેવાની રીતે કરવી જેથી ટેકનિશ્યનો, મુકાદમો, તથા હિસાબનીશોને તેમ જ **તમામ** અમલદારોને "કામદારના વેતન"થી વધારે પગાર ન મળે, સૌ હથિયારબંધ સર્વહારા વર્ગના નિયંત્રણ તથા આગેવાની હેઠળ કામ કરે—આપણું તાત્કાલિક લક્ષ્ય એવું છે. આપણને એવા રાજ્યની અને એવા આર્થિક પાયાની જરૂર છે. એથી જ સંસદવાદ નાબૂદ થઈ જશે અને પ્રતિનિધિ સંસ્થાઓ જળવાઈ રહેશે. એથી જ મૂડીદાર વર્ગ તરફથી એ સંસ્થાઓના વ્યભિચારી ઉપયોગની હાલતમાંથી મહેનતકશ વર્ગોને છુટકારો મળશે.

## ૪. રાષ્ટ્રીય એકતાની સંઘટના

"જેના સંબંધમાં વધારે કાર્યનો સમય કોમ્યુનને નહોતો મળ્યો તે રાષ્ટ્રીય સંઘટનાની સંક્ષિપ્ત રૂપરેખામાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે સૌથી નાના ગામની બાબતમાં પણ કોમ્યુન જ રાજકીય રૂપ બની રહેશે..." પૅરિસમાં "રાષ્ટ્રીય પ્રતિનિધિમંડળ"ની ચૂંટણી કોમ્યુનોએ કરવાની હતી.

"...થોડીક પણ મહત્ત્વની જે કામગીરીઓ હજુ કેંદ્રીય સરકાર માટે બાકી રહી હોત તેને, જાણીજોઈને કરવામાં આવેલી ખોટી રજૂઆત મુજબ દબાવી નહોતી દેવાની, પરંતુ કોમ્યુનના, અર્થાત્ ચોકસાઈભરી જવાબદારીથી બંધાયેલા, અમલદારોને સુપરત કરી દેવાની હતી.

"...રાષ્ટ્રીય એકતાને ખંડિત નહોતી કરી નાખવાની પરંતુ એથી ઊલટું કોમ્યુનના નિર્માણ મારફત સંઘટિત કરવાની હતી, તે રાજ્ય સત્તાના ખાતમાના પરિણામે વાસ્તવિક રૂપ ધારણ કરી લેવાની હતી. રાષ્ટ્રની કાયાને ખાલી જળો જેવી ગાંઠ તરીકે જ વળગી રહેલી રાજ્ય સત્તા, એવી એકતાનું મૂર્ત રૂપ હોવાનો દેખાવ કરતી હોવા છતાં, રાષ્ટ્રથી સ્વતંત્ર તથા ચઢિયાતી બની રહેવા માગતી હતી. પુરાણી સરકારી સત્તાનાં કેવળ દમનકારી અંગોને કાપી નાખવાનાં હતાં અને તેની વાજબી કામગીરીઓ, સમાજથી ઉપર સ્થિત રહેવાના અધિકારનો દાવો કરતી સત્તા પાસેથી છીનવી લઈને, સમાજના જવાબદાર સેવકોને સુપરત કરી દેવાની હતી."

ભાગેડુ બર્નસ્ટાઇનનું હેરોસ્ટ્રાટિયન ખ્યાતિ ધરાવતું પુસ્તક 'સમાજવાદના આધારો અને સામાજિક-લોકશાહીવાદીઓનાં કર્તવ્યો' સરસ રીતે બતાવે છે કે વર્તમાન સામાજિક-લોકશાહીવાદના તકવાદીઓ માર્ક્સની એ દલીલોને સમજવામાં કેટલી હદે નિષ્ફળ ગયા છે—કદાચ એમ કહેવું ખરું ગણાશે કે તેમણે સમજવાનો ઇનકાર કર્યો છે. માર્ક્સના ઉપરોક્ત ફકરાના સંબંધમાં બર્નસ્ટાઇને લખ્યું છે કે એ કાર્યક્રમ "રાજકીય અંતસ્તત્ત્વની બાબતમાં તેનાં સઘળાં તાત્ત્વિક લક્ષણોમાં પ્રુધોંના સમવાયતંત્રવાદ જોડે વધારેમાં વધારે સામ્ય પ્રદર્શિત કરે છે... માર્ક્સ અને 'નિમ્ન-મૂડીવાદી' પ્રુધોં (બર્નસ્ટાઇને 'નિમ્ન-મૂડીવાદી' શબ્દમાં વ્યંગ લાગે એટલા માટે તેને અવતરણ ચિહ્નોમાં મૂક્યો છે) વચ્ચેના મતભેદના બીજા બધા મુદ્દાઓ છતાં, આ મુદ્દાઓની બાબતમાં તેમની દલીલોની દિશાઓ પરસ્પર બને એટલી નિકટ છે." બર્નસ્ટાઇન આગળ લખે છે કે મ્યુનિસિપાલિટીઓનું મહત્ત્વ બેશક વધી રહ્યું છે, પરંતુ "મને શંકા લાગે છે કે લોકશાહીનું પહેલું કામ, માર્ક્સ અને પ્રુધોંએ કરેલી ધારણા મુજબ, (કોમ્યુનોના પ્રતિનિધિઓની બનેલી પ્રાંતિક અથવા જિલ્લા પરિષદોના પ્રતિનિધિઓમાંથી રાષ્ટ્રીય પરિષદની રચના) આધુનિક રાજ્યોના એટલા વિસર્જન (*Auflösung*—શાબ્દિક અર્થ: વેરવિખેર, છૂટક તૂટક) તથા તેમની સંઘટનાના એટલા પૂર્ણ રૂપાંતરનું (*Umwandlung*—પરિવર્તન) હોય કે તેના પરિણામે રાષ્ટ્રીય પ્રતિનિધિત્વની અગાઉની રીત અદૃશ્ય થઈ જાય." (બર્નસ્ટાઇન, 'આધારો', જર્મન આવૃત્તિ, ૧૮૯૯, પૃષ્ઠ ૧૩૪ અને ૧૩૬.)

"રાજ્ય સત્તાના, જળો જેવી ગાંઠના, ખાતમા" સંબંધી માર્ક્સના વિચારોને પ્રુધોંના સમવાયતંત્રવાદ જોડે ગોટાળે ચડાવી દેવા એ તો ચોક્કસ

ભયાનક બાબત છે! પરંતુ તે આકસ્મિક નથી કારણ કે તકવાદીને કદી ખ્યાલ જ નથી આવતો કે માર્ક્સ અહીંયાં કેંદ્રવાદના વિરોધમાં સમવાયતંત્રવાદની વાત બિલકુલ નથી કરતા પરંતુ સઘળા મૂડીવાદી દેશોમાં હયાત પૂરાણા મૂડીવાદી રાજ્ય તંત્રના ભુક્કા ઉડાવી દેવાની વાત કરે છે.

તકવાદીને માત્ર એક જ ખ્યાલ આવે છે, અને એ ખ્યાલ તે નિમ્ન-મૂડીવાદી કૂપમંડૂકતા તથા "સુધારાવાદી" સ્થગિતતાના વાતાવરણમાં પોતાની આસપાસ જે કંઈ જુએ છે તેનો છે, અર્થાત્ માત્ર "મ્યુનિસિપાલિટીઓનો" છે! તકવાદીની તો સર્વહારા વર્ગીય ક્રાંતિ વિશે વિચાર કરવાની ટેવ પણ છૂટી ગઈ છે.

આ તો હાસ્યાસ્પદ હાલત છે. પરંતુ અદ્ભુત વાત તો એ છે કે આ મુદ્દા વિશે બર્નસ્ટાઇન જોડે કોઈએ દલીલ જ નથી કરી. બર્નસ્ટાઇનનું ખંડન ઘણા માણસોએ કર્યું છે, ખાસ કરીને રૂસી સાહિત્યમાં પ્લેખાનોવે અને યુરોપના સાહિત્યમાં કાઉત્સ્કીએ કર્યું છે, પરંતુ બર્નસ્ટાઇન તરફથી માર્ક્સના વિચારોની **આ** વિકૃતિના સંબંધમાં તેમાંથી એકેય લેખકે કશું જ કહ્યું **નથી**.

ક્રાંતિકારી રીતે વિચાર કરવાનું તથા ક્રાંતિની છણાવટ કરવાનું તકવાદી એટલી હદે ભૂલી ગયો છે કે તે "સમવાયતંત્રવાદ"નો ખ્યાલ માર્ક્સની ડોકે વળગાડી દે છે, અને માર્ક્સના વિચારોને અરાજકતાવાદના સંસ્થાપક પ્રુધોંના વિચારો જોડે ગોટાળે ચડાવી દે છે. અને રૂઢિચુસ્ત માર્ક્સવાદીઓ તથા ક્રાંતિકારી માર્ક્સવાદના સિદ્ધાંતના રખેવાળો હોવાનો દાવો કરતા કાઉત્સ્કી તથા પ્લેખાનોવ આ મુદ્દા વિશે ચુપ છે! માર્ક્સવાદ અને અરાજકતાવાદ વચ્ચેના તફાવત સંબંધી વિચારોની જે અત્યંત વિકૃતિ કાઉત્સ્કીપંથીઓ તેમ જ તકવાદીઓની બાબતમાં લાક્ષણિક છે, અને જેની છણાવટ અમે આગળ જતાં કરીશું, તેનું એક મૂળિયું અહીંયાં જોવા મળે છે.

કોમ્યુનના અનુભવના સંબંધમાં ઉપર ટાંકવામાં આવેલી માર્ક્સની દલીલોમાં સમવાયતંત્રવાદની એક પણ નિશાની નજરે પડતી નથી. તકવાદી બર્નસ્ટાઇનને જે મુદ્દો ધ્યાનમાં જ નથી આવ્યો તેના સંબંધમાં માર્ક્સ પ્રુધોં સાથે સહમત થયા છે. બર્નસ્ટાઇનને જે મુદ્દાના સંબંધમાં માર્ક્સ અને પ્રુધોં વચ્ચે સામ્ય દેખાયું છે તે જ મુદ્દાના સંબંધમાં માર્ક્સને પ્રુધોં સાથે મતભેદ હતો.

માર્ક્સ અને પ્રુધોં વચ્ચે એટલા પૂરતો એકમત હતો કે બેઉ આધુનિક રાજ્ય તંત્રના "ભુક્કા ઉડાવી દેવાની" હિમાયત કરતા હતા. આ મુદ્દાના સંબંધમાં માર્ક્સવાદ અને અરાજકતાવાદ (પ્રુધોં તેમ જ **બાકૂનિન**) વચ્ચે વિચારોનું

સામ્ય તકવાદીઓ પણ નથી જોવા માગતા અને કાઉત્સ્કીપંથીઓ પણ નથી જોવા માગતા કારણ કે તેઓ એ બાબતમાં જ માર્ક્સવાદથી અળગા ખસી ગયા છે.

માર્ક્સને પ્રુધોં તેમ જ બાકૂનિન સાથે ચોક્કસ રૂપે સમવાયતંત્રવાદના (સર્વહારા વર્ગની સરમુખત્યારીનો ઉલ્લેખ તો નહિ કરીએ) સવાલ અંગે જ મતભેદ હતો. સમવાયતંત્રવાદનો સિદ્ધાંત તરીકે ઉદ્‌ભવ અરાજકતાવાદના નિમ્ન-મૂડીવાદી વિચારોમાંથી થાય છે. માર્ક્સ કેંદ્રવાદી હતા. ઉપર ટાંકવામાં આવેલી તેમની દલીલોમાં કેંદ્રવાદથી કશું પ્રસ્થાન અંકિત નથી. રાજ્યમાં તદ્દન કૂપમંડૂકતાની "વહેમી શ્રદ્ધા" ધરાવનારા લોકો જ મૂડીવાદી રાજ્ય તંત્રના ખાતમાને ભૂલથી કેંદ્રવાદનો ખાતમો સમજી શકે!

હવે જો સર્વહારા વર્ગ તથા ગરીબ કિસાનો રાજ્ય સત્તા પોતાના હાથમાં લઈ લે, પોતાને એકદમ મુકત રીતે કોમ્યુનોમાં સંગઠિત કરી લે, અને મૂડીને ફટકો લગાવવામાં, મૂડીદારોના પ્રતિકારને કચડી નાખવામાં, તથા ખાનગી માલિકીનાં રેલવે, કારખાનાં, જમીન, વગેરે **સમગ્ર** રાષ્ટ્રને, આખા સમાજને, સુપરત કરી દેવામાં સઘળાં કોમ્યુનોના કદમની **એકતા** સાધી લે, તો એ શું કેંદ્રવાદ ન ગણાય? એ શું વધારેમાં વધારે સુસંગત લોકશાહીવાદી કેંદ્રવાદ અને, વધુમાં, સર્વહારા વર્ગીય કેંદ્રવાદ ન ગણાય?

બર્નસ્ટાઇનના ભેજામાં કોઈ રીતે ઊતરતું જ નથી કે મરજિયાત કેંદ્રવાદ, કોમ્યુનોનું રાષ્ટ્રના રૂપમાં મરજિયાત જોડાણ, મૂડીવાદી શાસન તથા મૂડીવાદી રાજ્ય તંત્રને ખતમ કરી નાખવાના આશયે સર્વહારા વર્ગીય કોમ્યુનોનું એકીકરણ, શક્ય છે. બધા કૂપમંડૂકોની જેમ બર્નસ્ટાઇન કેંદ્રવાદની કલ્પના એવા કશાક તરીકે કરે છે કે જેને માત્ર ઉપરથી જ, અને માત્ર નોકરશાહી તથા લશ્કરી ટોળકી મારફત જ, લાદી શકાય તથા જાળવી રાખી શકાય.

માર્ક્સને ભવિષ્યમાં પોતાના વિચારોની વિકૃતિ થવાની શક્યતાનો ખ્યાલ જાણે અગાઉથી જ આવી ગયો હોય એમ તેમણે સાફ ભાર મૂકીને જણાવ્યું હતું કે કોમ્યુનની મુરાદ રાષ્ટ્રીય એકતાને ખતમ કરી નાખવાની, કેંદ્રીય સત્તાને નાબૂદ કરી નાખવાની, હોવાનો આક્ષેપ તો જાણીજોઈને કરવામાં આવતો ફરેબ છે. માર્ક્સે આ શબ્દોનો ઉપયોગ ઈરાદાપૂર્વક કર્યો હતો: "રાષ્ટ્રીય એકતાને... સંઘટિત કરવાની હતી", જેથી સભાન, લોકશાહીવાદી, સર્વહારા વર્ગીય કેંદ્રવાદને મૂડીવાદી, લશ્કરી, નોકરશાહી કેંદ્રવાદના વિરોધમાં મૂકવામાં આવે.

પરંતુ જે લોકો સાંભળવા માગતા જ ન હોય તેમના જેટલું બહેરું બીજું કોઈ ન હોઈ શકે. અને વર્તમાન સામાજિક-લોકશાહીવાદના તકવાદીઓ જે વાતને સાંભળવા માગતા જ નથી તે રાજ્ય સત્તાના ખાતમાની છે, જળો જેવી ગાંઠને કાપી નાખવાની છે.

## ૫. પરજીવી રાજ્યની નાબૂદી

અમે આ વિષયના સંબંધમાં માર્ક્સના શબ્દો ટાંકી ચૂક્યા છીએ, અને હવે તેમાં પુરવણી કરીશું.

માર્ક્સે લખ્યું છે: "... નવાં ઐતિહાસિક સર્જનોની દશા સામાન્ય રીતે એવી થાય છે કે તેમને સામાજિક જીવનનાં પુરાણાં તથા નિષ્ક્રિય પણ થઈ ગયેલાં જે રૂપોની સાથે તેઓ અમુક અંશે સામ્ય ધરાવતાં હોય તેનાં પ્રતિરૂપો ગણી લેવામાં આવે છે. એ રીતે, આધુનિક રાજ્ય સત્તાને તોડી નાખનારા (*bricht*—ખેદાનમેદાન કરી નાખનારા) આ નવા કોમ્યુનને મધ્યયુગનાં કોમ્યુનોના પુનરુદ્ધાર તરીકે... નાનાં રાજ્યોના સમવાયતંત્ર (મોન્તેસ્ક્યે તથા ઝિરોંદપંથીઓની[19] ધારણા મુજબના) તરીકે... અતિ-કેંદ્રીકરણ સામેના પુરાણા સંઘર્ષના અતિરેકભર્યા રૂપ તરીકે... ગણી લેવામાં આવ્યું છે.

"...સમાજમાંથી પોષણ લેતી અને સમાજની મુકત ગતિને અવરોધતી જળો જેવી ગાંઠ તરફથી, 'રાજ્ય' તરફથી, અત્યાર સુધી શોષી લેવામાં આવતી બધી શકિતઓ કોમ્યુનના નિર્માણથી સામાજિક સંઘટનાને પાછી મળી ગઈ હોત. એ એક જ કદમથી ફ્રાંસના નવજીવનનો આરંભ થઈ ગયો હોત...

"...કોમ્યુનના નિર્માણથી ગ્રામવિસ્તારોના ઉત્પાદકો પોતપોતાના જિલ્લાઓનાં કેંદ્રીય શહેરોની બૌદ્ધિક આગેવાની હેઠળ આવી ગયા હોત અને ત્યાં તેમને, શહેરી કામદારોના રૂપમાં, તેમનાં હિતોના સ્વાભાવિક રખેવાળો સાંપડી ગયા હોત. કોમ્યુનનું અસ્તિત્વ જ સ્થાનિક સ્વશાસનને સાધારણ ક્રમની બાબત તરીકે આવરી લેતું હતું, પરંતુ હવે તે નકામી બની ચૂકેલી રાજ્ય સત્તાના મુકાબલા તરીકે એમ નહોતું કરતું."

"જળો જેવી ગાંઠ" બની રહેલી "રાજ્ય સત્તાને તોડી નાખવી, તેને

"કાપી નાખવી", તેના "ભુક્કા ઉડાવી દેવા", "નકામી બની ચૂકેલી રાજ્ય સત્તા"—કોમ્યુનના અનુભવની મુલવણી તથા પૃથક્કરણ કરતી વેળા માર્ક્સે રાજ્યના સંબંધમાં એવા શબ્દો વાપર્યા છે.

આ બધું અરધી સદીથી જરાક ઓછા સમય પહેલાં લખવામાં આવ્યું હતું, અને હવે લોકસમુદાયોને અવિકૃત માર્ક્સવાદના જાણકાર બનાવવા માટે જાણે ખોદકામ કરવું પડે છે. માર્ક્સના જીવનકાળ દરમિયાનની છેલ્લી મહાન ક્રાંતિના નિરીક્ષણમાંથી તારવવામાં આવેલા નિષ્કર્ષોને બરાબર એવા સમયે ભૂલી જવામાં આવ્યા કે જ્યારે નવી મહાન સર્વહારા વર્ગીય ક્રાંતિઓની વેળા પાકી ગઈ હતી.

> "...કોમ્યુનનાં અર્થઘટનોની અનેકવિધતા, અને તેમાં વ્યક્ત થયેલાં હિતોની અનેકવિધતા, બતાવી આપે છે કે તે એકદમ લચીલું રાજકીય રૂપ હતું, અને સરકારનાં અગાઉનાં બધાં રૂપો તાત્ત્વિક દૃષ્ટિએ દમનકારી રહ્યાં હતાં. તેનું ખરું રહસ્ય આવું હતું: તે તાત્ત્વિક દૃષ્ટિએ **કામદાર વર્ગીય સરકાર**, ઉત્પાદન કબજે કરી લેનારા વર્ગની સામે ઉત્પાદક વર્ગના સંઘર્ષનું પરિણામ, જેમાં શ્રમની આર્થિક મુક્તિ સિદ્ધ થઈ શકે એવું આખરે શોધી કાઢવામાં આવેલું રૂપ, અંકિત કરતું હતું...
>
> "એ છેલ્લા લક્ષણ વગર તો કોમ્યુનનું નિર્માણ અશક્યતા તથા ભ્રમણા જ બની રહ્યું હોત..."

તરંગ વિહારીઓ સમાજની સમાજવાદી પુનર્ઘટના માટે જરૂરી રાજકીય રૂપોની "તલાશ"માં મશગૂલ થઈ ગયા. અરાજકતાવાદીઓએ રાજકીય રૂપોના આખા સવાલને જ પડતો મૂકી દીધો. વર્તમાન સામાજિક-લોકશાહીવાદના તકવાદીઓએ સંસદીય લોકશાહીવાદી રાજ્યનાં મૂડીવાદી રાજકીય રૂપોને એવી મર્યાદા તરીકે સ્વીકારી લીધાં કે જેને ઓળંગવી ન જોઈએ. તેઓ એ "આદર્શ"ની પ્રાર્થનામાં લીન થઈને પોતાનાં કપાળ કૂટતા રહ્યા અને એ રૂપોને **તોડી નાખવાની** કોઈ પણ મુરાદને અરાજકતાવાદ તરીકે ધુતકારતા રહ્યા.

માર્ક્સે સમાજવાદ તથા રાજકીય સંઘર્ષના સમગ્ર ઈતિહાસમાંથી સાર તારવ્યો કે રાજ્ય ચોક્કસ લુપ્ત થઈ જવાનું છે અને તેના લોપનું સંક્રમણાત્મક (રાજ્યમાંથી બિનરાજ્યમાં સંક્રમણનું) રૂપ "શાસક વર્ગ તરીકે સંગઠિત સર્વહારા વર્ગ" હશે. પરંતુ માર્ક્સ એ ભાવિ તબક્કાનાં રાજકીય **રૂપોની તલાશ** નહોતા કરવા લાગ્યા. તેમણે પોતાને ફ્રેંચ ઈતિહાસના કાળજીભર્યા પરીક્ષણ, પૃથક્કરણ,

અને ૧૮૫૧ના અનુભવમાંથી પરિણમતા એવા નિષ્કર્ષ પૂરતા સીમિત રાખ્યા કે સંજોગો મૂડીવાદી રાજ્ય તંત્રના **ખાતમાની** દિશામાં આગળ ધપી રહ્યા છે.

અને સર્વહારા વર્ગનું વ્યાપક ક્રાંતિકારી આંદોલન ફૂટી નીકળ્યું ત્યારે તેની નિષ્ફળતા છતાં, તેની ટૂંકા ગાળાની હયાતી તથા ઉઘાડી કમજોરી છતાં, તેણે **શોધી કાઢેલાં** રૂપોનો અભ્યાસ માર્ક્સે શરૂ કરી દીધો.

કોમ્યુન તો સર્વહારા વર્ગીય ક્રાંતિએ "આખરે શોધી કાઢેલું" એવું રૂપ છે કે જેમાં શ્રમની આર્થિક મુકિત સિદ્ધ થઈ શકે.

કોમ્યુન તો મૂડીવાદી રાજ્ય તંત્રને **ખતમ કરી નાખવાનો** સર્વહારા વર્ગીય ક્રાંતિનો પહેલો પ્રયત્ન અંકિત કરે છે, અને એ ખાતમાના **સ્થાને ગોઠવી** શકાય તથા ગોઠવવું જ જોઈએ એવું "આખરે શોધી કાઢવામાં આવેલું" રાજકીય રૂપ બની રહે છે.

આપણે આગળ જોઈશું કે ૧૯૦૫ તથા ૧૯૧૭ની રૂસી ક્રાંતિઓએ જુદી પરિસ્થિતિ તથા જુદા સંજોગોમાં ઐતિહાસિક કોમ્યુનનું કાર્ય ચાલુ રાખ્યું છે અને માર્ક્સના તેજસ્વી પૃથક્કરણને પુષ્ટિ આપી છે.

પ્રકરણ ૪

# આગળ ચાલુ. એંગેલ્સનાં પૂરક વિવરણો

માર્ક્સે કોમ્યુનના અનુભવના મર્મ સંબંધી મૂળતત્ત્વો રજૂ કર્યાં. એંગેલ્સે એ વિષયની છણાવટ વારંવાર કરી છે અને માર્ક્સના પૃથક્કરણ તથા નિષ્કર્ષોના ખુલાસા કર્યા છે, ક્યારેક સવાલનાં બીજાં પાસાંની સ્પષ્ટતા એટલી સમર્થ તથા ઝળકતી રીતે કરી છે કે તેમનાં વિવરણો અંગે ખાસ વિચારણા જરૂરી બની રહે છે.

## ૧. 'ઘરનો સવાલ'

એંગેલ્સે 'ઘરનો સવાલ' (૧૮૭૨)[20] નામની તેમની કૃતિમાં કોમ્યુનના અનુભવને લક્ષમાં લીધો છે, અને રાજ્યના સંબંધમાં ક્રાંતિનાં કર્તવ્યોની છણાવટ કેટલીય વાર કરી છે. રસપ્રદ વાત છે કે એ નક્કર વિષયની છણાવટમાં એક તરફ તો સર્વહારા વર્ગીય રાજ્ય અને વર્તમાન રાજ્ય વચ્ચે સામ્ય બતાવતાં લક્ષણો — બેઉ દાખલાઓમાં રાજ્યનો ઉલ્લેખ જરૂરી બનાવતાં લક્ષણો — અને બીજી તરફ તેમની વચ્ચે તફાવતનાં લક્ષણો અથવા રાજ્યના ખાતમાની દિશાનું સંક્રમણ સાફ જાહેર થાય છે.

> "તો પછી ઘરનો સવાલ કેવી રીતે ઉકેલવો? વર્તમાન સમાજમાં તેને બીજા કોઈ સામાજિક સવાલની જેમ જ ઉકેલવામાં આવે છે: ધીરે ધીરે માંગ તથા પુરવઠાની આર્થિક સમતુલા સાધીને. એ ઉકેલ સવાલને ફરીફરીને ઊભો કરે છે એટલે ઉકેલ ગણાય જ નહિ. સામાજિક ક્રાંતિ એ સવાલને કેવી રીતે ઉકેલશે તેનો આધાર દરેક ખાસ દાખલામાં સંજોગો ઉપર રહે છે એટલું જ નહિ પરંતુ એ બાબત ઘણા વધારે દૂરગામી સવાલો

સાથે સંકળાયેલી પણ છે. તેમાંના સૌથી વધારે મૂળભૂત સવાલોમાંનો એક શહેરો અને ગામો વચ્ચેના વિરોધની નાબૂદીનો છે. અમારું કામ ભાવિ સમાજની સંઘટના માટે તરંગી પદ્ધતિઓ ઘડી કાઢવાનું નથી એટલે અહીંયાં એ સવાલની છણાવટ ફાલતુથીયે બદતર બની રહેશે. પરંતુ એક વાત તો સાફ છે: ઘરોની ખરી **અછતના** તત્કાળ પૂરા નિવારણ માટે પૂરતા પ્રમાણમાં મકાનો મોટાં શહેરોમાં મોજૂદ છે, શરત માત્ર એટલી કે તેમનો ઉપયોગ સમજદારીથી કરવામાં આવે. સ્વાભાવિક છે કે એમ તો હાલના માલિકોનું માલિકીહરણ કરી લેવામાં આવે અને તેમનાં મકાનોમાં ઘર વગરના કામદારોને, અથવા પોતાનાં હાલનાં ઘરોમાં ખીચોખીચ ભરાઈને રહેતા કામદારોને, વસાવવામાં આવે ત્યારે જ શક્ય બને. સર્વહારા વર્ગ રાજકીય સત્તા હાંસલ કરી લે કે તરત જ સૌના લાભની ઉત્સુકતાથી પ્રેરાતું એવું કદમ, વર્તમાન રાજ્ય તરફથી ઉઠાવવામાં આવતાં બીજી જપ્તિઓનાં તથા મકાનો ફરજિયાત કબજે લઈ લેવાનાં કદમો જેટલી જ સહેલાઈથી, અમલમાં મૂકી શકાશે." (જર્મન આવૃત્તિ, ૧૮૮૭, પૃષ્ઠ ૨૨)

અહીંયાં રાજ્ય સત્તાના રૂપના પરિવર્તનનું નહિ પરંતુ માત્ર તેની પ્રવૃત્તિના અંતસ્તત્ત્વનું જ પરીક્ષણ કરવામાં આવ્યું છે. જપ્તિઓનાં તથા મકાનો ફરજિયાત કબજે લઈ લેવાનાં કૃત્યો તો વર્તમાન રાજ્યના હુકમના આધારે પણ થતાં હોય છે. રીતસરના કારોબારની દૃષ્ટિએ તો સર્વહારા વર્ગીય રાજ્ય પણ રહેઠાણો કબજે લઈ લેવાનો અને મકાનો જપ્ત કરી લેવાનો "હુકમ" કરશે. પરંતુ વાત સાફ છે કે સર્વહારા વર્ગીય રાજ્યના હુકમોને અમલમાં મૂકવા માટે પુરાણું કારોબારી તંત્ર, મૂડીદાર વર્ગ જોડે સંકળાયેલી નોકરશાહી, કોઈ રીતે લાયક ન જ ગણાય.

"...નિર્દેશ કરવો જ જોઈએ કે શ્રમનાં તમામ સાધનોની 'વસ્તુગત જપ્તિ', મહેનતકશ લોકો તરફથી સમગ્ર ઉદ્યોગ કબજે લઈ લેવાનું કદમ, પ્રુધોંપંથી 'ફેરખરીદી'થી સાવ ઊલટી બાબત છે. બીજા દાખલામાં વ્યકિતગત કામદાર રહેઠાણનો, ખેતરનો, શ્રમનાં સાધનોનો, માલિક બની જાય છે; પરંતુ પહેલા દાખલામાં મહેનતકશ લોકો મકાનોના, કારખાનાંના, તથા શ્રમનાં સાધનોના સહિયારા માલિકો બની રહે છે. તેઓ રોકાણનું વળતર લીધા વગર વ્યકિતઓને અથવા મંડળોને એ મકાનો, કારખાનાં, તથા શ્રમનાં સાધનોનો ઉપયોગ કરવાની છૂટ, ઓછામાં ઓછું સંક્રમણના

ગાળામાં, ભાગ્યે જ આપે. એવી જ રીતે, જમીનના સંબંધમાં મિલકતની નાબૂદી સાંથની નાબૂદી નથી પરંતુ તેને, ભલે સુધારેલા રૂપમાં, સમાજના હાથમાં સુપરત કરી દેવાની બાબત છે. એટલે મહેનતકશ લોકો તરફથી શ્રમનાં સઘળાં સાધનોની 'વસ્તુગત જપ્તિ' ભાડાની તથા ભાડે આપવાની પદ્ધતિની જાળવણીને કોઈ રીતે બકાત નથી રાખતી." (પૃષ્ઠ ૬૮)

આ ફકરામાં નિર્દેશિત સવાલનું, અર્થાત્ રાજ્યના વિલયના આર્થિક આધારનું, પરીક્ષણ અમે આગળના પ્રકરણમાં કરીશું. એંગેલ્સે પોતાના વિચારો અત્યંત સાવચેતીથી વ્યકત કરતાં જણાવ્યું છે કે સર્વહારા વર્ગીય રાજ્ય પૈસા લીધા વગર મકાનોનો ઉપયોગ કરવાની છૂટ, "ઓછામાં ઓછું સંક્રમણના ગાળામાં", "ભાગ્યે જ" આપે. સમગ્ર જનતાની માલિકીનાં મકાનો અલગ અલગ ભાડે આપવામાં ભાડું વસૂલ કરવાની, અમુક પ્રમાણમાં નિયંત્રણની, તથા ઘરોની ફાળવણીમાં કશુંક ધોરણ જાળવવાની પૂર્વધારણા સામેલ છે. એ બધાને માટે કોઈ રૂપનું રાજ્ય જરૂરી બને છે, પરંતુ જેમાં ખાસ લાભદાયક પદો ધરાવતા અમલદારો હોય એવું ખાસ લશ્કરી તથા નોકરશાહી તંત્ર બિલકુલ જરૂરી નથી બનતું. જેમાં વગર ભાડે રહેઠાણો પૂરાં પાડવાનું શક્ય બને એવી પરિસ્થિતિમાં પહોંચી જવાનો આધાર રાજ્યના પૂરા "વિલય" ઉપર રહે છે.

કોમ્યુન પછી અને તેના પ્રભાવને કારણે બ્લાંકીપંથીઓએ[21] માર્ક્સવાદનું સૈદ્ધાંતિક ધોરણ અપનાવ્યું, તેનો ઉલ્લેખ કરતી વેળા એંગેલ્સે સાથે સાથે એ ધોરણનું નિરૂપણ નીચે મુજબ કર્યું છે:

"...વર્ગોની અને તેમની સાથે રાજ્યની નાબૂદીમાં સંક્રમણ તરીકે સર્વહારા વર્ગ તથા તેની સરમુખત્યારીના રાજકીય કદમની આવશ્યકતા..." (પૃષ્ઠ ૫૫)

શબ્દો પકડીને ટીકા કરવાના શોખીનોને, અથવા "માર્ક્સવાદને ખતમ કરી નાખનારા" મૂડીવાદીઓને, "રાજ્યની નાબૂદી"ને **માન્યતાના** આ ધોરણ અને ઉપર ટાંકવામાં આવેલા 'એન્ટી-ડ્યૂહરિંગ'ના ફકરામાં એવી ફોર્મ્યુલાને અપાયેલા રદિયા વચ્ચે, કદાચ વિરોધ દેખાશે. તકવાદીઓ એંગેલ્સને પણ "અરાજકતાવાદી" ગણાવી દે તો તેમાં આશ્ચર્ય થાય એવું કશું નહિ હોય કારણ કે સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓની બાબતમાં તો આંતરરાષ્ટ્રવાદીઓની ઉપર અરાજકતાવાદનો આક્ષેપ મૂકવાનું વધારે ને વધારે સામાન્ય બની રહ્યું છે.

માર્ક્સવાદ હંમેશાં શીખવતો રહ્યો છે કે વર્ગોની નાબૂદી સાથે રાજ્ય પણ નાબૂદ થઈ જશે. "રાજ્યના વિલય"ના સંબંધમાં 'એન્ટી-ડ્યૂહરિંગ'ના જાણીતા ફકરામાં અરાજકતાવાદીઓની ઉપર મૂકવામાં આવેલો આક્ષેપ ખાલી એવો નથી કે તેઓ રાજ્યની નાબૂદીની તરફેણ કરે છે, પરંતુ એવો છે કે તેઓ રાજ્યને "રાતોરાત" નાબૂદ કરી નાખવાની શક્યતાની હિમાયત કરે છે.

રાજ્યની નાબૂદીના સવાલ અંગે માર્ક્સવાદના અરાજકતાવાદ જોડેના સંબંધને હાલ પ્રચલિત સામાજિક-લોકશાહીવાદી સિદ્ધાંત એકદમ વિકૃત બનાવી દે છે, એટલે એક વાદવિવાદને યાદ કરવાનું ખાસ ઉપયોગી સાબિત થશે. તેમાં માર્ક્સ અને એંગેલ્સે અરાજકતાવાદની વિરુદ્ધ ધોરણ લીધું હતું.

## ૨. અરાજકતાવાદીઓ સાથે વાદવિવાદ

એ વાદવિવાદ ૧૮૭૩માં થયો હતો. માર્ક્સ અને એંગેલ્સે એક ઇટાલિયન સમાજવાદી વાર્ષિક પ્રકાશનમાં પ્રુધોંપંથીઓની[22] સામે, "સ્વાયત્તતાવાદીઓ" અથવા "સત્તાવાદ-વિરોધીઓ"ની સામે, લેખો લખ્યા હતા. એ લેખો જર્મન ભાષામાં છેક ૧૯૧૩માં 'નોયે ત્સાઈત'માં[23] પ્રગટ થયા હતા.

> રાજકારણને તિલાંજલિ આપી દેવા બદલ અરાજકતાવાદીઓની હાંસી ઉડાવતાં માર્ક્સે લખેલું કે "કામદાર વર્ગનો રાજકીય સંઘર્ષ ક્રાંતિકારી રૂપો ધારણ કરી લે, અને કામદારો મૂડીદાર વર્ગની સરમુખત્યારીના સ્થાને પોતાની ક્રાંતિકારી સરમુખત્યારી સ્થાપી દે, તો તેઓ સિદ્ધાંતોના ભંગનો ભયંકર ગુનો કરે છે કારણ કે હથિયારો હેઠાં મૂકી દેવાને બદલે, તથા રાજ્યને નાબૂદ કરી નાખવાને બદલે, તેઓ પોતાની કંગાલ અધમ રોજિંદી જરૂરિયાતો સંતોષવા ખાતર તથા મૂડીદાર વર્ગના પ્રતિકારને કચડી નાખવા માટે રાજ્યને ક્રાંતિકારી તથા સંક્રમણાત્મક રૂપ આપે છે..." ('નોયે ત્સાઈત', ગ્રંથ ૩૨, અંક ૧, ૧૯૧૩-૧૪, પૃષ્ઠ ૪૦)[24].

અરાજકતાવાદીઓનું ખંડન કરવામાં માર્ક્સે રાજ્યની માત્ર એવા પ્રકારની જ "નાબૂદી" સામે લડત ચલાવી હતી! તેમણે એવા ખ્યાલનો વિરોધ બિલકુલ નહોતો કર્યો કે વર્ગો અદૃશ્ય થઈ જશે ત્યારે રાજ્ય પણ અદૃશ્ય થઈ જશે, અથવા વર્ગો નાબૂદ થઈ જશે ત્યારે રાજ્ય પણ નાબૂદ થઈ જશે. તેમણે વિરોધ તો એવા વિધાનનો કરેલો કે કામદારોએ હથિયારોના ઉપયોગને, સંગઠિત

બળજોરીને, **અર્થાત્** "મૂડીદાર વર્ગના પ્રતિકારને કચડી નાખવાની" કામગીરી બજાવનારા **રાજ્યને**, તિલાંજલિ આપી દેવી જોઈએ.

સર્વહારા વર્ગને જરૂરી રાજ્યના "ક્રાંતિકારી તથા **સંક્રમણાત્મક** રૂપ"નો ઉલ્લેખ માર્ક્સે, અરાજકતાવાદ સામેના પોતાના સંઘર્ષના ખરા મર્મની વિકૃતિ અટકાવવા માટે, ઈરાદાપૂર્વક ભાર મૂકીને કર્યો હતો. સર્વહારા વર્ગને રાજ્યની જરૂર માત્ર અમુક સમય પૂરતી જ હોય છે. **લક્ષ્ય** તરીકે રાજ્યની નાબૂદીના સવાલ અંગે અમારે અરાજકતાવાદીઓ જોડે બિલકુલ મતભેદ નથી. અમારું ધોરણ એવું છે કે એ લક્ષ્યને સિદ્ધ કરવા માટે આપણે શોષકોની **વિરુદ્ધ** રાજ્ય સત્તાનાં સાધનો, સરંજામ, તથા રીતોનો ઉપયોગ અમુક સમય માટે કરવો જ જોઈએ—જેવી રીતે વર્ગોની નાબૂદી માટે પીડિત વર્ગોની સરમુખત્યારી અમુક સમય પૂરતી જરૂરી હોય છે એવી જ રીતે. માર્ક્સે અરાજકતાવાદીઓની વિરુદ્ધ પોતાનું ધોરણ રજૂ કરવાની વધારેમાં વધારે જોરદાર તથા વધારેમાં વધારે સ્પષ્ટ રીત પસંદ કરી છે: મૂડીદારોની ધૂંસરી ફગાવી દીધા પછી કામદારોએ "હથિયારો હેઠાં મૂકી દેવાં" જોઈએ કે હથિયારોનો ઉપયોગ મૂડીદારોની વિરુદ્ધ તેમના પ્રતિકારને કચડી નાખવા માટે કરવો જોઈએ? પરંતુ એક વર્ગ તરફથી બીજા વર્ગની સામે હથિયારોનો પદ્ધતિસર ઉપયોગ રાજ્યનું "સંક્રમણાત્મક રૂપ" નથી તો બીજું શું છે?

દરેક સામાજિક-લોકશાહીવાદીએ પોતાના મનમાં આવો સવાલ કરવો જોઈએ: પોતે અરાજકતાવાદીઓ સાથેના વાદવિવાદમાં રાજ્યનો સવાલ **એવી રીતે** રજૂ કરતો રહ્યો છે ખરો? બીજી ઈન્ટરનેશનલની સત્તાવાર સમાજવાદી પાર્ટીઓની ભારે મોટી બહુસંખ્યાએ સવાલની રજૂઆત **એવી રીતે** કરી છે ખરી?

એંગેલ્સે એ જ વિચારોનું નિરૂપણ ઘણું વધારે વિગતવાર અને એથીયે વધારે સરળ રીતે કર્યું છે. સૌપ્રથમ તો તેમણે પ્રુધોંપંથીઓના, પોતાને "સત્તાવાદ-વિરોધીઓ" તરીકે ઓળખાવનારાઓના, અર્થાત્ સમગ્ર અખત્યારને, સમગ્ર તાબેદારીને, સમગ્ર સત્તાને નકારનારાઓના, ગોટાળિયા વિચારોની હાંસી ઉડાવી છે. એંગેલ્સે લખ્યું છે કે કારખાનાનો, રેલવેનો, અફાટ સાગરમાં સફર ખેડતા જહાજનો, દાખલો લો: શું વાત સાફ નથી કે યંત્રસામગ્રીના ઉપયોગ ઉપર તથા ઘણા લોકોના પદ્ધતિસર સહકાર ઉપર આધારિત એ જટિલ ટેકનિકલ રચનાતંત્રોમાંથી એક પણ અમુક પ્રમાણમાં તાબેદારી વગર, અને એટલે અમુક પ્રમાણમાં અખત્યાર કે સત્તા વગર, કામગીરી ન જ કરી શકે?

"...જ્યારે હું એકદમ ભયંકર સત્તાવાદ-વિરોધીઓનું આવી દલીલો વડે ખંડન કરું છું ત્યારે તેમના તરફથી મને મળતો એકમાત્ર જવાબ નીચે મુજબ હોય છે: અરે, એ બધું તો ઠીક છે, સિવાય કે અહીંયાં સવાલ આપણા પ્રતિનિધિઓને અખત્યાર આપવાનો નહિ **પરંતુ ચોક્કસ કામગીરી સોંપવાનો** છે! એ લોકો ધારી લે છે કે વસ્તુનું નામ બદલવાથી વસ્તુને જ બદલી નાખી શકાય..."[25]

એ રીતે એંગેલ્સે બતાવ્યું છે કે અખત્યાર તથા સ્વાયત્તતા સાપેક્ષ શબ્દો છે, તેમને લાગુ કરવાનું ક્ષેત્ર સામાજિક વિકાસના જુદા જુદા તબક્કાઓમાં નિરનિરાળું હોય છે, તેમને નિરપેક્ષ બાબતો ગણી લેવાનું ધોરણ બેહૂદું છે. તેમણે વધુમાં ઉમેર્યું છે કે યંત્રસામગ્રીના ઉપયોગનું તથા મોટા પાયાના ઉત્પાદનનું ક્ષેત્ર એકધારું વિસ્તાર પામી રહ્યું છે. પછી એંગેલ્સે અખત્યારની સામાન્ય ચર્ચામાંથી રાજ્યના સવાલની છણાવટ હાથમાં લીધી છે.

તેમણે લખ્યું છે: "જો સ્વાયત્તતાવાદીઓએ એટલું કહીને સંતોષ માની લીધો હોત કે ભવિષ્યની સામાજિક સંઘટના અખત્યારની છૂટ કેવળ ઉત્પાદનના સંજોગોને કારણે અનિવાર્ય બની રહેતી મર્યાદાઓની ભીતર જ આપશે, તો તેમની સાથે સમજણ થઈ શકી હોત. પરંતુ તેઓ તો અખત્યારને આવશ્યક બનાવનારી બધી હકીકતોની સામે આંખો મીચી દે છે અને એ શબ્દની સામે આવેશથી લડે છે.

"સત્તાવાદ-વિરોધીઓ રાજકીય અખત્યારની સામે, રાજ્યની સામે, દેકારા પૂરતા જ સીમિત કેમ નથી રહેતા? સઘળા સમાજવાદીઓ એકમત છે કે આગામી સામાજિક ક્રાંતિના પરિણામે રાજ્ય, અને તેની સાથે રાજકીય અખત્યાર, અદૃશ્ય થઈ જશે, અર્થાત્ સામાજિક કામગીરીઓનાં રાજકીય રૂપલક્ષણો ખતમ થઈ જશે અને તેઓ સામાજિક હિતોની રખેવાળી કરતી ખાલી વહીવટી કામગીરીઓ બની રહેશે. પરંતુ સત્તાવાદ-વિરોધીઓ માગણી કરે છે કે રાજ્યને પેદા કરનારા સામાજિક સંબંધોને ખતમ કરી નાખતાં પહેલાં જ રાજ્યને એક ઝટકે નાબૂદ કરી નાખવામાં આવે. તેઓ માગણી કરે છે કે સામાજિક ક્રાંતિનું પહેલું કદમ અખત્યારને નાબૂદ કરી નાખવાનું હોવું જોઈએ.

"એ સજ્જનોએ ક્રાંતિ કદી જોઈ છે ખરી? ક્રાંતિ તો ચોક્કસ વધારેમાં વધારે સત્તાવાદી પરિઘટના છે, તે એવું કદમ છે કે જેની મારફત વસતિનો

એક ભાગ પોતાનો નિર્ધાર બીજા ભાગની ઉપર રાઈફલો, બૅયોનેટો, તથા તોપોના ઉપયોગ વડે લાદે છે, અને એ બધાં સાધનો ખૂબ જ સત્તાવાદી છે. વળી વિજેતા પક્ષને પોતાનું શાસન પોતાનાં હથિયારોથી પ્રત્યાઘાતીઓમાં ફેલાતા ત્રાસના આધારે જાળવી રાખવાનું હોય છે. પૅરિસ કોમ્યુને મૂડીદાર વર્ગની સામે હથિયારબંધ લોકોના અખત્યારનો ઉપયોગ ન કર્યો હોત તો તે એક દિવસથી વધારે ટક્યું હોત ખરું? એથી ઊલટું, આપણે તેનો એવો દોષ ન કાઢી શકીએ કે તેણે એવા અખત્યારનો ઉપયોગ સાવ ઓછો કર્યો હતો? એટલે—બેમાંથી એક વાત: કાં તો સત્તાવાદ-વિરોધીઓ જાણતા જ નથી કે પોતે કેવી વાતો કરી રહ્યા છે, અને એમ હોય તો તેઓ ખાલી ગોટાળો જ પેદા કરી રહ્યા છે. અથવા તેઓ બરાબર જાણે છે, અને એમ હોય તો તેઓ સર્વહારા વર્ગના ધ્યેયનો દ્રોહ કરી રહ્યા છે. બન્ને રીતે તેઓ માત્ર પ્રત્યાઘાતની જ સેવા બજાવે છે." (પૃષ્ઠ ૩૯)[26].

આ દલીલમાં એવા સવાલો નિર્દેશિત છે કે જેમનું પરીક્ષણ રાજ્યના વિલયની પ્રક્રિયા દરમિયાન રાજકારણ અને અર્થકારણ વચ્ચેના સંબંધના સંદર્ભમાં કરવું જોઈએ. (તેની છણાવટ આગલા પ્રકરણમાં કરવામાં આવી છે.) એ સવાલો આ મુજબ છે: સામાજિક કામગીરીઓનું રાજકીય કામગીરીઓમાંથી વહીવટની સાદી કામગીરીઓમાં રૂપાંતર, અને "રાજકીય રાજ્ય". તેમાંના છેલ્લા શબ્દો, ગેરસમજણની ખાસ શક્યતા ધરાવતા શબ્દો, રાજ્યના વિલયની પ્રક્રિયાનો નિર્દેશ કરે છે. એ પ્રક્રિયા અમુક તબક્કામાં પહોંચે ત્યારે વિલય પામી રહેલા રાજ્યને બિનરાજકીય રાજ્ય ગણાવી શકાય.

વળી, ઍંગેલ્સની એ દલીલમાં એકદમ નોંધપાત્ર બાબત અરાજકતાવાદીઓની વિરુદ્ધ તેમણે કરેલા પોતાના ધોરણના નિરૂપણની રીતની છે. ઍંગેલ્સના શિષ્યો હોવાનો દાવો કરનારા સામાજિક-લોકશાહીવાદીઓએ ૧૮૭૩ના સમયથી આ વિષયના સંબંધમાં અરાજકતાવાદીઓની વિરુદ્ધ લાખો વાર દલીલો કરી છે, પરંતુ માર્ક્સવાદીઓ તરફથી કરી શકાય અને કરવી જોઈએ એવી દલીલો તેમણે **નથી** કરી. રાજ્યની નાબૂદીનો અરાજકતાવાદી ખ્યાલ ગોટાળિયો તથા **બિનક્રાંતિકારી** છે—ઍંગેલ્સની રજૂઆત એવી છે. અરાજકતાવાદીઓ ચોક્કસ રીતે ક્રાંતિને તેના ઉદય તથા વિકાસના રૂપમાં જોવાનો, બળજોરી, અખત્યાર, સત્તા, તથા રાજ્યના સંબંધમાં તેનાં વિશિષ્ટ કર્તવ્યો સાથે તેને જોવાનો, ઈનકાર કરે છે.

હાલના સામાજિક-લોકશાહીવાદીઓ તરફથી સામાન્ય રીતે કરવામાં આવતી ટીકા સાવ નકામા કૂપમંડૂકિયા લવારા જેવી બની ગઈ છે: "અમે રાજ્યને માન્ય કરીએ છીએ, પણ અરાજકતાવાદીઓ નથી કરતા!" સ્વાભાવિક છે કે એવો નકામો લવારો વિચાર કરવાની થોડીઘણીયે શકિત અને ક્રાંતિકારી માનસ ધરાવતા કામદારોને પાછા હઠાવી દીધા વગર રહે જ નહિ. ઍંગેલ્સની વાત જુદી જ છે. તેમણે ભારપૂર્વક જણાવ્યું છે કે સમાજવાદી ક્રાંતિના પરિણામે રાજ્ય અદૃશ્ય થઈ જવાની વાતને સઘળા સમાજવાદીઓ માન્ય કરે છે. પછી તેમણે ક્રાંતિના સવાલની ખાસ છણાવટ કરી છે—અને એ જ સવાલને સામાજિક-લોકશાહીવાદીઓ પોતાના તકવાદને લીધે જાણે કે નિયમ તરીકે અવગણે છે, જાણે કે એકલા અરાજકતાવાદીઓના હાથમાં "ઘડી કાઢવા માટે" રહેવા દે છે. ઍંગેલ્સે એ સવાલની છણાવટ કરતી વેળા સીધી વાત કરી છે, તેમણે સવાલ કર્યો છે: કોમ્યુને **રાજ્યની**, એટલે કે હથિયારો ધરાવતા અને શાસક વર્ગ તરીકે સંગઠિત સર્વહારા વર્ગની, **ક્રાંતિકારી** સત્તાનો **વધારે** ઉપયોગ શું નહોતો કરવો જોઈતો?

હાલ વર્ચસ્વ ધરાવતો સત્તાવાર સામાજિક-લોકશાહીવાદ ક્રાંતિમાં સર્વહારા વર્ગનાં વાસ્તવિક કર્તવ્યોના સવાલને સામાન્ય રીતે કાં તો કૂપમંડૂકિયો ઉપહાસ બતાવીને અથવા બહુ બહુ તો એવી વિતંડાવાદી ટાળમટોળ કરીને પડતો મૂકી દે છે કે "ભવિષ્યમાં ખબર પડશે". એવા સામાજિક-લોકશાહીવાદીઓ વિશે અરાજકતાવાદીઓની વાત વાજબી જ છે કે તેઓ કામદારોને ક્રાંતિકારી કેળવણી આપવાનું પોતાનું કર્તવ્ય નથી કરતા. ઍંગેલ્સે છેલ્લી સર્વહારા વર્ગીય ક્રાંતિના અનુભવને ચોક્કસ એવા એકદમ નક્કર અભ્યાસ માટે જ ઉપયોગમાં લીધો છે કે બૅંકો તેમ જ રાજ્ય ઉભયના સંબંધમાં સર્વહારા વર્ગે શું કરવું જોઈએ અને કેવી રીતે કરવું જોઈએ.

## ૩. બેબેલને પત્ર

માર્ક્સ અને ઍંગેલ્સની કૃતિઓમાં રાજ્ય વિશે સૌથી વધારે તેજસ્વી વિધાન નહિ તો અત્યંત તેજસ્વી વિધાનોમાંનું એક ઍંગેલ્સના ૧૮૭૫ના માર્ચની ૧૮-૨૮ તારીખના બેબેલને સંબોધિત પત્રમાં સામેલ છે. અમે ખુલાસામાં ઉલ્લેખ કરીશું કે અમારી જાણકારી મુજબ એ પત્ર બેબેલે પોતાનાં સ્મરણોના ('મારા જીવનની ઝાંખી') બીજા ગ્રંથમાં પ્રગટ કર્યો હતો. એ ગ્રંથનું પ્રકાશન ૧૯૧૧માં, એટલે કે પત્ર લખાયા તથા મોકલાયા પછી છત્રીસ વર્ષે, થયું હતું.

માર્ક્સે બ્રાકેને સંબોધિત સુખ્યાત પત્રમાં[27] 'ગોથા કાર્યક્રમ'ના જે ખરડાની ટીકા કરી હતી તેની જ ટીકા એંગેલ્સે બેબેલને લખી હતી. એંગેલ્સે રાજ્યના સવાલનો ખાસ ઉલ્લેખ કરીને લખ્યું હતું:

"...મુકત લોક રાજ્ય મુકત રાજ્યમાં પલટાઈ ગયું છે. વ્યાકરણની દૃષ્ટિએ જોઈએ તો મુકત રાજ્ય તેના નાગરિકોના સંબંધમાં મુકત ગણાય, એટલે આપખુદ સરકાર ધરાવતું રાજ્ય ગણાય. રાજ્યની આખી વાત પડતી મૂકી દેવી જોઈએ, ખાસ કરીને તો કોમ્યુન પછી, જે શબ્દના ખરા અર્થમાં રાજ્ય નહોતું. અરાજકતાવાદીઓ નફરત થાય એટલી હદે 'લોક રાજ્ય'ને આપણી સામે ઉછાળતા રહ્યા છે, જોકે પ્રુધોં વિરુદ્ધ માર્ક્સના પુસ્તકમાં[28] અને આગળ જતાં 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'માં ક્યારનું સાફ જણાવવામાં આવેલું છે કે સમાજની સમાજવાદી વ્યવસ્થા સ્થપાઈ જાય એટલે રાજ્ય આપોઆપ વિસર્જિત (*sich auflöst*) અને અદૃશ્ય થઈ જાય છે. રાજ્ય તો કેવળ સંક્રમણાત્મક સંસ્થા જ છે, જેનો ઉપયોગ સંઘર્ષમાં, ક્રાંતિમાં, દુશ્મનોને બળજોરીથી દબાવી દેવા માટે કરવામાં આવે છે, એટલે 'મુકત લોક રાજ્ય'ની વાતો ખાલી લવારો જ બની રહે છે. સર્વહારા વર્ગને હજુ રાજ્યની **જરૂર** જ્યાં સુધી રહે ત્યાં સુધી તે આઝાદીનાં હિતોને ખાતર નથી હોતી પરંતુ પોતાના દુશ્મનોને દબાવી દેવા માટે હોય છે, અને આઝાદીની વાત કરવાનું શક્ય બને કે તરત જ રાજ્યનું રાજ્ય તરીકેનું અસ્તિત્વ મટી જાય છે. એટલે અમે સૂચન કરીશું કે દરેક ઠેકાણે **રાજ્યની** જગ્યાએ *Gemeinwesen* શબ્દ મૂકવામાં આવે. એ મઝાનો જૂનો જર્મન શબ્દ ફ્રેંચ શબ્દ 'કોમ્યુન'નું સ્થાન બરાબર લઈ શકે એમ છે." (મૂળ જર્મન આવૃત્તિમાં પૃષ્ઠ ૩૨૧-૨૨)

એટલું ધ્યાનમાં રાખવું ઘટે કે ઉપરોકત પત્રમાં એ જ પાર્ટી કાર્યક્રમનો ઉલ્લેખ છે કે જેની ટીકા માર્ક્સે એ પત્ર પછી થોડાંક જ અઠવાડિયે લખેલા પત્રમાં કરી હતી (માર્ક્સનો પત્ર ૧૮૭૫ના માર્ચની પાંચમી તારીખનો છે), અને એ વખતે એંગેલ્સ માર્ક્સની સાથે લંડનમાં રહેતા હતા. એટલે, એંગેલ્સ છેલ્લા વાક્યમાં "અમે" શબ્દનો પ્રયોગ કરે છે ત્યારે નિ:શંક પોતાના તરફથી તેમ જ માર્ક્સ તરફથી જર્મન કામદાર પાર્ટીના આગેવાનને સૂચન કરે છે કે "રાજ્ય" શબ્દને **પાર્ટીના કાર્યક્રમમાંથી હઠાવી દેવામાં આવે** અને તેના સ્થાને **"સમુદાય"** શબ્દ મૂકવામાં આવે.

તકવાદીઓની સગવડ માટે વિકૃત બનાવી દેવામાં આવેલા વર્તમાન "માર્ક્સવાદ"ના આગેવાનોને કાર્યક્રમના સંબંધમાં એવો સુધારો સૂચવવામાં આવે તો તેઓ "અરાજકતાવાદ" વિશે કેવો દેકારો મચાવી દે!

ભલે દેકારો કરે. તેમને મૂડીદાર વર્ગ તરફથી વખાણ સાંભળવા મળશે.

અને આપણું કામ આપણે ચાલુ રાખીશું. આપણી પાર્ટીના કાર્યક્રમમાં સુધારાવધારા કરતી વેળા આપણે માર્ક્સ અને એંગેલ્સની સલાહ ચોક્કસ લક્ષમાં લેવી જોઈએ, જેથી સત્યની વધારે નજીક પહોંચી શકીએ, માર્ક્સવાદને વિકૃતિઓથી છૂટો કરીને તેની ફરી સ્થાપના કરી શકીએ, કામદાર વર્ગના પોતાની મુકિત માટેના સંઘર્ષને વધારે સાચી રીતે દોરવણી આપી શકીએ. માર્ક્સ અને એંગેલ્સની સલાહનો વિરોધ કરનારો કોઈ માણસ બોલ્શેવિકોની અંદર બેશક નહિ જ મળે. એક જ મુશ્કેલી કદાચ શબ્દના સંબંધમાં ઊભી થાય. જર્મન ભાષામાં "સમુદાય" અર્થ ધરાવતા બે શબ્દો છે, તેમાંથી એંગેલ્સે વાપરેલો શબ્દ કોઈ એક સમુદાયનો **નહિ** પરંતુ સમગ્રતાનો, સમુદાયોની પદ્ધતિનો, અર્થ સૂચિત કરે છે. રૂસી ભાષામાં એવો કોઈ શબ્દ નથી, એટલે આપણે કદાચ ફ્રેંચ શબ્દ "કોમ્યુન" પસંદ કરવો પડે, જોકે તેમાં પણ ખામીઓ તો છે જ.

---

"કોમ્યુન શબ્દના ખરા અર્થમાં રાજ્ય નહોતું"—એંગેલ્સનું સૈદ્ધાંતિક દૃષ્ટિએ સૌથી વધારે મહત્ત્વનું વિધાન એ છે. ઉપર જે કંઈ કહેવામાં આવ્યું છે ત્યાર પછી આ વિધાન સાવ સ્પષ્ટ છે. કોમ્યુનનું રાજ્ય તરીકેનું અસ્તિત્વ **મટી રહ્યું હતું** કારણ કે તેનું લક્ષ્ય વસતિની બહુસંખ્યાને નહિ પરંતુ લઘુસંખ્યાને (શોષકોને) દબાવી દેવાનું હતું. તેણે મૂડીવાદી રાજ્ય તંત્રને ખતમ કરી નાખ્યું હતું. **ખાસ** જોરજુલમી તાકાતની જગ્યાએ વસતિ પોતે જ મેદાનમાં આવી ગઈ હતી. એ બધું શબ્દના ખરા અર્થમાં રાજ્યથી પ્રસ્થાન અંકિત કરતું હતું. અને કોમ્યુન દૃઢતાથી સ્થપાઈ ગયું હોત તો તેની અંદરની રાજ્યની બધી નિશાનીઓ આપમેળે "વિલય પામી" ગઈ હોત, તેને રાજ્યની સંસ્થાઓ "નાબૂદ" ન કરવી પડત—તેમની કામગીરી બંધ થઈ ગઈ હોત કારણ કે તેમને માટે કરવાનું કશું રહ્યું જ ન હોત.

"અરાજકતાવાદીઓ નફરત થાય એટલી હદે 'લોક રાજ્ય'ને આપણી સામે ઉછાળતા રહ્યા છે." આ શબ્દો લખતી વેળા એંગેલ્સના મનમાં સૌપ્રથમ તો બાકૂનિન અને તેણે જર્મન સામાજિક-લોકશાહીવાદીઓ ઉપર કરેલા પ્રહારો છે. એંગેલ્સ કબૂલ કરે છે કે "લોક રાજ્ય" પણ "મુકત લોક રાજ્ય" જેટલી

જ બેહૂદગીને તથા સમાજવાદથી પ્રસ્થાનને અંકિત કરતું હતું **એટલે સુધી** તો એ પ્રહારો વાજબી હતા. એંગેલ્સે અરાજકતાવાદીઓની વિરુદ્ધ જર્મન સામાજિક-લોકશાહીવાદીઓના સંઘર્ષને ખરે રસ્તે વાળવાની, એ સંઘર્ષને સિદ્ધાંતની દૃષ્ટિએ ખરો બનાવવાની, તેને "રાજ્ય" સંબંધી તકવાદી પૂર્વગ્રહોથી છુટકારો અપાવવાની, કોશિશ કરી હતી. કમનસીબે એંગેલ્સના પત્રને છત્રીસ વરસ સુધી અભરાઈએ ચડાવી દેવામાં આવ્યો હતો. આપણે આગળ જોઈશું કે એંગેલ્સે જે ભૂલોની વિરુદ્ધ ચેતવણી આપી હતી તે જ ભૂલોને, એ પત્ર પ્રગટ થઈ ગયા પછી પણ, કાઉત્સ્કી તાત્ત્વિક દૃષ્ટિએ વળગી રહ્યો હતો.

બેબેલે ૧૮૭૫ના સપ્ટેંબરની ૨૧મી તારીખના પત્રમાં એંગેલ્સને જવાબ આપ્યો, અને તેમાં બીજી બાબતોની સાથે લખ્યું કે કાર્યક્રમના ખરડા સંબંધી તમારા અભિપ્રાય સાથે હું "પૂરો સહમત" છું, અને છૂટછાટ મૂકવાની તત્પરતા બદલ લીબ્કનેખ્તને મેં ઠપકો આપ્યો છે (બેબેલનાં સ્મરણોના બીજા ગ્રંથની જર્મન આવૃત્તિમાં પૃષ્ઠ ૩૩૪.) પરંતુ 'આપણાં લક્ષ્યો' નામની બેબેલની પુસ્તિકામાં આપણને જોવા મળે છે કે રાજ્યના સંબંધમાં તેના વિચારો તદ્દન ગલત છે.

> "રાજ્યને **વર્ગીય શાસન** ઉપર આધારિત રાજ્યમાંથી **લોક રાજ્યમાં** પલટાવી નાખવું જ જોઈએ." (*«Unsere Ziele»*, જર્મન આવૃત્તિ, ૧૮૮૬, પૃષ્ઠ ૧૪)

આ શબ્દો બેબેલની પુસ્તિકાની **નવમી** (નવમી!) આવૃત્તિમાં છપાયા હતા! કશા આશ્ચર્યની વાત નથી કે રાજ્યના સંબંધમાં એટલી બધી ખંતથી દોહરાવવામાં આવતા તકવાદી વિચારોને જર્મન સામાજિક-લોકશાહીવાદીઓએ આત્મસાત્ કરી લીધા હતા, ખાસ કરીને એવી હાલતમાં કે જ્યારે એંગેલ્સનાં ક્રાંતિકારી અર્થઘટનોને ખાતરીબંધ રીતે અભરાઈએ ચડાવી દેવામાં આવ્યાં હતાં, અને જીવનના બધા સંજોગો તેમને લાંબા સમય માટે ક્રાંતિથી અળગા કરી દે એવા હતા.

### ૪. એર્ફુર્ત કાર્યક્રમના ખરડાની ટીકા

એંગેલ્સે ૧૮૯૧ના જૂનની ૨૯મી તારીખે કાઉત્સ્કીને મોકલેલી અને છેક દસ વરસ પછી 'નોયે ત્સાઇત'માં પ્રગટ થયેલી એર્ફુર્ત કાર્યક્રમના[29] ખરડાની ટીકાને, રાજ્યના સંબંધમાં માર્ક્સવાદી સિદ્ધાંતોનું પૃથક્કરણ કરતી વેળા,

અવગણી ન શકાય કારણ કે એ ટીકા મુખ્યત્વે **રાજ્યની** સંઘટના અંગે સામાજિક-લોકશાહીવાદીઓના **તકવાદી** વિચારોને લગતી છે.

અમે અહીંયાં નોંધ લઈશું કે એંગેલ્સે આર્થિક સવાલો વિશે પણ એક અત્યંત મૂલ્યવાન વિધાન કર્યું છે, અને એ હકીકત બતાવે છે કે આધુનિક મૂડીવાદમાં થઈ રહેલા વિવિધ પરિવર્તનોનું નિરીક્ષણ તે કેટલા ધ્યાનથી તથા કાળજીથી કરતા હતા, અને એ કારણે આપણા વર્તમાન સામ્રાજ્યવાદી યુગનાં કર્તવ્યોની આગાહી અમુક પ્રમાણમાં કેવી રીતે કરી શકતા હતા. એ વિધાન નીચે મુજબ છે. કાર્યક્રમના ખરડામાં મૂડીવાદની લાક્ષણિકતા બતાવવા માટે વાપરવામાં આવેલા "આયોજન રહિતતા" શબ્દોનો ઉલ્લેખ કરીને એંગેલ્સે લખ્યું છે:

> "...જ્યારે આપણે જોઈન્ટ-સ્ટોક કંપનીઓમાંથી આખેઆખા ઉદ્યોગોનું નિયંત્રણ તથા ઇજારદારી અંકિત કરતાં ટ્રસ્ટોના તબક્કામાં પહોંચીએ ત્યારે કેવળ ખાનગી ઉત્પાદનનો જ નહિ પરંતુ આયોજન રહિતતાનો પણ અંત આવી જાય છે." ('નોયે ત્સાઈત', ગ્રંથ ૨૦, ૧, ૧૯૦૧-૦૨, પૃષ્ઠ ૮)

અહીંયાં આપણને મૂડીવાદના નવીનતમ તબક્કાની, સામ્રાજ્યવાદની, સૈદ્ધાંતિક મુલવણીમાંની અત્યંત મૂળભૂત બાબત મળે છે કે મૂડીવાદ ઇજારદારી **મૂડીવાદ** બની જાય છે. આ બાબતનો ઉલ્લેખ ભારપૂર્વક કરવો જોઈએ કારણ કે એવું ભૂલભરેલું મૂડીવાદી સુધારાવાદી કથન બહુ સામાન્ય બની ગયું છે કે ઇજારદારી મૂડીવાદ અથવા રાજ્ય-ઇજારદારી મૂડીવાદ હવે મૂડીવાદ **રહ્યો જ નથી** અને તેને "રાજ્ય સમાજવાદ" ગણાવવાનું શક્ય બની ગયું છે. બેશક ટ્રસ્ટોએ પૂરેપૂરું આયોજન કદી પૂરું પાડ્યું નથી, તેઓ હાલ પૂરું પાડતાં નથી, અને પૂરું પાડી શકે જ નહિ. પરંતુ તેઓ ગમે એટલું આયોજન કરતાં હોય, મૂડીવાદી ઉદ્યોગપતિઓ રાષ્ટ્રીય પાયા પર તથા આંતરરાષ્ટ્રીય પાયા પર પણ ઉત્પાદનના પરિમાણની ગમે એટલી ગણતરી અગાઉથી કરી રાખતા હોય, તોપણ આપણે **મૂડીવાદમાં** જ—એ ખરું કે તેના નવા તબક્કામાં પરંતુ નિ:શંક હજુ મૂડીવાદમાં જ—કાયમ રહીએ છીએ. **એવા** મૂડીવાદની સમાજવાદથી "સમીપતા" તો સર્વહારા વર્ગના ખરા પ્રતિનિધિઓ માટે, સમાજવાદી ક્રાંતિના

પરિત્યાગને તેમ જ તમામ સુધારાવાદીઓ તરફથી કરવામાં આવતા મૂડીવાદને વધારે આકર્ષક દેખાડવાના પ્રયાસોને સાંખી લેવાની દલીલ નહિ, પરંતુ સમાજવાદી ક્રાંતિની નિકટતા, સુગમતા, સાધ્યતા, અને તાકીદી આવશ્યકતા પુરવાર કરતી દલીલ બની રહેવી જોઈએ.

પરંતુ આપણે ફરી રાજ્યનો સવાલ લઈએ. એંગેલ્સના પત્રમાં ત્રણ ખાસ મૂલ્યવાન સૂચનો કરવામાં આવ્યાં છે: પહેલું — પ્રજાસત્તાક વિશે; બીજું — રાષ્ટ્રોના સવાલ અને રાજ્યની સંઘટના વચ્ચેના સંબંધ વિશે; અને ત્રીજું — સ્થાનિક સ્વશાસન વિશે.

પ્રજાસત્તાકના સંબંધમાં એમ છે કે એંગેલ્સે એર્ફુર્ત કાર્યક્રમના ખરડાની પોતાની ટીકામાં તેને કેંદ્ર બનાવ્યું છે. જગતના સઘળા સામાજિક-લોકશાહીવાદીઓ માટે એર્ફુર્ત કાર્યક્રમે ધારણ કરી લીધેલા મહત્ત્વને અને આખી બીજી ઈન્ટરનેશનલ માટે તે નમૂનો બની ગયો હોવાની બાબતને આપણે યાદ કરીએ તો અતિશયોકિત વગર કહી શકાય કે એંગેલ્સે એ રીતે આખી બીજી ઈન્ટરનેશનલના તકવાદની ટીકા કરી હતી.

> એંગેલ્સે લખ્યું છે: "રાજકીય માંગોમાં એક મોટી ખામી રહી ગઈ છે. ચોક્કસ જે કહેવું જોઈતું હતું **તે જ તેમાં નથી.**" (શબ્દો ઉપર ભાર એંગેલ્સે મૂકેલો છે.)

અને આગળ જતાં તેમણે સ્પષ્ટ કર્યું છે કે ચોકસાઈથી જોઈએ તો જર્મન બંધારણ ૧૮૫૦ના અત્યંત પ્રત્યાઘાતી બંધારણની નકલ છે, વિલહેલ્મ લીબક્નેખ્તે જણાવ્યું છે તેમ રેઈખસ્ટાગ તો "આપખુદશાહીને ઢાંકી રાખવાનો પડદો" જ છે, અને ટચૂકડાં રાજ્યોની તથા ટચૂકડાં જર્મન રાજ્યોના સંઘની હયાતીને કાનૂની બનાવતા બંધારણના આધારે "શ્રમનાં સઘળાં સાધનોને સૌની સહિયારી મિલકતમાં પલટાવી નાખવાની" મંછા તો "ઉઘાડી બેહૂદગી" છે.

> જર્મનીમાં પ્રજાસત્તાકની સ્થાપનાની માંગ કાર્યક્રમમાં કાયદેસર રીતે સામેલ કરવાની અશક્યતાને બરાબર સમજતા એંગેલ્સે ઉમેર્યું છે કે "પરંતુ તેનો ઉલ્લેખ જોખમી છે". પરંતુ "સૌને" સંતોષ આપતી એ દેખીતી ગણતરીને એમ જ સ્વીકારી લેવાનો તેમણે ઈનકાર કર્યો હતો. તેમણે આગળ લખ્યું છે: "તોપણ ગમે તેવી રીતે તેની ઉપર હલ્લો તો કરવાનો

જ છે. સામાજિક-લોકશાહીવાદી અખબારોના મોટા હિસ્સામાં ટેકો હાંસલ કરી રહેલો (*einreißende*) તકવાદ ચોક્કસ હાલના સમયે જ બતાવી આપે છે કે તે કેટલું જરૂરી છે. સમાજવાદીઓ-વિરોધી કાનૂનને[30] ફરી અમલી બનાવવામાં આવે એવી બીકે, અથવા એ કાનૂનના અમલ દરમિયાન કરવામાં આવેલાં તરેહવાર અતિ ઉતાવળિયાં નિવેદનોને યાદ કરીને, તેઓ હવે મુરાદ રાખે છે કે પાર્ટી જર્મનીમાં હાલની કાનૂની વ્યવસ્થાને પાર્ટીની માંગો શાંતિમય રીતે રજૂ કરવા માટે પૂરતી ગણે..."

એંગેલ્સે એ હકીકત ઉપર ખાસ ભાર મૂક્યો હતો કે જર્મન સામાજિક-લોકશાહીવાદીઓના ધોરણમાં સમાજવાદ-વિરોધી કાનૂન ફરી અમલી બનવાની બીક કારણભૂત હતી, અને એ બાબતને તેમણે સ્પષ્ટ રીતે તકવાદ ગણાવી હતી. તેમણે જાહેર કર્યું હતું કે "શાંતિમય" પંથનાં સ્વપ્નાં તદ્દન બેહૂદાં ચોક્કસ એ કારણે જ બની રહે છે કે જર્મનીમાં પ્રજાસત્તાક નથી, કોઈ જાતની આઝાદી નથી. એંગેલ્સે કાળજી રાખી હતી કે પોતાના હાથ બંધાઈ ન જાય. તેમણે કબૂલ કર્યું હતું કે પ્રજાસત્તાક દેશોમાં અથવા બહુ મુકત દેશોમાં સમાજવાદ તરફ શાંતિમય વિકાસની ધારણા (માત્ર "ધારણા"!) રાખી શકાય, પરંતુ જર્મનીના સંબંધમાં તેમણે દોહરાવ્યું હતું કે

"...જર્મનીમાં કે જ્યાં સરકાર લગભગ સર્વશકિતમાન છે અને રેઈખસ્ટાગ તથા બીજાં બધાં પ્રતિનિધિ સંઘટનો કશી ખરી સત્તા નથી ધરાવતાં ત્યાં—જર્મનીમાં એવું ધોરણ લેવું, અને વધુમાં જ્યાં એમ કરવાની જરૂર જ નથી ત્યાં એમ કરવું, એટલે આપખુદશાહીને ઢાંકી રાખતો પડદો હઠાવી દેવો અને તેની નગ્નતાને છુપાવી રાખવા માટે પોતે જ ઊભા રહીને આડશ કરવી..."

એવી સલાહને અભરાઈએ ચડાવી દેનારી જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના મોટા ભાગના સત્તાવાર આગેવાનો ખરેખર આપખુદશાહીને ઢાંકી રાખતા પડદા જેવા સાબિત થઈ ગયા છે.

"...એવી નીતિ લાંબે ગાળે પોતાની પાર્ટીને જ આડે રસ્તે લઈ જાય. તેઓ સામાન્ય અમૂર્ત રાજકીય સવાલોને મોખરે ધકેલી દે છે અને

પ્રથમ મહાન ઘટનાઓની વેળાએ, પ્રથમ રાજકીય કટોકટીની વેળાએ, આપોઆપ રજૂ થઈ જતા તાત્કાલિક વાસ્તવિક સવાલોને એ રીતે છુપાવી રાખે છે. તેનું એ સિવાય બીજું કેવું પરિણામ આવી શકે કે નિર્ણાયક ઘડીએ પાર્ટી અચાનક લાચાર સાબિત થઈ જાય છે અને અત્યંત નિર્ણાયક સવાલો કદી ચર્ચાયા જ ન હોવાથી એ સવાલોના સંબંધમાં પાર્ટીની અંદર અનિશ્ચિતતા તથા વિખવાદ ફેલાયેલાં છે?...

"ચાલુ ઘડીનાં ક્ષણજીવી હિતોને ખાતર મોટી તથા મુખ્ય ગણતરીઓના એવા વિસ્મરણમાં, ભવિષ્યનાં પરિણામોની પરવા કર્યા વગર ચાલુ ઘડીની સફળતાઓ માટે એવી કોશિશો તથા જહેમતોમાં, આંદોલનના વર્તમાન ખાતર તેના ભવિષ્યના એવા બલિદાનમાં, ખ્યાલ ભલે 'નેક' હોય પરંતુ તે તકવાદ છે તથા ચાલુ રહે છે, અને 'નેક' તકવાદ કદાચ સૌથી વધારે જોખમી હોય છે...

"કોઈ વાત ચોક્કસ હોય તો ફક્ત એ જ કે આપણી પાર્ટી તથા કામદાર વર્ગ માત્ર લોકશાહીવાદી પ્રજાસત્તાકના રૂપમાં જ સત્તા હાંસલ કરી શકે. મહાન ફ્રેંચ ક્રાંતિ બતાવી ચૂકી છે કે સર્વહારા વર્ગની સરમુખત્યારીનું વિશિષ્ટ રૂપ પણ એ જ છે..."

માર્ક્સની બધી કૃતિઓમાં પરોવાયેલા મૂળભૂત ખ્યાલને, સર્વહારા વર્ગની સરમુખત્યારીના સંબંધમાં વધારેમાં વધારે નિકટનું રૂપ લોકશાહીવાદી પ્રજાસત્તાકનું હોવાના ખ્યાલને, એંગેલ્સે અહીંયાં ખાસ સચોટ રીતે દોહરાવ્યો છે. એવું પ્રજાસત્તાક મૂડીના શાસનને, અને એટલે લોકસમુદાયોના પીડનને તથા વર્ગસંઘર્ષને, કોઈ રીતે નાબૂદ કર્યા વગર એ સંઘર્ષને અનિવાર્ય રીતે એટલો વિસ્તારે છે, વિકસાવે છે, પ્રગટાવે છે, તથા ઉગ્ર બનાવે છે કે પીડિત લોકસમુદાયોનાં મૂળભૂત હિતો સંતોષવાનું શક્ય બને એટલે તરત જ એ શક્યતા અનિવાર્ય રીતે અને એકમાત્ર સર્વહારા વર્ગની સરમુખત્યારી મારફત, સર્વહારા વર્ગ તરફથી એ લોકસમુદાયોની આગેવાની મારફત, સિદ્ધ થાય છે. આખી બીજી ઈન્ટરનેશનલ માટે તો આ પણ માર્ક્સવાદના "ભુલાઈ ગયેલા શબ્દો" છે, અને એ શબ્દો ભુલાઈ ગયા હોવાની હકીકતને ૧૯૧૭ની રૂસી ક્રાંતિના આરંભના છ મહિના દરમિયાન મેન્શેવિક પાર્ટીના ઈતિહાસે ખાસ સ્પષ્ટ રૂપમાં જાહેર કરી દીધી છે.

વસતિની રાષ્ટ્રીય સંઘટનાના સંબંધમાં સમવાયી પ્રજાસત્તાકના વિષય અંગે એંગેલ્સે લખ્યું છે:

"હાલના જર્મનીનું (પ્રત્યાઘાતી રાજશાહી બંધારણ અને ટચૂકડાં રાજ્યોનું એટલું જ પ્રત્યાઘાતી વિભાજન, 'પ્રશિયનવાદ'નાં વિશિષ્ટ લક્ષણોને સમગ્ર રૂપના જર્મનીમાં વિલીન કરી નાખવાને બદલે ચાલુ રાખતું વિભાજન, ધરાવતા જર્મનીનું) સ્થાન શું લેશે?" "મારા ખ્યાલ મુજબ તો સર્વહારા વર્ગ કેવળ એક જ તથા અવિભાજ્ય પ્રજાસત્તાકના રૂપનો જ ઉપયોગ કરી શકે. અમેરિકાનાં સંયુક્ત રાજ્યોના વિશાળ પ્રદેશમાં, સમગ્ર દૃષ્ટિએ જોતાં, સમવાયી પ્રજાસત્તાક હજુ આવશ્યકતા બની રહે છે, જોકે પૂર્વનાં રાજ્યોમાં તે અવરોધ બનવા લાગ્યું છે. બ્રિટનમાં કે જ્યાં બે ટાપુઓમાં ચાર રાષ્ટ્રો વસે છે અને એક જ સંસદ હોવા છતાં કાનૂનો ઘડવાની ત્રણ જુદી જુદી પદ્ધતિઓ જોડાજોડ અસ્તિત્વમાં છે ત્યાં તે આગેકદમ બની રહેશે. નાનકડા સ્વિટ્ઝરલૅંડમાં તો તે ક્યારનું અવરોધ બની ગયું છે, અને તેને માત્ર એ કારણે ચલાવી લેવામાં આવે છે કે સ્વિટ્ઝરલૅંડને યુરોપની રાજ્ય પદ્ધતિમાં તદ્દન નિષ્ક્રિય સભ્ય બની રહેવામાં સંતોષ છે. જર્મનીની બાબતમાં તો સ્વિસ નમૂનાનું સમવાયીકરણ જબ્બર પીછેકદમ બની રહેશે. પૂરેપૂરા એકીકૃત રાજ્યથી સંઘ રાજ્ય બે બાબતોમાં જુદું પડે છે: એક—દરેક સભ્ય રાજ્ય, દરેક કૅન્ટન, પોતાની આગવી દીવાની તથા ફોજદારી કાનૂન ઘડવાની તથા અદાલતી પદ્ધતિ ધરાવતું હોય છે, અને બે—સંસદમાં પ્રજાકીય ભવનની સાથે સાથે સમવાયી ભવન પણ હોય છે કે જેમાં દરેક કૅન્ટન, મોટું યા નાનું, કૅન્ટન તરીકે મત આપે છે." જર્મનીમાં સંઘ રાજ્ય પૂરેપૂરા એકીકૃત રાજ્ય તરફના સંક્રમણમાં છે, અને ૧૮૬૬ તથા ૧૮૭૦ની "ઉપરથી ક્રાંતિ"ને પાછી ન વાળવી જોઈએ પરંતુ તેમાં "નીચેથી આંદોલન"ની પુરવણી કરવી જોઈએ.

એંગેલ્સ રાજ્યનાં રૂપો અંગે ઉદાસીન બિલકુલ નહોતા પરંતુ એથી ઊલટું તેમણે સંક્રમણાત્મક રૂપોનું એકદમ સર્વાંગી પૃથક્કરણ કરવાની કોશિશ કરી હતી, જેથી દરેક ખાસ દાખલાની વસ્તુગત ઐતિહાસિક વિશિષ્ટતાઓ અનુસાર નિર્ધારિત કરી શકાય કે અમુક સંક્રમણાત્મક રૂપ **શામાંથી શામાં** પહોંચી રહ્યું છે.

એંગેલ્સે બાબતનું પરીક્ષણ સર્વહારા વર્ગની તથા સર્વહારા વર્ગીય ક્રાંતિની દૃષ્ટિએ કરીને, માર્ક્સની જેમ, લોકશાહીવાદી કેંદ્રવાદની, એક જ તથા

અવિભાજ્ય પ્રજાસત્તાકની, હિમાયત કરી હતી. તેમણે સમવાયી પ્રજાસત્તાકને કાં તો અપવાદ તથા વિકાસમાં અવરોધ તરીકે અથવા રાજશાહીમાંથી કેંદ્રીકૃત પ્રજાસત્તાકમાં સંક્રમણ તરીકે, અમુક ખાસ સંજોગોમાં "આગેકદમ" તરીકે, ગણ્યું હતું. અને એ ખાસ સંજોગોમાં તેમણે રાષ્ટ્રોના સવાલને મોખરે મૂક્યો હતો.

એંગેલ્સે નાનાં રાજ્યોના પ્રત્યાઘાતી સ્વરૂપની, અને અમુક ચોક્કસ દાખલાઓમાં તેની ઉપર રાષ્ટ્રોના સવાલનો પડદો ઢાંકી દેવાના વલણની, બેરહમ ટીકા કરી હતી, પરંતુ માર્ક્સની જેમ જ તેમણે પણ રાષ્ટ્રોના સવાલને બાજુએ ખસેડી દેવાની જરાક સરખીએ મુરાદ—"પોતાનાં" ટચૂકડાં રાજ્યોના સંકુચિત કૂપમંડૂકિયા રાષ્ટ્રવાદનો એકદમ વાજબી વિરોધ કરવાનું ધોરણ અપનાવનારા ડચ તથા પોલીશ માર્ક્સવાદીઓ ઘણી વાર જેના કસૂરવાર બની રહે છે તે મુરાદ—કદી નહોતી બતાવી.

જ્યાં ભૌગોલિક સંજોગો, સર્વસામાન્ય ભાષા, અને સદીઓના ઈતિહાસે રાષ્ટ્રોના સવાલને દેશના વિવિધ નાનાં વિભાજનોમાં "પતાવી નાખ્યો" હોય એમ લાગે એવા બ્રિટનના સંબંધમાં પણ, એ દેશના સંબંધમાં પણ, એંગેલ્સે સાદી હકીકતને લક્ષમાં લીધી હતી કે રાષ્ટ્રોનો સવાલ ભૂતકાળમાં વિલીન કોઈ રીતે નથી થઈ ગયો, અને તેના પરિણામે સ્વીકાર્યું હતું કે ત્યાં સમવાયી પ્રજાસત્તાકની સ્થાપના "આગેકદમ" બની રહેશે. એંગેલ્સે સમવાયી પ્રજાસત્તાકની ખામીઓની ટીકા પડતી મૂકી હોવાનો, અથવા એકીકૃત તથા કેંદ્રીકૃત લોકશાહીવાદી પ્રજાસત્તાકની એકદમ મક્કમ હિમાયત તથા લડત તજી દીધી હોવાનો, જરાક સરખોયે સંકેત અહીંયાં બેશક નથી જ.

પરંતુ એંગેલ્સ લોકશાહીવાદી કેંદ્રવાદને નોકરશાહી અર્થમાં, મૂડીવાદી વિચારકો તરફથી અને અરાજકતાવાદીઓ સમેત નિમ્ન-મૂડીવાદી વિચારકો તરફથી એ શબ્દોનો ઉપયોગ જેવા અર્થમાં કરવામાં આવે છે એવા અર્થમાં, બિલકુલ નહોતા લેતા. "કોમ્યુનો" તથા જિલ્લાઓ તરફથી રાજ્યની એકતાની મરજિયાત રક્ષાનો સમન્વય બધી જાતની નોકરશાહી રીતોના તેમ જ ઉપરથી "હુકમો છોડવાની" આખી પદ્ધતિના તદ્દન ખાતમા જોડે સાધતું હોય એવું બહોળું સ્થાનિક સ્વશાસન તેમના ખ્યાલમાંથી બકાત બિલકુલ નહોતું.

રાજ્યના સંબંધમાં કાર્યક્રમને લગતા માર્ક્સવાદી વિચારોને વિકસાવતાં એંગેલ્સે લખ્યું છે:

"...એટલે, એકીકૃત પ્રજાસત્તાક—પરંતુ હાલના ફ્રેંચ પ્રજાસત્તાકના અર્થમાં નહિ, તે તો ૧૭૯૮માં સમ્રાટ વગર સ્થાપવામાં આવેલા સામ્રાજ્ય સિવાય બીજું કશું જ નથી. ૧૭૯૨થી ૧૭૯૮ સુધી દરેક ફ્રેંચ ખાતું, દરેક કોમ્યુન (*Gemeinde*), અમેરિકી નમૂનાનું પૂરેપૂરું સ્થાનિક સ્વશાસન ધરાવતું હતું, અને આપણને પણ એ જ જોઈએ. સ્વશાસનની સંઘટના કેવી રીતે કરવી અને નોકરશાહી વગર કામ કેવી રીતે ચલાવવું—એ તો આપણને અમેરિકા તથા પ્રથમ ફ્રેંચ પ્રજાસત્તાકે બતાવ્યું છે અને હાલ પણ ઑસ્ટ્રેલિયા, કેનેડા, તથા બીજી અંગ્રેજ વસાહતો બતાવી રહી છે. અને એવા પ્રકારનું પ્રાંતિક (પ્રાદેશિક) તથા કોમ્યુન સ્વશાસન દાખલા તરીકે સ્વિસ સમવાયતંત્ર કરતાં ઘણું વધારે મુક્ત હોય છે. એ ખરું કે સ્વિસ સમવાયતંત્રમાં કૅન્ટન બુંદના (અર્થાત્ સમગ્ર સમવાયી રાજ્યના) સંબંધમાં બહુ સ્વતંત્ર હોય છે, પરંતુ જિલ્લા (બેઝિર્ક) તથા કોમ્યુનના સંબંધમાં પણ તે સ્વતંત્ર હોય છે. કૅન્ટન સરકારો જિલ્લાના ગવર્નરોની (બેઝિર્કસશ્તાતહાલતેર) તેમ જ પ્રીફેક્ટ અધિકારીઓની નિમણૂક કરે છે—જે અંગ્રેજી ભાષાના દેશોમાં બિલકુલ જોવામાં નથી આવતું, અને જેની નાબૂદી આપણે ભવિષ્યમાં અહીંયાં પ્રશિયન લાન્ડરેઈતે તથા રેગીરુંગસરેઈતેની" (કમિશ્નરો, જિલ્લા પોલીસ અધિકારીઓ, ગવર્નરો, અને સામાન્ય રીતે ઉપરથી નીમવામાં આવતા સઘળા અમલદારો) "નાબૂદી જેટલી જ દૃઢતાથી કરવાની છે." એટલે, કાર્યક્રમમાં સ્વશાસન સંબંધી કલમ માટે ઍંગેલ્સે નીચે મુજબના શબ્દો સૂચવ્યા હતા: "સાર્વજનીન મતાધિકારના આધારે ચૂંટાયેલા અમલદારો મારફત પ્રાંતો (ગુબેર્નિયાઓ અથવા પ્રદેશો), જિલ્લાઓ, તથા કોમ્યુનો માટે પૂરેપૂરું સ્વશાસન. રાજ્ય તરફથી સ્થાપવામાં આવેલાં સઘળાં સ્થાનિક તથા પ્રાંતિક સત્તા સંઘટનોની નાબૂદી."

હું અગાઉ નિર્દેશ કરી ચૂક્યો છું—કેરેન્સ્કી તથા બીજા "સમાજવાદી" પ્રધાનોની સરકારે દબાવી દીધેલા 'પ્રાવદા'માં[31] (અંક ૬૮, ૨૮ મે, ૧૯૧૭)—કે એ મુદ્દાના સંબંધમાં (બેશક, એકલા એ મુદ્દાના જ સંબંધમાં કોઈ રીતે નહિ) નકલી-ક્રાંતિકારી નકલી-લોકશાહીના આપણા નકલી-સમાજવાદી પ્રતિનિધિઓએ **લોકશાહીથી** કેવાં ઉઘાડાં પ્રસ્થાનો કર્યાં છે. સ્વાભાવિક છે કે સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગ સાથે "એકસંપી"થી બંધાયેલા લોકો એવી ટીકાના સંબંધમાં બહેરા જ રહ્યા છે.

એક વાતની નોંધ લેવાનું અત્યંત મહત્ત્વનું છે કે કેંદ્રીકૃત પ્રજાસત્તાકની સરખામણીએ સમવાયી પ્રજાસત્તાકમાં આઝાદી આવશ્યક રીતે અધિક પ્રમાણમાં હોવા અંગે બહુ વ્યાપક રૂપે, ખાસ કરીને નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓની અંદર, પ્રચલિત માન્યતાનું એંગેલ્સે હકીકતોના આધારે એકદમ ચોક્કસ ઉદાહરણ વડે ખંડન કર્યું હતું. એ માન્યતા ખોટી છે. ૧૭૯૨-૯૮ના કેંદ્રીકૃત ફ્રેંચ પ્રજાસત્તાક અને સમવાયી સ્વિસ પ્રજાસત્તાકના સંબંધમાં એંગેલ્સે ટાંકેલી હકીકતો એ માન્યતાને ખોટી સાબિત કરે છે. ખરેખરા લોકશાહીવાદી કેંદ્રીકૃત પ્રજાસત્તાકમાં સમવાયી પ્રજાસત્તાક કરતાં **વધારે** આઝાદી હતી. બીજા શબ્દોમાં કહીએ તો સમવાયી નહિ પરંતુ **કેંદ્રીકૃત** પ્રજાસત્તાકે જ ઈતિહાસમાં જાણવામાં આવેલી **વધારેમાં વધારે** પ્રમાણની સ્થાનિક, પ્રાદેશિક, તથા બીજી આઝાદી આપી હતી.

એ હકીકત ઉપર તેમ જ અલબત્ત સમવાયી તથા કેંદ્રીકૃત પ્રજાસત્તાક અને સ્થાનિક સ્વશાસનના આખા સવાલ ઉપર, આપણી પાર્ટીના પ્રચાર તથા આંદોલનમાં, અપૂરતું ધ્યાન અપાતું રહ્યું છે અને હાલ પણ અપાઈ રહ્યું છે.

## ૫. માર્ક્સની કૃતિ 'ફ્રાંસમાં આંતરવિગ્રહ'ની ૧૮૯૧ની પ્રસ્તાવના

'ફ્રાંસમાં આંતરવિગ્રહ'ની ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં (એ પ્રસ્તાવનાની તારીખ ૧૮ માર્ચ, ૧૮૯૧ છે અને તેનું મૂળ પ્રકાશન 'નોયે ત્સાઈત'માં થયું હતું) એંગેલ્સે રાજ્ય સંબંધી વલણને લગતા સવાલો અંગે કેટલાંક રસપ્રદ પ્રાસંગિક વિધાનો ઉપરાંત, કોમ્યુનના બોધપાઠોની સ્પષ્ટ તારવણી તેજસ્વી રીતે કરી છે[32]. કોમ્યુન પછી વીસ વરસે લખાયેલી હોવાથી એ ગાળાના સમગ્ર અનુભવના આધારે વધારે ગહન મર્મ ધરાવતી, અને જર્મનીમાં ખૂબ જ પ્રચલિત "રાજ્યમાં વહેમી નિષ્ઠા" વિરુદ્ધ ખાસ અંકિત, એ તારવણીને આપણી છણાવટના સવાલ અંગે માર્ક્સવાદનું **અંતિમ વિધાન** સમુચિત રીતે ગણાવી શકાય.

> એંગેલ્સે નિર્દેશ કર્યો છે કે ફ્રાંસમાં દરેક ક્રાંતિ પછી કામદારોના હાથમાં હથિયારો હતાં, "એટલે, રાજ્યના સુકાની બની બેઠેલા મૂડીવાદી માટે પહેલો આદેશ કામદારોનાં હથિયારો ઉતરાવી લેવાનો હતો. એટલે, કામદારોએ સિદ્ધ કરેલી દરેક ક્રાંતિ પછી નવો સંઘર્ષ શરૂ થઈ જતો હતો અને કામદારોના પરાજયમાં પરિણમતો હતો..."

મૂડીવાદી ક્રાંતિઓના અનુભવની એ તારવણી જેટલી સંક્ષિપ્ત છે એટલી અર્થવાહી છે. બાબતનું સારતત્ત્વ — બીજી વાતોની સાથે રાજ્યના સવાલ અંગે **(પીડિત વર્ગ પાસે હથિયારો છે?)** — અહીંયાં સરસ રીતે તારવી લેવામાં આવ્યું છે. અને મૂડીવાદી વિચારસરણીના પ્રભાવમાં જકડાયેલા પંડિતો તેમ જ નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓ ચોક્કસ એ સારતત્ત્વને જ ઘણી ઘણી વાર અવગણે છે. ૧૯૧૭ની રૂસી ક્રાંતિમાં મૂડીવાદી ક્રાંતિઓનું એ રહસ્ય ભસી નાખવાનું માન (કાવેન્યાક છાપનું માન) મેન્શેવિક, માર્ક્સવાદી પણ ગણાવા ઉત્સુક, ત્સેરેતેલીને ભાગે ગયું હતું. ત્સેરેતેલીએ જૂનની ૧૧મી તારીખના પોતાના "ઐતિહાસિક" ભાષણમાં ભરડી નાખ્યું હતું કે મૂડીદાર વર્ગે પેત્રોગ્રાદના કામદારોનાં હથિયારો ઉતરાવી લેવાનો પાકો નિર્ધાર કરી લીધો છે — તેણે એ નિર્ણયને બેશક પોતાના, અને સામાન્ય રૂપે "રાજ્ય માટે આવશ્યક", નિર્ણય તરીકે રજૂ કર્યો હતો![33]

૧૯૧૭ની ક્રાંતિના દરેક ઈતિહાસકાર માટે જૂનની ૧૧મી તારીખનું ત્સેરેતેલીનું ઐતિહાસિક ભાષણ બેશક એ બાબતનું ઝળકતું ઉદાહરણ બની રહેશે કે ત્સેરેતેલીની આગેવાની હેઠળ સમાજવાદી-ક્રાંતિકારી - તથા મેન્શેવિક જૂથ કેવી રીતે ક્રાંતિકારી સર્વહારા વર્ગની **વિરુદ્ધ** મૂડીદાર વર્ગ જોડે ભળી ગયું હતું.

રાજ્યના સવાલ સાથે જ સંકળાયેલું એંગેલ્સનું બીજું એક પ્રાસંગિક વિધાન ધર્મ વિશે છે. જાણીતી વાત છે કે જર્મન સામાજિક-લોકશાહીવાદીઓ જેમ જેમ પતનના ભોગ બનતા ગયા અને અધિકાધિક તકવાદી બનતા ગયા તેમ તેમ સુખ્યાત નિરૂપણના — "ધર્મને ખાનગી બાબત જાહેર કરી દેવી જોઈએ" એવા નિરૂપણના — કૂપમંડૂકિયા અર્થઘટનમાં વધારે ને વધારે વાર સરકતા ગયા. અર્થાત્, એ નિરૂપણને મચડી નાખીને એવો અર્થ કાઢવામાં આવ્યો કે ધર્મ ક્રાંતિકારી સર્વહારા વર્ગની **પાર્ટી માટે પણ** ખાનગી બાબત બની રહે છે!! સર્વહારા વર્ગના ક્રાંતિકારી કાર્યક્રમના એવા સમૂળગા દ્રોહનો એંગેલ્સે જુસ્સાથી વિરોધ કર્યો હતો. ૧૮૯૧માં તેમને પોતાની પાર્ટીની અંદર તકવાદની **બહુ મંદ** શરૂઆત નજરે પડી હતી, એટલે તેમણે પોતાના વિચારો અત્યંત સાવચેતીથી વ્યકત કર્યા હતા:

"કોમ્યુનમાં લગભગ એકલા કામદારો જ, અથવા કામદારોના માન્ય પ્રતિનિધિઓ જ, સામેલ હતા એટલે તેના નિર્ણયોમાં ચોક્કસ સર્વહારા વર્ગીય રૂપલક્ષણો અંકિત હતાં. કાં તો એ નિર્ણયોમાં એવા સુધારા જાહેર

કરવામાં આવ્યા હતા કે જેને પ્રજાસત્તાકપંથી મૂડીદાર વર્ગે માત્ર કાયરતાને લીધે નહોતા અપનાવ્યા અને જે કામદાર વર્ગની મુક્ત પ્રવૃત્તિ — દાખલા તરીકે એવા સિદ્ધાંતનો અમલ કે **રાજ્યના સંબંધમાં** ધર્મ તદ્દન ખાનગી બાબત છે — માટે જરૂરી આધાર પૂરો પાડતા હતા, અથવા કોમ્યુને એવી ડિક્રીઓ જાહેર કરી હતી કે જે કામદાર વર્ગના સીધા હિતમાં હતી અને અમુક અંશે સમાજની પુરાણી વ્યવસ્થામાં ગહનગામી ભંગાણ પાડતી હતી."

એંગેલ્સે "રાજ્યના સંબંધમાં" શબ્દો ઉપર ભાર જાણીજોઈને, જર્મન તકવાદની ઉપર સીધા પ્રહાર તરીકે, મૂક્યો હતો કારણ કે એ તકવાદે ધર્મને **પાર્ટીના સંબંધમાં** ખાનગી બાબત તરીકે જાહેર કરીને ક્રાંતિકારી સર્વહારા વર્ગની પાર્ટીને એકદમ અધમ "મુક્ત-ચિંતક" કૂપમંડૂકતાની, ધર્મમાં અનાસ્થાની છૂટ આપવા તૈયાર પરંતુ લોકોને મૂઢ બનાવી દેતા ધર્મના અફીણની વિરુદ્ધ પાર્ટીના સંઘર્ષને તિલાંજલિ આપી દેતી કૂપમંડૂકતાની, કક્ષાએ ઉતારી પાડી હતી.

જર્મન સામાજિક-લોકશાહીવાદીઓના ભાવિ ઇતિહાસકારને ૧૯૧૪ની તેમની શરમજનક નાદારીનાં મૂળિયાં શોધી કાઢવાના કાર્ય દરમિયાન, પાર્ટીના વૈચારિક આગેવાન કાઉત્સ્કીના લેખોમાં કરવામાં આવેલી અને તકવાદ માટે દરવાજા પૂરેપૂરા ખોલી નાખનારી ઉડાઉ જાહેરાતોથી લઈને ૧૯૧૩માં *«Los-von-Kirche-Bewegung»* ("દેવળને તજી દો" આંદોલન) અંગે પાર્ટીના વલણ સુધીમાં[34], એ વિષયને લગતી સારા પ્રમાણમાં રસપ્રદ સામગ્રી મળી રહેશે.

પરંતુ આપણે જોઈએ કે એંગેલ્સે કોમ્યુન પછી વીસ વરસે તેના બોધપાઠોની તારવણી લડાયક સર્વહારા વર્ગ માટે કેવી રીતે કરી હતી.

એંગેલ્સે મોખરાનાં સ્થાને મૂકેલા બોધપાઠો આ રહ્યા:

"...ચોક્કસ અગાઉની કેંદ્રીકૃત સરકારની જુલમી સત્તા, સેના, રાજકીય પોલીસ, નોકરશાહી, જેનું સર્જન ૧૭૯૮માં નેપોલિયને કર્યું હતું અને જેને ત્યાર પછી દરેક નવી સરકારે મનગમતા સાધન તરીકે અપનાવી લીધી હતી તથા પોતાના વિરોધીઓની સામે વાપરી હતી એ જ સત્તા, જેવી રીતે પૅરિસમાં ભાંગી પડી હતી એવી જ રીતે દરેક ઠેકાણે ભાંગી પડવાની હતી.

"કોમ્યુનને છેક આરંભથી જ સમજી લેવું પડ્યું હતું કે કામદાર વર્ગ

એક વાર સત્તા કબજે કરી લીધા પછી પુરાણા રાજ્ય તંત્ર વડે કામ ન જ ચલાવી શકે; કામદાર વર્ગે તાજી જ હાંસલ કરેલી સર્વોપરિતા પાછી ગુમાવી ન દેવી હોય તો એક તરફ, અગાઉ ખુદ પોતાની સામે વાપરવામાં આવેલા જુલમના પુરાણા તંત્રને સમૂળગું ખતમ કરી નાખવું જોઈએ, અને બીજી તરફ, ખુદ પોતાના જ તમામ પ્રતિનિધિઓ તથા અમલદારોને ગમે ત્યારે પાછા ખેંચી લેવાના નિયમ વડે બાંધી લઈને તેમની સામે પોતાની સલામતી સાધી લેવી જોઈએ..."

એંગેલ્સે ફરી વાર ભારપૂર્વક ઉલ્લેખ કર્યો હતો કે માત્ર રાજશાહીમાં જ નહિ પરંતુ **લોકશાહીવાદી પ્રજાસત્તાકમાંયે** રાજ્ય તો રાજ્ય જ રહે છે, અર્થાત્ અમલદારોને, "સમાજના સેવકોને", તેનાં સાધનોને, સમાજના **સ્વામીઓમાં** પલટાવી નાખતું રાજ્યનું મૂળભૂત વિશિષ્ટ લક્ષણ જળવાઈ રહે છે.

"રાજ્ય તથા રાજ્યનાં સાધનોના, સમાજના સેવકોમાંથી સમાજના સ્વામીઓમાં, એવા રૂપાંતર—અગાઉનાં સઘળાં રાજ્યોમાં અનિવાર્ય રૂપાંતર—વિરુદ્ધ કોમ્યુને બે અચૂક રીતો વાપરી હતી. પહેલી રીત એ કે તેણે તમામ પદો—કારોબારી, અદાલતી, તથા શૈક્ષણિક—માટે અમલદારોની નિમણૂક સાર્વજનીન મતાધિકાર ઉપર આધારિત ચૂંટણી મારફત અને મતદારો તરફથી તેમને ગમે ત્યારે પાછા ખેંચી લઈ શકાય એવા નિયમના આધારે કરી હતી. અને બીજી રીત એ કે તેણે નાનામોટા તમામ અમલદારોને બીજા કામદારો જેટલું જ વેતન આપવાની જોગવાઈ કરી હતી. કોમ્યુન તરફથી કોઈ પણ માણસને આપવામાં આવતો વધારેમાં વધારે પગાર ૬૦૦૦ ફ્રાંકનો* હતો. એ રીતે, પદો હાંસલ કરી લેવાની તાલાવેલી તથા પદલોલુપતા સામે ભરોસેદાર અવરોધ ખડો કરી દેવામાં આવ્યો હતો, વળી એ તો પ્રતિનિધિ સંઘટનોના સભ્યો માટેના બંધનકારી આદેશો ઉપરાંત હતું, એવા આદેશો અલગ ઉમેરવામાં આવ્યા હતા..."

---

*એટલે કહેવા પૂરતા ૨૪૦૦ રૂબલ પરંતુ વિનિમયના હાલના દર મુજબ લગભગ ૬૦૦૦ રૂબલ. દાખલા તરીકે મ્યુનિસિપલ પરિષદોના સભ્યોને સમગ્ર રાજ્યમાં ૬૦૦૦ રૂબલનો—બરાબર પૂરતી ગણાય એટલી રકમનો—વધારેમાં વધારે પગાર આપવાને બદલે ૯૦૦૦ રૂબલનો પગાર આપવાનું સૂચન કરનારા બોલ્શેવિકોનું કૃત્ય અક્ષમ્ય છે[35].

એંગેલ્સ અહીંયાં રસપ્રદ સીમારેખા નજીક પહોંચ્યા હતા કે જ્યાં સુસંગત લોકશાહી એક તરફ તો સમાજવાદમાં **પલટાઈ જાય** છે, અને બીજી તરફ સમાજવાદનો **તકાદો કરે** છે. રાજ્યને નાબૂદ કરી નાખવા માટે સિવિલસર્વિસની કામગીરીઓને નિયંત્રણ તથા હિસાબકિતાબનાં એવાં સાદાં કામોમાં પલટાવી નાખવાનું જરૂરી છે કે જે વસતિની ભારે બહુસંખ્યાની અને આગળ જતાં અલગ અલગ દરેક વ્યકિતની પહોંચમાં તેમ જ આવડતની મર્યાદામાં હોય. અને પદલોલુપતાને તદ્દન નાબૂદ કરી નાખવી હોય તો વધારેમાં વધારે મુકત મૂડીવાદી દેશોમાં **સતત** થતું હોય છે એવું, સિવિલસર્વિસમાંના ખાસ લાભ વગરનાં પરંતુ "મોભાદાર" પદોનો ઉપયોગ બેંકો અથવા જોઈન્ટ-સ્ટોક કંપનીઓમાં ભારે કમાણીનાં સ્થાનો ઝડપી લેવાના સાધન તરીકે કરવાનું, **અશક્ય** બનાવી દેવું જોઈએ.

પરંતુ રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના સવાલની છણાવટ કરતી વેળા કેટલાક માર્ક્સવાદીઓ તેને મૂડીવાદમાં અશક્ય અને સમાજવાદમાં નકામો ગણાવવાની દલીલ કરીને જે ભૂલ કરતા હોય છે તે એંગેલ્સે નહોતી કરી. એવું દેખાતું ચતુર પરંતુ વાસ્તવમાં ભૂલભરેલું નિવેદન, અમલદારોના સાધારણ પગારોની બાબત સમેત **કોઈ પણ** લોકશાહીવાદી વ્યવસ્થાના સંબંધમાં, થઈ શકે કારણ કે મૂડીવાદમાં સુસંગત લોકશાહી અશક્ય હોય છે, અને સમાજવાદમાં સમગ્ર લોકશાહીનો **વિલય થઈ જશે**.

એ તો માણસ એક વાળ વધારે ખરી પડવાથી ટાલિયો બની જવા વિશેની પુરાણી મજાક જેવો વાક્છળ છે.

લોકશાહીને **અંતિમ કક્ષા સુધી** વિકસાવવી, એવા વિકાસનાં **રૂપો** શોધી કાઢવાં, તેમને **અમલમાં** ચકાસી જોવાં, વગેરે—એ બધું તો સામાજિક ક્રાંતિ માટેના સંઘર્ષનાં ઘટક કર્તવ્યોમાંનું એક છે. લોકશાહીને અલગ લેવામાં આવે તો કોઈ પણ જાતની લોકશાહી સમાજવાદ સિદ્ધ ન જ કરી શકે. પરંતુ વાસ્તવિક જીવનમાં લોકશાહીને "અલગ લેવામાં" નહિ આવે, તેને બીજી બાબતો "ભેગી લેવામાં" આવશે, તે આર્થિક જીવન ઉપર પણ પ્રભાવ પાડશે, **તેના** રૂપાંતરને પ્રવેગ આપશે, અને આર્થિક વિકાસનો વળતો પ્રભાવ તેની ઉપર પડશે, વગેરે: ચેતનમય ઇતિહાસની દ્વંદ્વાત્મકતા એવી છે.

એંગેલ્સે આગળ લખ્યું છે:

"...અગાઉની રાજ્ય સત્તાના એવા ખાતમાનું (*Sprengung*) અને તેના સ્થાને નૂતન તથા ખરી લોકશાહીવાદી સત્તાની સ્થાપનાનું વિગતવાર વર્ણન 'આંતરવિગ્રહ'ના ત્રીજા વિભાગમાં આપવામાં આવ્યું છે. પરંતુ તેનાં કેટલાંક લક્ષણોની સંક્ષિપ્ત છણાવટ અહીંયાં જરૂરી હતી કારણ કે રાજ્યમાં વહેમી નિષ્ઠા ખાસ કરીને જર્મનીમાં તત્ત્વજ્ઞાનમાંથી, મૂડીદાર વર્ગની અને ઘણા કામદારોનીયે સામાન્ય સભાનતામાં, પહોંચી ગયેલી છે. તત્ત્વજ્ઞાનની વિભાવના અનુસાર, રાજ્ય 'વિચારનું મૂર્ત રૂપ' અથવા પૃથ્વી પર ઈશ્વરનું રાજ્ય છે, તત્ત્વજ્ઞાનની પરિભાષામાં વ્યકત કરવામાં આવે તો એવું ક્ષેત્ર છે કે જેમાં સનાતન સત્ય તથા ન્યાય સિધ્ધ થયાં છે અથવા થવાં જોઈએ, તેમાંથી રાજ્ય અને તેની સાથે સંકળાયેલા સર્વકંઈના સંબંધમાં પૂજ્યભાવ ફલિત થાય છે, જે વધારે સહેલાઈથી મૂળિયાં જમાવી દે છે કારણ કે લોકો નાનપણથી જ એમ ધારી લેવા ટેવાયેલા હોય છે કે આખા સમાજના સહિયારા મામલાઓ તથા હિતોની સંભાળ ભૂતકાળમાં જેવી રીતે લેવામાં આવતી હતી, અર્થાત્ રાજ્ય મારફત અને તેનાં ભારે કમાણીનાં પદો પર સ્થિત્ત અમલદારો મારફત, એથી નિરાળી રીતે ન જ લઈ શકાય. અને લોકો જ્યારે વંશપરંપરાગત રાજાશાહીમાં શ્રધ્ધાથી છુટકારો મેળવી લે અને લોકશાહીવાદી પ્રજાસત્તાકનો ઝંડો લહેરાવી દે ત્યારે માનવા લાગે છે કે પોતે અસાધારણ હિંમતનું આગેકદમ ઉઠાવ્યું છે. પરંતુ વાસ્તવમાં તો રાજ્ય એક વર્ગની ઉપર બીજા વર્ગના જોરજુલમના તંત્ર સિવાય બીજું કશું જ નથી હોતું, અને ખરેખર તેનું એવું સ્વરૂપ રાજાશાહી કરતાં લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં જરાય ઓછું નથી હોતું. બહુ બહુ તો તે સર્વહારા વર્ગે વર્ગીય સર્વોપરિતા માટેના વિજયી સંઘર્ષ પછી વારસામાં મેળવેલું અનિષ્ટ હોય છે, અને કોમ્યુનને કરવું પડયું હતું એવી જ રીતે વિજયી સર્વહારા વર્ગને તેનાં બદતરીન અંગો બને એટલી ઝડપે કાપી નાખવાં જ પડે—નૂતન મુકત સામાજિક સંજોગોમાં ઉછરેલી પેઢી રાજ્યના આખા માળખાને ફગાવી દેવા શકિતમાન બને એવા સમય સુધી."

રાજાશાહીના સ્થાને પ્રજાસત્તાકની સ્થાપનાની બાબતમાં સામાન્ય રૂપે રાજ્યના સંબંધમાં સમાજવાદી સિધ્ધાંતોને ભૂલી ન જવાની ચેતવણી એંગેલ્સે જર્મન લોકોને આપી હતી. તેમની ચેતવણીઓ હવે જાણે ત્સેરેતેલીઓ તથા ચેર્નોવો

માટે ખરા બોધપાઠ જેવી લાગે છે. એ સજ્જનોએ પોતાના "એકસંપી"ના વ્યવહારમાં રાજ્ય સંબંધી વહેમી નિષ્ઠા અને વહેમી પૂજ્યભાવ જાહેર કરી દીધાં છે!

બે વધુ વિચારો. ૧. રાજ્ય "એક વર્ગની ઉપર બીજા વર્ગના જોરજુલમનું તંત્ર" રાજશાહી કરતાં લોકશાહીવાદી પ્રજાસત્તાકમાં "જરાય ઓછું નથી" હોતું — ઍંગેલ્સના એવા નિવેદનનો અર્થ, કેટલાક અરાજકતાવાદીઓ "શીખવે છે" એવી રીતે, બિલકુલ એમ નથી થતો કે જોરજુલમના રૂપથી સર્વહારા વર્ગને કશો ફરક ન પડતો હોય. વર્ગસંઘર્ષ તથા વર્ગીય જોરજુલમનું વધારે બહોળું, વધારે મુક્ત, અને વધારે ખુલ્લું રૂપ સર્વહારા વર્ગને સામાન્ય રીતે વર્ગોની નાબૂદી માટેના તેના સંઘર્ષમાં પુષ્કળ મદદ કરે છે.

૨. કેવળ નવી પેઢી જ રાજ્યના આખા માળખાને ફગાવી દેવા શકિતમાન કેમ બનશે? એ સવાલ લોકશાહીને પહોંચી વળવાની બાબત સાથે સંકળાયેલો છે, જેની છણાવટ અમે હવે કરીશું.

## ૬. લોકશાહીને પહોંચી વળવા અંગે ઍંગેલ્સના વિચારો

ઍંગેલ્સે આ વિષય અંગે પોતાના વિચારો "સામાજિક-લોકશાહીવાદી" શબ્દને **વૈજ્ઞાનિક દૃષ્ટિએ** ગલત સાબિત કરતી વેળા વ્યકત કર્યા હતા.

ઍંગેલ્સે વિવિધ વિષયો અંગેના, મુખ્યત્વે "આંતરરાષ્ટ્રીય" સવાલો વિશેના, આઠમા દાયકાના પોતાના લેખોના સંગ્રહની («*Internationales aus dem «Volksstaat»*»*) ૧૮૯૪ના જાન્યુઆરીની ત્રીજી તારીખની, અર્થાત્ અવસાનથી દોઢ વરસ પહેલાંની, પ્રસ્તાવનામાં ઉલ્લેખ કર્યો છે કે મારા સઘળા લેખોમાં મેં "સામાજિક-લોકશાહીવાદી" **નહિ** પરંતુ "કોમ્યુનિસ્ટ" શબ્દનો પ્રયોગ કર્યો છે કારણ કે એ સમયે ફ્રાંસમાં પ્રુધોંપંથીઓ અને જર્મનીમાં લાસાલપંથીઓ[36] પોતાને સામાજિક-લોકશાહીવાદીઓ તરીકે ઓળખાવતા હતા.

> ઍંગેલ્સે આગળ લખ્યું છે કે "...એટલે માર્ક્સ અને મારે માટે અમારા ખાસ દૃષ્ટિબિંદુને વ્યકત કરવા એવા સાવ બિનચોક્કસ શબ્દનો પ્રયોગ અશક્ય હતો. આજે સંજોગો જુદા છે, અને એ શબ્દ ("સામાજિક-લોકશાહીવાદી") કદાચ ચાલે (*mag passieren*), જોકે ખાલી સામાન્ય રૂપનો સમાજવાદી નહિ પરંતુ સીધો સામ્યવાદી કાર્યક્રમ ધરાવતી અને

---

* 'લોક રાજ્ય'માંના આંતરરાષ્ટ્રીય સવાલો વિશે. — સં.

સમગ્ર રાજ્યને, એટલે લોકશાહીને પણ, પહોંચી વળવાનું અંતિમ લક્ષ્ય ધરાવતી પાર્ટી માટે તે હજુ બિનચોક્કસ (*unpassend*, અનુચિત) છે જ. પરંતુ **ખરી** (શબ્દ ઉપર ભાર એંગેલ્સે મૂકેલો છે) રાજકીય પાર્ટીઓનાં નામ પૂરેપૂરાં બંધબેસતાં કદી નથી હોતાં, પાર્ટી વિકાસ પામતી જાય છે પરંતુ નામ ચાલુ રહે છે."

દ્વંદ્વાત્મકતાના હિમાયતી એંગેલ્સ જિંદગીના આખરી દિવસો સુધી દ્વંદ્વાત્મકતાને વફાદાર રહ્યા હતા. તેમણે જણાવ્યું છે કે માર્ક્સ અને હું પાર્ટી માટે સરસ, વૈજ્ઞાનિક દૃષ્ટિએ ચોક્કસ, નામ ધરાવતા હતા પરંતુ કોઈ ખરી પાર્ટી, અર્થાત્ લોકવ્યાપી સર્વહારા વર્ગીય પાર્ટી, હતી જ નહિ. હવે (ઓગણીસમી સદીના અંતમાં) ખરી પાર્ટી છે પરંતુ તેનું નામ વૈજ્ઞાનિક દૃષ્ટિએ ગલત છે. વાંધો નહિ, નામ તો "ચાલશે", જો **પાર્ટી વિકાસ પામતી** રહે તો, જો તેના નામનું બિનચોક્કસપણું તેનાથી છુપાવવામાં ન આવે અને ખરી દિશામાં તેના વિકાસને ન અવરોધે તો!

કદાચ કોઈ ચતુર માણસ આપણને બોલ્શેવિકોને- એંગેલ્સની ઢબે દિલાસો આપે: આપણે ખરી પાર્ટી ધરાવીએ છે, તેનો સરસ વિકાસ થઈ રહ્યો છે; "બોલ્શેવિક" જેવો નિરર્થક તથા કઢંગો શબ્દ પણ "ચાલશે", જોકે ૧૯૦૩ની બ્રસેલ્સ-લંડન કૉંગ્રેસમાં આપણને મળેલી બહુમતી*ની[37] સાવ આકસ્મિક ઘટના સિવાય બીજું કશું તેમાં વ્યક્ત નથી થતું. જુલાઈ તથા ઑગસ્ટ દરમિયાન પ્રજાસત્તાકપંથીઓ તેમ જ "ક્રાંતિકારી" નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓએ આપણી પાર્ટી ઉપર વરસાવેલા દમનના પરિણામે "બોલ્શેવિક" નામ આટલો સાર્વત્રિક આદર ધરાવતું થઈ ગયું છે એટલે, અને વધુમાં એ દમન આપણી પાર્ટીએ પોતાના **ખરા** વિકાસની બાબતમાં સાધેલી જબ્બર ઐતિહાસિક પ્રગતિને અંકિત કરે છે એટલે, પાર્ટીનું નામ બદલવા અંગે મેં એપ્રિલમાં કરેલા સૂચનને વળગી રહેતાં હું હવે કદાચ અચકાઉં. કદાચ હું મારા સાથીઓ સમક્ષ "સમજણ"ની દરખાસ્ત મૂકું કે આપણે આપણને કોમ્યુનિસ્ટ પાર્ટી તરીકે ઓળખાવીએ, પરંતુ "બોલ્શેવિકો" શબ્દ ચાલુ રાખીને કૌંસમાં લખીએ.

પરંતુ પાર્ટીના નામનો સવાલ તો, રાજ્ય અંગે ક્રાંતિકારી સર્વહારા વર્ગના

---

*રૂસી ભાષામાં બહુમતી માટેનો શબ્દ બોલ્શીન્સ્ત્વો છે, બોલ્શેવિક નામ તેના ઉપરથી પડેલું છે.

વલણના સવાલ કરતાં, સરખામણી જ ન થઈ શકે એટલા ઓછા મહત્ત્વનો છે.

રાજ્ય સંબંધી ચાલુ દલીલોમાં એવી ભૂલ સતત કરવામાં આવે છે કે જેની વિરુદ્ધ એંગેલ્સે ચેતવણી આપી હતી, અને જેનો પ્રાસંગિક ઉલ્લેખ અમે ઉપર કરી ચૂક્યા છીએ, અર્થાત્, સતત ભૂલી જવામાં આવે છે કે રાજ્યની નાબૂદી એટલે ભેગી લોકશાહીની નાબૂદી પણ ખરી, રાજ્યનો વિલય એટલે ભેગો લોકશાહીનો વિલય પણ ખરો.

આ કથન પહેલી નજરે અત્યંત વિચિત્ર અને સમજણમાં ન ઊતરે એવું લાગે છે. ખરેખર, કોઈને એવો સંદેહ પણ કદાચ થાય કે અમે સમાજની એવી પદ્ધતિના ઉદયની અપેક્ષા રાખીએ છીએ જેમાં લઘુમતી બહુમતીને તાબે થઈ જવાના સિદ્ધાંતનું પાલન નહિ કરવામાં આવે, કારણ કે લોકશાહીનો અર્થ તો એ જ સિદ્ધાંતની માન્યતાનો થાય છે.

ના, લોકશાહીની વાત અને લઘુમતી બહુમતીને તાબે થઈ જવાની વાત એકરૂપ **નથી**. લોકશાહી તો લઘુમતી બહુમતીને તાબે થઈ જવાના સિદ્ધાંતને માન્યતા આપતું **રાજ્ય** છે, અર્થાત્ એક વર્ગ તરફથી બીજા વર્ગ ઉપર, વસતિના એક વિભાગ તરફથી બીજા વિભાગ ઉપર, **જોરજુલમ** માટેનું સંગઠન છે.

આપણે રાજ્યને, અર્થાત્ કોઈ પણ જાતના સંગઠિત તથા પદ્ધતિસર જોરજુલમને, સામાન્ય રૂપે જનતાની ઉપર કોઈ પણ જાતના જોરજુલમને, નાબૂદ કરી નાખવાનું અંતિમ લક્ષ્ય આપણી સમક્ષ નિર્ધારિત કરીએ છીએ. આપણે સમાજની એવી પદ્ધતિના ઉદયની અપેક્ષા નથી રાખતા કે જેમાં લઘુમતી બહુમતીને તાબે થઈ જવાના સિદ્ધાંતનું પાલન ન થવાનું હોય. પરંતુ સમાજવાદ માટે જહેમતો કરતી વેળા આપણને પ્રતીતિ છે કે સમાજવાદનો વિકાસ સામ્યવાદમાં થશે, અને એટલે સામાન્ય રૂપે જનતાની ઉપર જોરજુલમની, એક માણસ બીજા માણસને **તાબે થઈ જવાની**, તથા વસતિનો એક વિભાગ બીજા વિભાગને તાબે થઈ જવાની, જરૂરત તદ્દન અદૃશ્ય થઈ જશે કારણ કે લોકો **જોરજુલમ** વગર તથા **તાબેદારી** વગર સામાજિક જીવનની પ્રાથમિક શરતોનું પાલન કરવા **ટેવાઈ જશે**.

ટેવના એ તત્ત્વ પર ભાર મૂકવા એંગેલ્સે "નૂતન તથા મુક્ત સામાજિક સંજોગોમાં ઊછરેલી" એવી નવી પેઢીનો ઉલ્લેખ કર્યો છે કે જે "રાજ્યના" — લોકશાહીવાદી-પ્રજાસત્તાક રાજ્ય સમેત દરેક જાતના રાજ્યના — "આખા માળખાને કાટમાળના ઢગલામાં ફગાવી દઈ શકશે."

આ વાત સમજાવવા માટે રાજ્યના વિલયના આર્થિક આધારનું પૃથક્કરણ જરૂરી છે.

પ્રકરણ ૫

## રાજ્યના વિલયનો આર્થિક આધાર

માર્ક્સે આ સવાલનું અત્યંત વિગતવાર વિવરણ 'ગોથા કાર્યક્રમની મીમાંસા' નામની પોતાની કૃતિમાં (બ્રાકેને પત્ર, ૫ મે, ૧૮૭૫. તે ૧૮૯૧ સુધી પ્રગટ નહોતો થયો, એ વરસે 'નોયે ત્સાઇત'ના નવમા ગ્રંથના પહેલા અંકમાં છપાયો હતો, અને રૂસી ભાષામાં ખાસ આવૃત્તિમાં પ્રકાશિત થયો છે) આપ્યું છે. લાસાલપંથની ટીકા રજૂ કરતી એ તેજસ્વી કૃતિનો ખંડનાત્મક ભાગ જાણે તેના ભાવાત્મક ભાગ ઉપર, અર્થાત્ સામ્યવાદના વિકાસ અને રાજ્યના વિલય વચ્ચેના જોડાણના પૃથક્કરણ ઉપર, છવાઈ ગયેલો છે.

### ૧. માર્ક્સ તરફથી સવાલની રજૂઆત

એંગેલ્સે ૧૮૭૫ના માર્ચની ૨૮મી તારીખે બેબેલને લખેલા જે પત્રનું પરીક્ષણ આપણે ઉપર કરી ચૂક્યા છીએ તેની સાથે, માર્ક્સે ૧૮૭૫ના મે માસની પાંચમી તારીખે બ્રાકેને લખેલા પત્રની, ઉપરછલ્લી સરખામણીમાં કદાચ લાગે કે માર્ક્સ એંગેલ્સ કરતાં ઘણા વધારે પ્રમાણમાં "રાજ્યના સમર્થક" હતા, અને રાજ્યના સવાલ અંગે બેઉ લેખકો વચ્ચે બહુ નોંધપાત્ર મતભેદ હતો.

એંગેલ્સે બેબેલને સૂચન કર્યું હતું કે રાજ્ય વિશેની આખી વાતને એકદમ પડતી મૂકી દેવામાં આવે, "રાજ્ય" શબ્દ કાર્યક્રમમાંથી સાવ કાઢી નાખવામાં આવે અને તેના સ્થાને "સમુદાય" શબ્દ મૂકવામાં આવે. એંગેલ્સે એમ પણ જાહેર કર્યું હતું કે કોમ્યુન શબ્દના ખરા અર્થમાં રાજ્ય નહોતું. પરંતુ માર્ક્સે તો "સામ્યવાદી સમાજમાં ભાવિ રાજ્ય"ની વાત પણ કરી છે, અર્થાત્ તે જાણે સામ્યવાદી સમાજમાંયે રાજ્યની જરૂરત માન્ય કરતા હોય એમ લાગે છે.

પરંતુ એવો ખ્યાલ બુનિયાદી રીતે ગલત ગણાશે. વધારે બારીક પરીક્ષણ બતાવે છે કે રાજ્ય વિશે તથા તેના વિલય વિશે માર્ક્સ અને એંગેલ્સના વિચારો તદ્દન એકસરખા હતા, અને ઉપર ટાંકેલું માર્ક્સનું વિધાન તો **વિલયની** પ્રક્રિયા દરમિયાન રાજ્ય વિશેનું છે.

વાત સાફ છે કે **ભાવિ** "વિલય"ની ઘડી ચોકસાઈથી જણાવવાનો સવાલ જ ઊભો નથી થતો, વધુમાં એ કારણે પણ કે એ પ્રક્રિયા દેખીતી રીતે જ લાંબી હશે. માર્ક્સ અને એંગેલ્સ વચ્ચે દેખાતો મતભેદ એ હકીકતને કારણે છે કે તેઓ જુદા જુદા વિષયોની છણાવટ કરી રહ્યા હતા અને જુદાં જુદાં લક્ષ્યો ધરાવતા હતા. એંગેલ્સનો આશય રાજ્ય સંબંધી ચાલુ પૂર્વગ્રહોની તદ્દન બેહૂદગી (તેમાં લાસાલની ભાગીદારી નાના પ્રમાણની નહોતી) બેબેલને સ્પષ્ટ રીતે, સચોટતાથી, અને બહોળી રૂપરેખામાં બતાવી આપવાનો હતો. પરંતુ માર્ક્સે તો **એ** સવાલનો ખાલી અછડતો ઉલ્લેખ જ કર્યો હતો કારણ કે તે બીજા જ સવાલની, અર્થાત્ સામ્યવાદી સમાજના **વિકાસની**, છણાવટ કરી રહ્યા હતા.

માર્ક્સનો આખો સિદ્ધાંત આધુનિક મૂડીવાદને વિકાસનો સિદ્ધાંત અત્યંત સુસંગત, પરિપૂર્ણ, વિચારિત તથા સમૃદ્ધ રૂપમાં લાગુ કરવાનો છે. સ્વાભાવિક રીતે જ, માર્ક્સની સમક્ષ એ સિદ્ધાંત મૂડીવાદના **આગામી** પતનને તેમ જ **ભાવિ** સામ્યવાદના **ભાવિ** વિકાસને લાગુ કરવાની સમસ્યા હતી.

તો ભાવિ સામ્યવાદના ભાવિ વિકાસના સવાલને કઈ **હકીકતોના** આધારે રજૂ કરી શકાય?

એ હકીકતના આધારે કે તેનો **ઉગમ** મૂડીવાદમાંથી થાય છે, તે ઐતિહાસિક રીતે મૂડીવાદમાંથી વિકસે છે, તે મૂડીવાદે **પેદા કરેલા** સામાજિક પરિબળના કદમનું પરિણામ અંકિત કરે છે. માર્ક્સ તરફથી તરંગલોક ઘડી કાઢવાની, જેને જાણી ન શકાય તેને વિશે નકામી અટકળોમાં અટવાઈ જવાની, એક પણ નિશાની નજરે પડતી નથી. માર્ક્સે સામ્યવાદનો સવાલ એવી જ રીતે રજૂ કર્યો હતો કે જેવી રીતે કોઈ પ્રકૃતિવિદ દાખલા તરીકે નવા જૈવિક પ્રકારના સવાલની રજૂઆત તેને વિશે એટલી જાણકારી હાંસલ થઈ ગયા પછી કરે કે તેનો ઉગમ આવી આવી રીતે થયો હતો અને તેનું પરિવર્તન આવી આવી ચોક્કસ દિશામાં થઈ રહ્યું હતું.

માર્ક્સે સૌપ્રથમ તો રાજ્ય અને સમાજ વચ્ચેના સંબંધના સવાલમાં 'ગોથા કાર્યક્રમે' સામેલ કરી દીધેલા ગોટાળાને અળગો તારવીને બાજુએ ખસેડી દીધો.

માર્ક્સે લખ્યું છે:

"વર્તમાન સમાજ મૂડીવાદી સમાજ છે જે બધા સભ્ય દેશોમાં અસ્તિત્વમાં છે, મધ્યયુગીન છાયાઓથી વધારે કે ઓછે અંશે મુક્ત છે, દરેક દેશના વિશિષ્ટ ઐતિહાસિક વિકાસના આધારે વધારે કે ઓછા ફેરફાર પામેલો છે, વધારે કે ઓછો વિકસિત છે. બીજી તરફ, 'વર્તમાન સમયનું રાજ્ય' દરેક રાજ્યની સરહદની પાર નિરાળું હોય છે. તે પ્રશિયન-જર્મન સામ્રાજ્યમાં સ્વિટ્ઝરલૅંડથી નિરાળું છે, અને ઇંગ્લૅંડમાં અમેરિકાનાં સંયુક્ત રાજ્યોથી નિરાળું છે. એટલે, 'વર્તમાન સમયનું રાજ્ય' તો કલ્પનાનું સર્જન છે.

"તોપણ, જુદા જુદા દેશોનાં જુદાં જુદાં રાજ્યો રૂપનું પચરંગી વૈવિધ્ય ધરાવતાં હોવા છતાં, તે સૌની બાબતમાં એક વાત સમાન છે કે તેઓ વધારે અથવા ઓછો મૂડીવાદી વિકાસ ધરાવતા આધુનિક મૂડીવાદી સમાજ ઉપર આધારિત હોય છે. એટલે તેઓ અમુક સમાન તાત્ત્વિક લક્ષણો ધરાવે છે. એવા અર્થમાં 'વર્તમાન સમયના રાજ્ય'ની વાત ભવિષ્યની તુલનામાં, જ્યારે તેનું હાલનું મૂળ — મૂડીવાદી સમાજ — મરી ચૂક્યું હશે એવા ભવિષ્યની તુલનામાં, શક્ય છે.

"એટલે આવો સવાલ ઊભો થાય છે: સામ્યવાદી સમાજમાં રાજ્યનું કેવું રૂપાંતર થશે? બીજા શબ્દોમાં કહીએ તો વર્તમાન રાજ્યની કામગીરીઓને મળતી આવતી હોય એવી કઈ સામાજિક કામગીરીઓ એ વખતે અસ્તિત્વમાં રહેશે? આ સવાલનો જવાબ માત્ર વૈજ્ઞાનિક રીતે જ આપી શકાય, અને 'રાજ્ય' શબ્દની સાથે 'લોક' શબ્દના હજાર હજાર રીતોના જોડાણથી પણ એક તસુ જેટલાયે સમસ્યાની નજીક પહોંચી શકાય નહિ."

માર્ક્સે "લોક રાજ્ય" વિશેની બધી વાતોની એવી રીતે હાંસી ઉડાવીને સવાલ નિરૂપિત કર્યો છે, અને જાણે ચેતવણી આપી છે કે તેનો વૈજ્ઞાનિક જવાબ શોધનારાઓએ, દૃઢતાથી સ્થપાઈ ચૂકેલી વૈજ્ઞાનિક સામગ્રીનો જ ઉપયોગ કરવો જોઈએ.

વિકાસના આખા સિદ્ધાંતના આધારે, સમગ્ર વિજ્ઞાનના આધારે, અત્યંત ચોકસાઈથી સ્થપાઈ ચૂકેલી પહેલી હકીકત — જેને તરંગવિહારીઓએ અવગણી હતી અને સમાજવાદી ક્રાંતિથી ડરતા હાલના તકવાદીઓ અવગણી રહ્યા છે તે હકીકત — એવી છે કે મૂડીવાદમાંથી સામ્યવાદમાં **સંક્રમણની** ખાસ કક્ષા, અથવા ખાસ તબક્કો, ઐતિહાસિક રીતે નિઃશંક હોય જ.

## ૨. મૂડીવાદમાંથી સામ્યવાદમાં સંક્રમણ

માર્ક્સે આગળ લખ્યું છે:

"મૂડીવાદી અને સામ્યવાદી સમાજની વચ્ચે એકના બીજામાં ક્રાંતિકારી રૂપાંતરનો ગાળો હોય છે. તેને અનુરૂપ રાજકીય સંક્રમણ ગાળો પણ હોય છે જેમાં રાજ્ય **સર્વહારા વર્ગની ક્રાંતિકારી સરમુખત્યારી** સિવાય બીજું કશું હોઈ જ ન શકે."

માર્ક્સનો એવો નિષ્કર્ષ આધુનિક મૂડીવાદી સમાજમાં સર્વહારા વર્ગની ભૂમિકાના પૃથક્કરણ ઉપર, એ સમાજના વિકાસને લગતી માહિતી ઉપર, તેમ જ સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગનાં પરસ્પર વિરોધી હિતો વચ્ચે મેળની અસાધ્યતા ઉપર આધારિત છે.

અગાઉ સવાલ આવી રીતે રજૂ કરવામાં આવ્યો હતો: સર્વહારા વર્ગે પોતાની મુક્તિ સાધવા માટે મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવો જોઈએ, રાજકીય સત્તા હાંસલ કરી લેવી જોઈએ, અને પોતાની ક્રાંતિકારી સરમુખત્યારી સ્થાપી દેવી જોઈએ.

હવે સવાલને જરાક જુદી રીતે રજૂ કરવામાં આવ્યો છે: સામ્યવાદી સમાજની દિશામાં વિકસી રહેલા મૂડીવાદી સમાજમાંથી સામ્યવાદી સમાજમાં સંક્રમણ "રાજકીય સંક્રમણ ગાળા" વગર અશક્ય છે, અને એ ગાળા દરમિયાન રાજ્ય કેવળ સર્વહારા વર્ગની ક્રાંતિકારી સરમુખત્યારી જ હોઈ શકે.

તો એ સરમુખત્યારીનો લોકશાહી જોડેનો સંબંધ કેવો છે?

આપણે જોયું કે 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'માં બે વિભાવનાઓને ખાલી જોડાજોડ મૂકી દેવામાં આવી છે: "સર્વહારા વર્ગની ઉન્નતિ સાધીને તેને શાસક વર્ગ બનાવી દેવો" અને "લોકશાહી માટેની લડત જીતી લેવી". ઉપર જે બધું કહેવામાં આવ્યું છે તેના આધારે વધારે ચોકસાઈથી નિર્ધારિત કરવાનું શક્ય છે કે મૂડીવાદમાંથી સામ્યવાદમાં સંક્રમણ દરમિયાન કેવી રીતે લોકશાહીમાં પરિવર્તન થાય છે.

મૂડીવાદી સમાજ વધારેમાં વધારે સાનુકૂળ સંજોગોમાં વિકાસ પામે તો તેમાં આપણને લોકશાહી પ્રજાસત્તાકના રૂપમાં વધારે કે ઓછી પરિપૂર્ણ લોકશાહી મળે છે. પરંતુ એ લોકશાહી હંમેશાં મૂડીવાદી શોષણ તરફથી નિર્ધારિત થતી

સંકુચિત મર્યાદાઓમાં જકડાયેલી રહે છે, અને એટલે હંમેશાં વાસ્તવમાં તો લઘુસંખ્યા માટે, કેવળ મિલકતદાર વર્ગો માટે, કેવળ અમીરો માટે, લોકશાહી બની રહે છે. મૂડીવાદી સમાજમાં આઝાદી હંમેશાં લગભગ એટલી જ રહે છે કે જેટલી પ્રાચીન ગ્રીક પ્રજાસત્તાકોમાં હતી: ગુલામ-માલિકો માટે આઝાદી. આધુનિક રોજી ગુલામો મૂડીવાદી શોષણના સંજોગોને લીધે જરૂરિયાતો તથા ગરીબીના દબાણથી એટલા બધા કચડાયેલા હોય છે કે તેમને "લોકશાહીની પંચાત", "રાજકારણની પંચાત", પોસાય જ નહિ; સાધારણ શાંતિમય ઘટનાક્રમમાં વસતિની બહુસંખ્યા માટે સામાજિક-રાજકીય જીવનમાં સામેલગીરીના દરવાજા બંધ જ રહે છે.

એ નિવેદનની યથાર્થતાને કદાચ વધારેમાં વધારે સ્પષ્ટ પુષ્ટિ જર્મનીના દાખલામાંથી મળે છે કારણ કે ત્યાં બંધારણીય કાયદેસરતા નોંધપાત્ર લાંબા ગાળા સુધી—લગભગ અરધી સદી (૧૮૭૧-૧૯૧૪)—એકધારી ટકી રહી હતી, અને એ સમય દરમિયાન સામાજિક-લોકશાહીવાદીઓ "કાયદેસરતાનો ઉપયોગ" કરવાની બાબતમાં બીજા દેશોની સરખામણીએ ઘણી વધારે સિદ્ધિઓ હાંસલ કરી શક્યા હતા,-અને તેમણે જગતના બીજા કોઈ દેશ કરતાં વધારે પ્રમાણમાં કામદારોને રાજકીય પાર્ટીમાં સંગઠિત કર્યા હતા.

મૂડીવાદી સમાજમાં હાલ સુધી નોંધાયેલું રાજકીય દૃષ્ટિએ જાગૃત અને સક્રિય રોજી ગુલામોનું અધિકતમ પ્રમાણ કેટલું છે? સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના એક મિલિયન સભ્યો—પંદર મિલિયન રોજી-કામદારોમાંથી! ટ્રેડ યુનિયનોમાં સંગઠિત ત્રણ મિલિયન—પંદર મિલિયનમાંથી!

નજીવી લઘુસંખ્યા માટે લોકશાહી, અમીરો માટે લોકશાહી—મૂડીવાદી સમાજની લોકશાહી એવી છે. આપણે મૂડીવાદી લોકશાહીના તંત્રનું વધારે બારીક પરીક્ષણ કરીએ તો આપણને દરેક ઠેકાણે, મતાધિકારની "નાની"—ધારી લેવામાં આવેલી નાની—વિગતોમાં (રહેઠાણ સંબંધી યોગ્યતા, સ્ત્રીઓને મતાધિકાર નહિ, વગેરે), પ્રતિનિધિ સંસ્થાઓની કાર્યરીતિમાં, સભાસંમેલનના અધિકારના અમલમાં વસ્તુગત અવરોધોમાં (સામાજિક ઈમારતો "કંગાલો" માટે નથી!), દૈનિક અખબારોની નિર્ભેળ મૂડીવાદી સંઘટનામાં, વગેરેમાં, લોકશાહીની ઉપર લાદવામાં આવેલા પ્રતિબંધો ને પ્રતિબંધો જ જોવા મળે છે. ગરીબો માટેના એવા પ્રતિબંધો, અપવાદો, મનાઈઓ, તથા અવરોધો આમ તો નજીવાં લાગે, ખાસ કરીને તો એવા માણસની નજરમાં કે જેણે પોતે કંગાલિયત ક્યારેય અનુભવી જ ન હોય અને જે પીડિત વર્ગોની બહોળી

જિંદગીમાં તેમની જોડે નિકટના સંપર્કમાં કદી આવ્યો જ ન હોય (અને સોમાંથી નવ્વાણું નહિ તો દસમાંથી નવ મૂડીવાદી પ્રચારકો તથા રાજકારણીઓ એવા પ્રકારના હોય છે); પરંતુ એવા બધા પ્રતિબંધો ભેગા મળીને ગરીબોને રાજકારણમાંથી, લોકશાહીમાં સક્રિય સામેલગીરીમાંથી, બકાત રાખે છે, અળગા ધકેલી દે છે.

માર્ક્સે મૂડીવાદી લોકશાહીના એવા **સારતત્ત્વને** સરસ રીતે સમજી લીધું હતું, અને કોમ્યુનના અનુભવનું પૃથક્કરણ કરતી વેળા જણાવ્યું હતું કે સંસદમાં પીડિત વર્ગોનું પ્રતિનિધિત્વ અને દમન પીડક વર્ગના કયા ખાસ પ્રતિનિધિઓ કરે એ વાતનો ફેંસલો કરવાની છૂટ પીડિતોને દર થોડાંક વરસે આપવામાં આવે છે[38].

પરંતુ, ઉદારમતવાદી પંડિતો અને નિમ્ન-મૂડીવાદી તકવાદીઓ આપણાં મનમાં ઠસાવવા માગે છે એમ, એ મૂડીવાદી લોકશાહીમાંથી — જે અનિવાર્ય રીતે સંકુચિત છે તથા છાનીછપની રીતે ગરીબોને બાજુએ ધકેલતી રહે છે, અને એટલે દંભી તથા જૂઠી છે — "વધારે ને વધારે લોકશાહી"ની દિશામાં સાદી, સીધી, તથા સરળ રીતે આગળ વિકાસ નથી થતો રહેતો. ના, આગળ વિકાસ, અર્થાત્ સામ્યવાદની દિશામાં વિકાસ, સર્વહારા વર્ગની સરમુખત્યારી મારફત થાય છે. અને બીજી કોઈ રીતે થઈ જ ન શકે, કારણ કે મૂડીવાદી શોષકોના **પ્રતિકારને** બીજા કોઈથી અથવા બીજી કોઈ રીતે **તોડી** ન જ શકાય.

અને સર્વહારા વર્ગની સરમુખત્યારી, અર્થાત્ પીડકોને દબાવી દેવાના હેતુ માટે પીડિતોની મોખરાની હરોળનું શાસક વર્ગ તરીકે સંગઠન, ખાલી લોકશાહીના વિસ્તરણમાં ન પરિણમે. સર્વહારા વર્ગની સરમુખત્યારી લોકશાહીનું પારાવાર વિસ્તરણ કરે છે, એટલે તે ધનવાનો માટે લોકશાહી નહિ પરંતુ **પહેલી જ વાર** ગરીબો માટે લોકશાહી, જનસાધારણ માટે લોકશાહી, બની જાય છે; અને સર્વહારા વર્ગની સરમુખત્યારી તેની **સાથે સાથે જ** પીડકોની, શોષકોની, મૂડીદારોની આઝાદી ઉપર હારબંધ પ્રતિબંધો લગાવી દે છે. માનવજાતિને રોજી ગુલામીથી મુક્તિ અપાવવા માટે આપણે તેમને દબાવી દેવા જોઈએ, તેમના પ્રતિકારને જોરજુલમથી કચડી નાખવો જોઈએ; વાત સાફ છે કે જ્યાં દમન હોય અને જ્યાં જોરજુલમ હોય ત્યાં આઝાદી ન હોય અને લોકશાહી ન હોય.

વાચકને યાદ હશે કે એંગેલ્સે બેબેલને સંબોધિત પત્રમાં આ વાતને સરસ રીતે વ્યક્ત કરતાં કહ્યું છે: "સર્વહારા વર્ગને ... રાજ્યની જરૂર ... આઝાદીનાં

હિતોને ખાતર નથી હોતી પરંતુ પોતાના દુશ્મનોને દબાવી દેવા માટે હોય છે, અને આઝાદીની વાત કરવાનું શક્ય બને કે તરત જ રાજ્યનું રાજ્ય તરીકેનું અસ્તિત્વ મટી જાય છે."

લોકોની વિશાળ બહુસંખ્યા માટે લોકશાહી, અને લોકોના શોષકો તથા પીડકોને જોરજુલમથી દબાવી દેવા, અર્થાત્ લોકશાહીમાંથી બકાત રાખવા—મૂડીવાદમાંથી સામ્યવાદમાં **સંક્રમણ** દરમિયાન લોકશાહીમાં થતું પરિવર્તન એવું છે.

માત્ર સામ્યવાદી સમાજમાં, જ્યારે મૂડીદારોના પ્રતિકારને તદ્દન કચડી નાખવામાં આવ્યો હોય, જ્યારે મૂડીદારો ખતમ થઈ ગયા હોય, જ્યારે વર્ગો ન રહ્યા હોય (એટલે કે સમાજના સભ્યો વચ્ચે, ઉત્પાદનનાં સામાજિક સાધનો જોડેના તેમના સંબંધોની બાબતમાં, કશા તફાવતો ન રહ્યા હોય), **માત્ર** ત્યારે જ "રાજ્યનું... અસ્તિત્વ મટી જાય છે", અને "**આઝાદીની વાત કરવાનું શક્ય બને**" છે. ત્યારે જ ખરેખરી પરિપૂર્ણ લોકશાહી, કોઈ પણ જાતના અપવાદો વગરની લોકશાહી, શક્ય બનશે અને સિદ્ધ થશે. ત્યારે જ લોકશાહી **વિલય પામવા** લાગશે, અને તેના કારણમાં એવી સાદી હકીકત હશે કે મૂડીવાદી ગુલામીથી, મૂડીવાદી શોષણની અકથ્ય ભયાનકતાઓ, જંગલિયત, બેહૂદગીઓ, તથા દુરાચરણોથી, મુકત થઈ ગયેલા લોકો સામાજિક સંબંધના સદીઓથી જાણીતા અને સદાચરણ સૂકિતઓમાં હજારો વરસોથી દોહરાવવામાં આવતા પ્રાથમિક નિયમોનું પાલન કરવા ધીરે ધીરે **ટેવાઈ જશે**. તેઓ બળજબરી વગર, જોરજુલમ વગર, તાબેદારી વગર, રાજ્ય તરીકે ઓળખાતા જોરજુલમના **ખાસ તંત્ર વગર**, એ નિયમોનું પાલન કરવા ટેવાઈ જશે.

"રાજ્ય **વિલય પામે છે**" શબ્દોની પસંદગી બહુ સમર્પક છે કારણ કે તેમાં પ્રક્રિયાના ક્રમબદ્ધ તેમ જ સ્વાભાવિક સ્વરૂપનો નિર્દેશ મળે છે. માત્ર ટેવ જ એવી અસર પાડી શકે અને નિઃશંક પાડશે જ, કારણ કે આપણી આસપાસ લાખો પ્રસંગોએ આપણે જોઈએ છીએ કે જ્યારે કોઈ જાતનું શોષણ ન હોય, જ્યારે રોષ ઉપજાવે અને વિરોધ તથા બંડ પેદા કરે તેમ જ **દમનની** આવશ્યકતા ઊભી કરે એવું કશું ન હોય, ત્યારે લોકો સામાજિક સંબંધના જરૂરી નિયમોનું પાલન કરવા કેટલી તત્પરતાથી ટેવાઈ જાય છે.

એટલે મૂડીવાદી સમાજમાં આપણને સંકુચિત, કંગાલ, જૂઠી લોકશાહી મળે છે, એ લોકશાહી માત્ર અમીરો માટે, લઘુસંખ્યા માટે, હોય છે. સર્વહારા વર્ગની સરમુખત્યારી, સામ્યવાદમાં સંક્રમણનો ગાળો, શોષકોનું, લઘુસંખ્યાનું, આવશ્યક દમન કરવાની સાથે સાથે પહેલી જ વાર લોકો માટે, બહુસંખ્યા

માટે, લોકશાહીની સ્થાપના કરે છે. એકલો સામ્યવાદ જ ખરેખરી પરિપૂર્ણ લોકશાહી સ્થાપવા શકિતમાન છે, અને એ લોકશાહી જેટલી વધારે પરિપૂર્ણ હશે એટલી વધારે વહેલી બિનજરૂરી બની જશે તથા આપમેળે વિલય પામી જશે.

બીજા શબ્દોમાં કહીએ તો મૂડીવાદમાં આપણને શબ્દના ખરા અર્થમાં રાજ્ય જોવા મળે છે, અર્થાત્ એક વર્ગ તરફથી બીજા વર્ગને, અને વધુમાં લઘુસંખ્યા તરફથી બહુસંખ્યાને, દબાવી દેવાના ખાસ તંત્ર તરીકે જોવા મળે છે. સ્વાભાવિક છે કે શોષક લઘુસંખ્યા તરફથી શોષિત બહુસંખ્યાને દબાવી દેવાનું કામ સફળતાથી કરવાનું હોય તો દબાવી દેવાની બાબતમાં બેહદ ઝનૂન તથા જંગલિયત જરૂરી બને, લોહીના સાગરો ભરી દેવાનું જરૂરી બને, અને માનવજાતિ ગુલામી, ખેતગુલામી, તથા મજૂરીના તબક્કાઓ દરમિયાન વાસ્તવમાં એવા રકત સાગરો પાર કરતી રહી છે.

વધુમાં, મૂડીવાદમાંથી સામ્યવાદમાં **સંક્રમણ** દરમિયાન દમન **હજુ** જરૂરી હોય છે, પરંતુ તે હવે શોષિત બહુસંખ્યા તરફથી શોષક લઘુસંખ્યાનું દમન હોય છે. ખાસ બંદોબસ્ત, દમનનું ખાસ તંત્ર, "રાજ્ય", **હજુ** જરૂરી હોય છે, પરંતુ હવે તે સંક્રમણાત્મક રાજ્ય હોય છે, તે શબ્દના ખરા અર્થમાં રાજ્ય નથી હોતું કારણ કે **ગઈકાલના** રોજી ગુલામોની બહુસંખ્યા તરફથી શોષકોની લઘુસંખ્યાનું દમન પ્રમાણમાં એટલું સહેલું, સાદું, તથા સ્વાભાવિક કાર્ય છે કે તેમાં ગુલામો, ખેતગુલામો, તથા મજૂરોના વિદ્રોહોને દબાવી દેવાના કાર્યની સરખામણીએ બહુ ઓછું લોહી વહેવડાવવું પડશે, અને તેમાં માનવજાતિને બહુ ઓછી કિંમત ચૂકવવી પડશે. વળી તે વસતિની એટલી વિશાળ બહુસંખ્યામાં લોકશાહીના વિસ્તરણ સાથે સંકળાયેલું છે કે દમનના **ખાસ તંત્રની** આવશ્યકતા લુપ્ત થવા લાગશે. સ્વાભાવિક છે કે શોષકો લોકોને દબાવી દેવાનું કામ તેને માટેના ખૂબ જટિલ તંત્ર વગર ન કરી શકે, પરંતુ **લોકો** તો શોષકોને સાવ સાદા "તંત્ર" વડે પણ, લગભગ "તંત્ર" વગર જ, ખાસ બંદોબસ્ત વગર જ, ખાલી **હથિયારબંધ લોકોના સંગઠન** વડે (ભવિષ્યની વાત કરીને અમે કહીશું કે કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતો જેવાં સંગઠનો વડે), દબાવી દઈ શકે.

છેલ્લે—માત્ર સામ્યવાદ જ રાજ્યને તદ્દન બિનજરૂરી બનાવી દે છે કારણ કે દબાવી દેવાનું કોઈ હોતું જ **નથી**— "કોઈ" એટલે **વર્ગના** અર્થમાં, વસતિના ચોક્કસ વિભાગની વિરુદ્ધ પદ્ધતિસર સંઘર્ષના અર્થમાં. અમે તરંગ વિહારીઓ નથી, અને **અલગ અલગ વ્યક્તિઓ** તરફથી અત્યાચારોની શક્યતા

તથા અનિવાર્યતાને, અથવા **એવા** અત્યાચારો બંધ કરાવી દેવાની આવશ્યકતાને, જરાય નકારતા નથી. પરંતુ પહેલી વાત એ કે તેને માટે કોઈ જાતનું ખાસ તંત્ર, કોઈ જાતનો દમનનો ખાસ બંદોબસ્ત, જરૂરી નથી; એ કામ તો હથિયારબંધ લોકો પોતે જ કરી લેશે, આધુનિક સમાજમાં પણ કોઈ ઝઘડો બંધ કરાવવા અથવા કોઈ બાઈની છેડતી અટકાવવા સભ્ય માણસોનું ટોળું વચ્ચે પડતું હોય છે એટલી જ સાદી રીતે તથા તત્પરતાથી કરી લેશે. અને બીજી વાત—આપણે જાણીએ છીએ કે સામાજિક સંબંધના નિયમોનો ભંગ અંકિત કરતા અત્યાચારોનું મૂળભૂત સામાજિક કારણ લોકોના શોષણમાં, તેમની જરૂરિયાતો તથા તેમની ગરીબીમાં, સમાયેલું હોય છે. એ મુખ્ય કારણને હઠાવી દેવામાં આવે એટલે અત્યાચારો અનિવાર્ય રીતે "**વિલય પામવા**" લાગશે. આપણે નથી જાણતા કે તેઓ કેટલી ઝડપથી અને કેવા ક્રમમાં વિલય પામશે, પરંતુ આપણે બરાબર જાણીએ છીએ કે તેઓ વિલય પામી જશે. તેમનો વિલય થઈ જશે એટલે રાજ્ય પણ **વિલય પામી જશે.**

માર્ક્સે તરંગ વિહારમાં સરી પડયા વગર જેનું વિગતવાર નિરૂપણ કર્યું હતું તેનું, અર્થાત્ સામ્યવાદી સમાજના નીચલા તથા ઉપલા તબક્કાઓ (સોપાનો, કક્ષાઓ) વચ્ચેના તફાવતનું, નિરૂપણ **હવે** એ ભવિષ્યના સંબંધમાં કરી શકાય એમ છે.

## ૩. સામ્યવાદી સમાજનો પહેલો તબક્કો

માર્ક્સે 'ગોથા કાર્યક્રમની મીમાંસા'માં લાસાલના એવા ખ્યાલનું વિગતવાર ખંડન કર્યું છે કે સમાજવાદમાં કામદારને "પોતાના શ્રમની નીપજ પૂરેપૂરી" અથવા "કશા ઘટાડા વગર" હાંસલ થશે. માર્ક્સે બતાવ્યું છે કે સમાજના સમગ્ર સામાજિક શ્રમમાંથી ઉત્પાદનના વિસ્તરણ માટે, યંત્રસામગ્રીના "ઘસારા"ની ખોટ પૂરી દેવા માટે, વગેરે હેતુઓ માટે અનામત ભંડોળ અલગ તારવવું જ પડે. વળી, વપરાશનાં સાધનોમાંથી વહીવટી ખર્ચ તેમ જ શાળાઓ, હૉસ્પિટલો, વૃદ્ધ લોકોના નિવાસો, વગેરે માટે ભંડોળ અલગ તારવવું જ પડે.

લાસાલની ધૂંધળી, અસ્પષ્ટ, સામાન્ય વાતને ("કામદારને પોતાના શ્રમની નીપજ પૂરેપૂરી") બદલે માર્ક્સે ગંભીર અંદાજ આંક્યો છે કે સમાજવાદી સમાજને પોતાનો કારોબાર વાસ્તવમાં કેવી રીતે ચલાવવો પડશે. જેમાં મૂડીવાદ નહિ હોય એવા સમાજના જીવનના સંજોગોનું **વાસ્તવનિષ્ઠ** પૃથક્કરણ કરીને માર્ક્સે જણાવ્યું છે:

"આપણે અહીંયાં એવા સામ્યવાદી સમાજનું પરીક્ષણ કરવાનું છે (કામદારોની પાર્ટીના કાર્યક્રમના પૃથક્કરણના સંબંધમાં) કે જે ખુદ પોતાના જ પાયાઓ પર **વિકસેલો** નહિ પરંતુ એથી ઊલટું મૂડીવાદી સમાજમાંથી હજુ **ઉદય પામી રહેલો** હોય, અને એટલે જે પુરાણા સમાજના ગર્ભમાંથી બહાર આવી રહ્યો હોય તેની દરેક જાતની એંધાણીઓ, આર્થિક, નૈતિક, તથા બૌધિક એંધાણીઓ, ધરાવતો હોય."

એવા સામ્યવાદી સમાજને, મૂડીવાદના ગર્ભમાંથી બહારના પ્રકાશમાં તાજા જ આવેલા અને પુરાણા સમાજની દરેક જાતની એંધાણીઓ ધરાવતા સમાજને, માર્ક્સે સામ્યવાદના "પહેલા" અથવા નીચલા તબક્કા તરીકે ગણાવ્યો છે.

ઉત્પાદનનાં સાધનો અલગ અલગ માણસોની ખાનગી મિલકત નથી રહેતાં. ઉત્પાદનનાં સાધનો આખા સમાજની માલિકીનાં બની જાય છે. સમાજમાં સામાજિક રીતે જરૂરી કામનો અમુક ભાગ કરી આપનાર દરેક સભ્યને સમાજ તરફથી એવા મતલબનું પ્રમાણપત્ર મળે છે કે તેણે અમુક પરિમાણનું કામ કરી આપેલું છે. અને એ પ્રમાણપત્રના આધારે તેને વપરાશી માલના સામાજિક ગોદામમાંથી અનુરૂપ જથ્થામાં ચીજો મળે છે. એ રીતે, જેટલો શ્રમ સામાજિક ભંડોળમાં આપવાનો હોય તેને બાદ કરી લીધા પછી, સમાજ પાસેથી દરેક કામદારને, તેણે સમાજને જેટલું આપ્યું હોય એટલું, મળી રહે છે.

જાણે "સમાનતા"નું જ સામ્રાજ્ય.

પરંતુ એવી સામાજિક વ્યવસ્થાનો (સામાન્ય રીતે સમાજવાદ તરીકે ઓળખાતી, પરંતુ માર્ક્સે સામ્યવાદી સમાજના પહેલા તબક્કા તરીકે ગણાવેલી) ખ્યાલ ધરાવતા લાસાલે તેને "વાજબી વહેંચણી" તરીકે, "શ્રમની સમાન નીપજ અંગે સૌનો સમાન અધિકાર" તરીકે, ગણાવવામાં ભૂલ કરી છે, અને માર્ક્સે એ ભૂલને ઉઘાડી પાડી છે.

માર્ક્સે જણાવ્યું છે કે "સમાન અધિકાર" તો અહીંયાં ચોક્કસ છે જ, પરંતુ તે **હજી** "મૂડીવાદી અધિકાર" છે જે દરેક અધિકારની જેમ **અસમાનતા સૂચિત** કરે છે. દરેક અધિકાર **જુદા જુદા** લોકોને, વાસ્તવમાં એકસરખા ન હોય એવા લોકોને, પરસ્પર સમાન ન હોય એવા લોકોને, **સમાન** માપદંડ લાગુ કરે છે. એટલે "સમાન અધિકાર" સમાનતાનો ભંગ કરે છે, ગેરઈનસાફ છે. હકીકતમાં, બીજા માણસોના જેટલો સામાજિક શ્રમ કરનારા દરેક માણસને સામાજિક નીપજમાંથી સમાન હિસ્સો (ઉપર નિર્દેશવામાં આવેલી અલગ તારવણીઓ પછી) મળે છે.

પરંતુ લોકો એકસરખા નથી હોતા: એક માણસ જોરાવર હોય છે તો બીજો કમજોર હોય છે, એક પરણેલો હોય છે તો બીજો પરણેલો નથી હોતો, એકને વધારે બાળકો હોય છે તો બીજાને ઓછાં હોય છે, વગેરે. માર્ક્સે આવો નિષ્કર્ષ તારવ્યો છે:

"...સમાન શ્રમ કરવામાં આવે અને તેના આધારે સામાજિક વપરાશી ભંડોળમાંથી સમાન હિસ્સા આપવામાં આવે તો વાસ્તવમાં એક માણસને બીજા માણસથી વધારે મળે, એક માણસ બીજા માણસથી વધારે માલદાર બની રહે, વગેરે. એવી બધી ખામીઓથી બચી રહેવું હોય તો અધિકારને **સમાન** નહિ પણ અસમાન રાખવો પડશે..."

એટલે, સામ્યવાદના પહેલા તબક્કામાં ઈનસાફ તથા સમાનતા સ્થાપવાના સંજોગો હજુ નથી હોતા: સંપદાના સંબંધમાં તફાવતો, અને ગેરઈનસાફી તફાવતો, હજુ ચાલુ રહેવાના, પરંતુ માનવીના હાથે માનવીનું **શોષણ** અશક્ય **બની** જશે કારણ કે **ઉત્પાદનનાં સાધનોને**—કારખાનાં, યંત્રો, જમીન, વગેરે—કબજે કરી લેવાનું તથા ખાનગી મિલકત બનાવી દેવાનું અશક્ય બની રહેશે. **સામાન્ય રૂપમાં** "સમાનતા" તથા "ઈનસાફ" વિશે લાસાલની નિમ્ન-મૂડીવાદી અસ્પષ્ટ વાતોનું ખંડન કરીને માર્ક્સે સામ્યવાદી સમાજના **વિકાસનો ક્રમ** બતાવ્યો છે. સામ્યવાદી સમાજ આરંભમાં તો **કેવળ** એવા ગેરઈનસાફને જ **આવશ્યક રૂપે** નાબૂદ કરી નાખે છે કે જે અલગ અલગ વ્યક્તિઓએ કબજે કરી લીધેલાં ઉત્પાદનનાં સાધનો સાથે સંકળાયેલો હોય છે, પરંતુ "શ્રમના પરિમાણ અનુસાર" (જરૂરિયાતો અનુસાર નહિ) વપરાશી માલની વહેંચણીમાં સમાયેલા બીજા ગેરઈનસાફને તત્કાળ નાબૂદ કરી નાખવા તે **અસમર્થ** હોય છે.

મૂડીવાદી પંડિતો તેમ જ "આપણા" તુગાન સમેત ભ્રષ્ટ અર્થશાસ્ત્રીઓ લગાતાર સમાજવાદીઓને લોકોની અસમાનતા ભૂલી જવાનો તથા એ અસમાનતા ખતમ કરી નાખવાનાં "સ્વપ્નોમાં રાચતા રહેવાનો" દોષ દેતા હોય છે. આપણે જોઈએ છીએ કે એવું દોષારોપણ તો મૂડીવાદી વિચારકોની તદ્દન અજ્ઞાનતા જ સાબિત કરે છે.

માર્ક્સે ઈન્સાનોની અનિવાર્ય અસમાનતાને અત્યંત કાળજીથી લક્ષમાં રાખી છે એટલું જ નહિ પરંતુ એ હકીકતને પણ લક્ષમાં રાખી છે કે ખાલી ઉત્પાદનનાં સાધનોને આખા સમાજની સહિયારી મિલકતમાં પલટાવી નાખવાથી (જેને

સામાન્ય રીતે "સમાજવાદ" ગણાવવામાં આવે છે) જ કંઈ વહેંચણીની ખામીઓ તથા "મૂડીવાદી અધિકાર"ની અસમાનતા **દૂર નથી થઈ જતી**, તેનું **વર્ચસ્વ** તો નીપજોનું વિભાજન "શ્રમના પરિમાણ અનુસાર" થતું રહે ત્યાં સુધી **ચાલુ રહેશે**. માર્ક્સે આગળ જણાવ્યું છે:

"...પરંતુ મૂડીવાદી સમાજમાંથી પ્રસવની લાંબી પીડા પછી ઉદય પામેલા સામ્યવાદી સમાજના પહેલા તબક્કામાં એવી ખામીઓ અનિવાર્ય છે. અધિકારનું સ્થાન સમાજના આર્થિક માળખાથી અને તેના આધારે નિર્ધારિત થતા સાંસ્કૃતિક વિકાસથી ઊંચું કદી ન જ હોઈ શકે..."

એટલે, સામ્યવાદના પહેલા તબક્કામાં (જેને સામાન્ય રીતે સમાજવાદ ગણાવવામાં આવે છે) "મૂડીવાદી અધિકાર"ને પૂરેપૂરો **નહિ** પરંતુ અમુક અંશે જ, સિદ્ધ થઈ ચૂકેલી આર્થિક ક્રાંતિના પ્રમાણમાં જ, અર્થાત્ ઉત્પાદનનાં સાધનોના સંબંધમાં જ, નાબૂદ કરી નાખવામાં આવે છે. ઉત્પાદનનાં સાધનોને "મૂડીવાદી અધિકાર" અલગ-અલગ માણસોની ખાનગી મિલકત તરીકે માન્ય કરે છે. સમાજવાદ તેમને સૌની **સહિયારી** મિલકત બનાવી દે છે. **એટલી હદે**—અને માત્ર એટલી હદે જ—"મૂડીવાદી અધિકાર" અદૃશ્ય થાય છે.

પરંતુ તેનો બાકીનો ભાગ ચાલુ રહે છે, તે સમાજના સભ્યોની અંદર નીપજોની વહેંચણી તથા શ્રમની ફાળવણીમાં નિયામક (નિર્ધારક ઘટક) તરીકે ચાલુ રહે છે. "જે કામ ન કરે તે ખાય પણ નહિ"નો સમાજવાદી સિદ્ધાંત અમલી **બની જાય** છે, "શ્રમના સરખા પરિમાણના બદલામાં નીપજોનો સરખો જથ્થો"નો બીજો સમાજવાદી સિદ્ધાંત પણ અમલી **બની જાય** છે. પરંતુ તે હજુ સામ્યવાદ નથી, અસમાન માણસોને શ્રમનાં અસમાન (વાસ્તવમાં અસમાન) પરિમાણોના બદલામાં નીપજોના સમાન જથ્થા આપતો "મૂડીવાદી અધિકાર" તેમાં હજુ નાબૂદ નથી થતો.

માર્ક્સ જણાવે છે કે તે ખામી છે, પરંતુ સામ્યવાદના પહેલા તબક્કામાં અનિવાર્ય છે; કારણ કે આપણે તરંગ વિહારમાં ન સરી પડવું હોય તો એવી ધારણા રાખવી જ ન જોઈએ કે મૂડીવાદને ઉથલાવી પાડવામાં આવે એટલે તરત જ લોકો **અધિકારના કશા ધોરણ વગર** સમાજ માટે કામ કરતાં શીખી જશે. વળી, મૂડીવાદની નાબૂદી એવા પરિવર્તન માટે જરૂરી આર્થિક સંજોગો **તત્કાળ પેદા નથી કરતી**.

અને "મૂડીવાદી અધિકાર" સિવાય બીજું કોઈ ધોરણ હોતું જ નથી. એટલે, એટલા પ્રમાણમાં રાજ્યની જરૂરત હજુ બાકી રહે છે, તે ઉત્પાદનનાં સાધનોની સહિયારી માલિકી સલામત રાખવાની સાથે સાથે શ્રમમાં તેમ જ નીપજોની વહેંચણીમાં સમાનતાને સલામત રાખશે.

રાજ્ય માત્ર એટલા પૂરતું જ વિલય પામે છે કે કોઈ મૂડીદારો નથી રહેતા, કોઈ વર્ગો નથી રહેતા, અને એટલે કોઈ **વર્ગને દબાવી દેવાનો** સવાલ જ નથી રહેતો.

પરંતુ રાજ્ય હજુ પૂરો વિલય નથી પામતું કારણ કે વાસ્તવિક અસમાનતાને પુનિત બનાવતા "મૂડીવાદી અધિકાર"ને સલામત રાખવાનું કામ હજુ બાકી હોય છે. રાજ્યના પૂરેપૂરા વિલય માટે પરિપૂર્ણ સામ્યવાદ આવશ્યક છે.

## ૪. સામ્યવાદી સમાજનો ઉચ્ચતર તબક્કો

માર્ક્સે આગળ લખ્યું છે:

"...સામ્યવાદી સમાજનો ઉચ્ચતર તબક્કામાં, શ્રમના વિભાજનના સંબંધમાં માનવીની ગુલામીભરી તાબેદારી તેમ જ તેની સાથે સાથે માનસિક અને શારીરિક શ્રમ વચ્ચેનો વિરોધ પણ અદૃશ્ય થઈ જાય તે પછી, શ્રમ કેવળ ગુજરાનું સાધન જ નહિ પરંતુ જિંદગીની પહેલી જરૂરિયાત બની જાય તે પછી, માનવીના સર્વાંગી વિકાસની સાથે ઉત્પાદક શકિતઓમાં વૃદ્ધિ થાય અને સહકારી સંપદાના ઝરા વિપુલ પ્રમાણમાં વહેવા લાગે તે પછી—ત્યારે જ મૂડીવાદી અધિકારની સાંકડી ક્ષિતિજને પૂરેપૂરી પાર કરી શકાય, અને સમાજ પોતાના ઝંડાઓ પર અંકિત કરી શકે: 'દરેક પાસેથી તેની શકિત અનુસાર, દરેકને તેની જરૂરિયાતો અનુસાર!'"

"આઝાદી" અને "રાજ્ય" શબ્દોને જોડી દેવાની બેહૂદગીની બેરહમ હાંસી ઉડાવતાં એંગેલ્સનાં વિધાનોની યથાર્થતાને આપણે હવે જ બરાબર સમજી શકીએ છીએ. જ્યાં સુધી રાજ્ય હયાત રહે ત્યાં સુધી આઝાદી હોય જ નહિ. જ્યારે આઝાદી હશે ત્યારે રાજ્ય નહિ હોય.

રાજ્યના પૂરેપૂરા વિલયના આર્થિક આધારમાં સામ્યવાદના વિકાસની એટલી ઊંચી કક્ષા અંકિત થાય છે કે જેમાં માનસિક અને શારીરિક શ્રમ વચ્ચેનો વિરોધ

અદૃશ્ય થઈ જાય છે, અને તેના પરિણામે આધુનિક **સામાજિક** અસમાનતાના મુખ્ય સ્રોતોમાંનો એક — વળી એવો સ્રોત કે જેને ઉત્પાદનનાં સાધનો ખાલી સામાજિક માલિકીનાં બનાવી દેવાથી, મૂડીદારોના ખાલી માલિકીહરણથી, તત્કાળ ખતમ કોઈ રીતે ન જ કરી શકાય — અદૃશ્ય થઈ જાય છે.

એવું માલિકીહરણ ઉત્પાદક શકિતઓને પારાવાર પ્રમાણમાં વિકસાવવાનું **શક્ય** બનાવશે. અને આપણે જોઈએ છીએ કે મૂડીવાદ કેવી રીતે એ વિકાસને ક્યારનો માન્યામાં ન આવે એટલો **અવરોધી રહ્યો છે**, આપણે જોઈએ છીએ કે ટેકનીકના સિદ્ધ થઈ ચૂકેલા ધોરણના આધારે કેટલી બધી પ્રગતિ સાધી શકાય એમ છે, એટલે આપણને પૂરા વિશ્વાસથી એમ કહેવાનો અધિકાર છે કે મૂડીદારોનું માલિકીહરણ અનિવાર્ય રીતે માનવ સમાજની ઉત્પાદક શકિતઓના પારાવાર વિકાસમાં પરિણમશે જ. પરંતુ એ વિકાસ કેટલો ઝડપથી થશે, અને શ્રમના વિભાજનથી અળગો થઈ જવાની, માનસિક અને શારીરિક શ્રમ વચ્ચેના વિરોધને ખતમ કરી નાખવાની, શ્રમને "જિંદગીની પહેલી જરૂરિયાત"માં પલટાવી નાખવાની, કક્ષાએ કેટલો જલદી પહોંચી જશે — આપણે જાણતા નથી અને જાણી **શકીએ નહિ**.

એટલે જ આપણને કેવળ રાજ્યના અનિવાર્ય વિલયની વાત કરવાનો, એ પ્રક્રિયાના દીર્ઘકાલીન સ્વરૂપ તથા સામ્યવાદના **ઉચ્ચતર તબક્કાના** વિકાસના વેગ ઉપર તેના આધારની વાત ભારપૂર્વક કરવાનો, અધિકાર છે, પરંતુ વિલય માટે જરૂરી સમય કે તેનાં રૂપોના સવાલને આપણે ખુલ્લો રહેવા દેવો જોઈએ કારણ કે તેના જવાબ માટેની સામગ્રી મોજૂદ **નથી**.

જ્યારે સમાજ "દરેક પાસેથી તેની શકિત અનુસાર, દરેકને તેની જરૂરિયાતો અનુસાર"નો સિદ્ધાંત અપનાવી લે, અર્થાત્ જ્યારે લોકો સામાજિક સંબંધના મૂળભૂત નિયમોનું પાલન કરવા એટલા ટેવાઈ જાય અને તેમનો શ્રમ એટલો ઉત્પાદક બની જાય કે તેઓ સ્વેચ્છાએ **પોતાની શક્તિ અનુસાર** કામ કરવા લાગે, ત્યારે રાજ્યનો સંપૂર્ણ વિલય શક્ય બનશે. "મૂડીવાદી અધિકારની સાંકડી ક્ષિતિજ" — જે માણસને શેઈલોકની[39] માફક લાગણીશૂન્ય ગણતરીઓ કરવાની હાલતમાં ધકેલી દે છે કે પોતે કદાચ બીજા કોઈથી અરધો કલાક વધારે કામ કર્યું હોય, પોતાને કદાચ બીજા કોઈથી ઓછું વેતન મળતું હોય — એવી સાંકડી ક્ષિતિજ ત્યારે પાર થઈ જશે. પછી સમાજને નીપજોની વહેંચણી કરતી વેળા દરેકને મળવાના જથ્થાનું નિયમન કરવું જ નહિ પડે, દરેક માણસ છૂટથી "પોતાની જરૂરિયાતો અનુસાર" લઈ લેશે.

મૂડીવાદી દૃષ્ટિબિંદુથી જોતાં, એવી સામાજિક વ્યવસ્થાને "નર્યો તરંગ વિહાર" જાહેર કરી દેવાનું, અને વ્યકિતગત નાગરિકના શ્રમ ઉપર કશા નિયંત્રણ વગર સમાજ પાસેથી મનફાવે એટલાં લહેજતદાર ખાણાંપીણાં, મોટરગાડીઓ, પિયાનો, વગેરે મેળવવાના અધિકારનું દરેકને વચન આપવા બદલ સમાજવાદીઓનો ઉપહાસ કરવાનું, આસાન છે. મોટા ભાગના મૂડીવાદી "મહાપંડિતો" હજુયે એવા ઉપહાસ પૂરતા જ સીમિત રહે છે અને એ રીતે પોતાનું અજ્ઞાન તેમ જ મૂડીવાદનો સ્વાર્થી બચાવ ઉઘાડાં પાડી દે છે.

અજ્ઞાન—કારણ કે કોઈ પણ સમાજવાદીના મગજમાં એવું "વચન આપવાનો" ખ્યાલ કદી પેદા થયો જ નથી કે સામ્યવાદના વિકાસનો ઉચ્ચતર તબક્કો આવશે જ, અને એ તબક્કો આવવા સંબંધી મહાન સમાજવાદીઓની **આગાહીની** બાબતમાં કહેવું જોઈએ કે તેમાં સમાયેલી પૂર્વધારણા નથી શ્રમની હાલની ઉત્પાદકતાની અને **નથી હાલના** પામર જીવોની કે જે પોમ્યાલોવ્સ્કીની વાર્તાઓમાંના પાઠશાળાઓના છોકરાઓની[40] જેમ સાવ વ્યર્થ રીતે સામાજિક સંપત્તિના ભંડારોને બરબાદ કરવાની તથા અશક્ય માગણીઓ કરવાની જ આવડત ધરાવતા હોય છે.

સામ્યવાદનો "ઉચ્ચતર" તબક્કો ન આવે ત્યાં સુધી સમાજવાદીઓ શ્રમના પ્રમાણ ઉપર તથા વપરાશના પ્રમાણ ઉપર સમાજ તરફથી તથા **રાજ્ય તરફથી વધારેમાં વધારે** કડક નિયંત્રણની માગણી કરે છે. પરંતુ એ નિયંત્રણની **શરૂઆત** મૂડીદારોના માલિકીહરણથી થવી જોઈએ, મૂડીદારોની ઉપર કામદારોને હસ્તક નિયંત્રણની સ્થાપનાથી થવી જોઈએ, અને તેને અમલમાં મૂકવાની કામગીરી નોકરશાહોના રાજ્યે નહિ પરંતુ **હથિયારબંધ કામદારોના** રાજ્યે કરવી જોઈએ.

મૂડીવાદી વિચારકો તરફથી (તેમ જ ત્સેરેતેલીઓ, ચેર્નોવો, અને કંપની જેવા તેમના ખાંધિયાઓ તરફથી) મૂડીવાદનો સ્વાર્થી બચાવ એ હકીકતમાં જાહેર થાય છે કે તેઓ દૂરના ભવિષ્ય સંબંધી દલીલો તથા વાતોને **વર્તમાન** રાજકારણના પ્રાણભૂત તથા તાકીદના સવાલના **સ્થાને મૂકી** દે છે. એ સવાલ મૂડીદારોના માલિકીહરણનો, **તમામ** નાગરિકોને **એક જ** વિશાળ "સિંડિકેટ"ના—સમગ્ર રાજ્યના—કામદારો તથા બીજા કર્મચારીઓમાં પલટાવી નાખવાનો, અને એ સિંડિકેટની સઘળી કામગીરીઓને ખરેખરા લોકશાહીવાદી રાજ્યના, **કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોના રાજ્યના**, પૂરા આધિપત્યમાં રાખવાનો છે.

હકીકતમાં, જ્યારે કોઈ વિદ્વાન પંડિત, અને તેને પગલે પગલે કોઈ

કૂપમંડૂક, અને તેને પગલે પગલે સજજનો ત્સેરેતેલીઓ તથા ચેર્નોવો, નિરંકુશ તરંગ વિહારની, બોલ્શેવિકોનાં ભાષણિયાં વચનોની, તેમ જ સમાજવાદ "દાખલ કરવાની" અશક્યતાની વાતો કરે છે ત્યારે તેના મનમાં સામ્યવાદની ઉચ્ચતર કક્ષા, અથવા તબક્કો, હોય છે, જેને "દાખલ કરવાનો" વાયદો કોઈએ નથી કર્યો એટલું જ નહિ પરંતુ વિચાર સુદ્ધાં નથી કર્યો કારણ કે તેને "દાખલ કરવાનું" સાવ અશક્ય છે.

અહીંયાં આપણે સમાજવાદ અને સામ્યવાદ વચ્ચેના તફાવતના સવાલ પર પહોંચીએ છીએ, જેનો ઉલ્લેખ "સામાજિક-લોકશાહીવાદી" નામ ગલત હોવા અંગેની એંગેલ્સની ઉપરોક્ત દલીલમાં કરવામાં આવ્યો છે. સામ્યવાદના પહેલા, અથવા નીચલા, અને ઉચ્ચતર તબક્કા વચ્ચેનો રાજકીય તફાવત વખત જતાં ઘણું કરીને જબ્બર બની રહેશે. પરંતુ હાલ, મૂડીવાદના સમયમાં, એ તફાવતની જાહેરાત કરવાનું તો હાસ્યાસ્પદ જ ગણાય, અને માત્ર કોઈ છૂટાછવાયા અરાજકતાવાદીઓ જ કદાચ તેને ખાસ મહત્ત્વ આપે (સ્વમાન તથા અંતરાત્મા હજુ જાળવી રાખનારા થોડાક અરાજકતાવાદીઓમાંના એક ગેની રજૂઆત મુજબ ક્રોપોતકિનો, ગ્રાવ, કોર્નેલિસ્સેન, તથા અરાજકતાવાદના બીજા "સિતારાઓ"ના, સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓમાં અથવા "અરાજકતાવાદી-ખાઈપંથીઓ"માં, "પ્લેખાનોવપંથી' પરિવર્તનમાંથી કશું જ ન શીખેલા માણસો અરાજકતાવાદીઓની અંદર હજુ બાકી હોય તો).

પરંતુ સમાજવાદ અને સામ્યવાદ વચ્ચેનો વૈજ્ઞાનિક તફાવત સ્પષ્ટ છે. જેને સામાન્ય રીતે સમાજવાદ કહેવામાં આવે છે તેને માર્ક્સે સામ્યવાદનો "પહેલો", અથવા નીચલો, તબક્કો ગણાવ્યો હતો. તેમાં ઉત્પાદનનાં સાધનો સૌની **સહિયારી** મિલકત બની જાય છે એટલે સામ્યવાદ શબ્દ તેને પણ લાગુ થાય છે, પરંતુ આપણે ભૂલવું ન જોઈએ કે તે પરિપૂર્ણ સામ્યવાદ **નથી**. માર્ક્સનાં વિવરણોમાં ભારે મહત્ત્વની વાત એ છે કે તેમણે અહીંયાં પણ ભૌતિકવાદી દ્વંદ્વાત્મકતાનો સિદ્ધાંત, વિકાસનો સિદ્ધાંત, સુસંગત રીતે લાગુ કર્યો છે, અને સામ્યવાદને મૂડીવાદ**માંથી** વિકાસ પામતા કશાક તરીકે ગણાવ્યો છે. પંડિતાઈથી ઉપજાવી કાઢવામાં આવેલી, "ઘડી કાઢવામાં આવેલી", વ્યાખ્યાઓ તથા શબ્દો અંગેના નિરર્થક વિવાદોને (સમાજવાદ એટલે શું? સામ્યવાદ એટલે શું?) બદલે માર્ક્સે, જેને સામ્યવાદની આર્થિક પરિપકવતાની કક્ષાઓ ગણાવી શકાય તેનું પૃથક્કરણ આપ્યું છે.

સામ્યવાદ પહેલા તબક્કામાં, અથવા પહેલી કક્ષામાં, આર્થિક દૃષ્ટિએ

એકદમ પરિપક્વ અને મૂડીવાદની પરંપરાઓ અથવા અવશેષોથી તદ્દન મુકત હજુ **ન** હોઈ શકે. એટલે રસપ્રદ પરિઘટના જોવા મળે છે કે સામ્યવાદના પહેલા તબક્કામાં "**મૂડીવાદી** અધિકારની સાંકડી ક્ષિતિજ" હજુ જળવાઈ રહે છે. બેશક, વપરાશી માલની વહેંચણી સંબંધી મૂડીવાદી અધિકારમાં **મૂડીવાદી રાજ્યના** અસ્તિત્વની પૂર્વધારણા અનિવાર્ય રીતે સામેલ હોય છે કારણ કે અધિકારનાં ધોરણોના પાલનને **અમલી બનાવવા** શકિતમાન તંત્ર વગર તો અધિકાર એટલે કંઈ જ ન ગણાય.

તેમાંથી ફલિત થાય છે કે સામ્યવાદમાં અમુક સમય માટે કેવળ મૂડીવાદી અધિકાર જ નહિ પરંતુ મૂડીવાદી રાજ્ય પણ ચાલુ રહે છે, જોકે મૂડીદાર વર્ગ વગર!

આ કદાચ વિરોધાભાસ અથવા ખાલી દ્વંદ્વાત્મક ઉખાણું લાગે, જેનો આક્ષેપ માર્ક્સવાદના અસાધારણ ગહન અંતસ્તત્ત્વનો અભ્યાસ કરવાની જરાક સરખીયે તક્લીફ ન લેનારા માણસો ઘણી વાર માર્ક્સવાદની ઉપર લગાવતા હોય છે.

પરંતુ વાસ્તવમાં પુરાતનના, નૂતનમાં ચાલુ રહેતા, અવશેષો જીવનમાં દરેક પગલે પ્રકૃતિમાં તેમ જ સમાજમાં આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે. માર્ક્સે "મૂડીવાદી અધિકાર"નો ભંગાર સામ્યવાદમાં આપખુદીથી સામેલ નહોતો કરી દીધો પરંતુ મૂડીવાદના **ગર્ભમાંથી** ઉદય પામી રહેલા સમાજમાં જે કંઈ આર્થિક તથા રાજકીય દૃષ્ટિએ અનિવાર્ય હતું તેનો નિર્દેશ કર્યો હતો.

લોકશાહી કામદાર વર્ગ માટે મૂડીદારોની સામે પોતાની મુકિતના સંઘર્ષમાં બેહદ મહત્ત્વ ધરાવે છે. પરંતુ લોકશાહી એવી સીમા કોઈ રીતે નથી કે જેને ઓળંગી ન શકાય, તે તો સામંતશાહીમાંથી મૂડીવાદ અને મૂડીવાદમાંથી સામ્યવાદના માર્ગે આવતી કક્ષાઓમાંની કેવળ એક કક્ષા જ છે.

લોકશાહી એટલે સમાનતા. આપણે સમાનતાનું અર્થઘટન **વર્ગોની** નાબૂદી તરીકે કરીએ તો સમાનતા માટે સર્વહારા વર્ગના સંઘર્ષનું અને સૂત્ર તરીકે સમાનતાનું ભારે મહત્ત્વ સ્પષ્ટ થઈ જશે. પરંતુ લોકશાહી એટલે માત્ર **ઔપચારિક** સમાનતા. અને ઉત્પાદનનાં સાધનોની માલિકીના **સંબંધમાં** સમાજના સઘળા સભ્યોની સમાનતા, અર્થાત્ શ્રમ તથા વેતનની સમાનતા, સાધી લેવામાં આવે કે તરત જ માનવજાતિ સમક્ષ અનિવાર્ય રીતે આગળ ધપવાનો, ઔપચારિક સમાનતામાંથી વાસ્તવિક સમાનતામાં પહોંચી જવાનો, અર્થાત્ "દરેક પાસેથી તેની શકિત અનુસાર, દરેકને તેની જરૂરિયાતો અનુસાર"ના નિયમના અમલનો, સવાલ ઉપસ્થિત થશે. આપણે જાણતા નથી અને જાણી શકીએ નહિ કે માનવજાતિ

એ સર્વોચ્ચ લક્ષ્ય તરફ કેવી કેવી કક્ષાઓ મારફત, કેવાં કેવાં અમલી કદમો મારફત, આગળ ધપશે. પરંતુ એટલું સમજી લેવાની વાત મહત્ત્વની છે કે ચેતનહીન, જડ, કાયમને માટે નક્કી થઈ ચૂકેલા કશાક તરીકે સમાજવાદની સાધારણ મૂડીવાદી વિભાવનામાં કેટલું પારાવાર જૂઠાણું સમાયેલું છે, અને **કેવળ** સમાજવાદ જ સામાજિક તથા ખાનગી જીવનમાં પહેલાં વસતિની **બહુસંખ્યાને** અને પછી સમગ્ર વસતિને આવરી લેતું વેગીલું, અસલી, ખરેખરું લોકવ્યાપી આગેકૂચ આંદોલન બની રહેશે.

લોકશાહી તો રાજ્યનું એક રૂપ છે, એક પ્રકાર છે. એટલે, દરેક રાજ્યની જેમ તે એક તરફ લોકોની વિરુદ્ધ જોરજુલમના સંઘટિત પદ્ધતિસર ઉપયોગનું પ્રતિનિધિત્વ કરે છે, અને બીજી તરફ નાગરિકોની સમાનતાને ઔપચારિક માન્યતા અંકિત કરે છે, રાજ્યનું માળખું નિર્ધારિત કરવાનો તથા રાજ્યનો કારોબાર ચલાવવાનો સૌનો સમાન અધિકાર સૂચિત કરે છે. તેનું વળતું પરિણામ એવું આવે છે કે લોકશાહીના વિકાસમાં અમુક કક્ષાએ તે પહેલાં તો મૂડીવાદની સામે ક્રાંતિકારી સંઘર્ષ લડતા વર્ગને, સર્વહારા વર્ગને, એકસૂત્રે સાંકળી લે છે અને તેને માટે મૂડીવાદી રાજ્ય તંત્રને, પ્રજાસત્તાકપંથી-મૂડીવાદી રાજ્ય તંત્રને પણ, સ્થાયી સેનાને, પોલીસને, તથા નોકરશાહીને કચડી નાખવાનું, છિન્નભિન્ન કરી નાખવાનું, ધરતીના પટ ઉપરથી નાબૂદ કરી નાખવાનું અને તેના સ્થાને **વધારે** લોકશાહીવાદી રાજ્ય તંત્ર, પરંતુ રાજ્ય તંત્ર તો ખરું જ, સ્થાપવાનું શક્ય બનાવે છે, જે હથિયારબંધ કામદાર સમુદાયના રૂપનું હોય છે અને સમગ્ર વસતિને આવરી લેતા મિલિશિયાની રચના શરૂ કરી દે છે.

અહીંયાં "પરિમાણ ગુણવત્તામાં પલટાઈ જાય છે": લોકશાહીવાદના **એવા** પ્રમાણમાં મૂડીવાદી સમાજની સીમાઓને પાર કરી જવાનું કદમ અને એ સમાજની સમાજવાદી પુનર્ઘટનાનો આરંભ સૂચિત છે. જો રાજ્યના કારોબારમાં ખરેખર **સૌ** ભાગ લે તો મૂડીવાદ પોતાનો કાબૂ ટકાવી ન શકે. અને મૂડીવાદનો વિકાસ ખુદ એવા **પૂર્વસંજોગો** પેદા કરે છે કે જે ખરેખર "સૌને" માટે રાજ્યના કારોબારમાં ભાગ લેવાનું **શક્ય બનાવે**. તેમાંના કેટલાક પૂર્વસંજોગો આવા છે: સાર્વજનીન અક્ષરજ્ઞાન, જે કેટલાય અધિકતમ ઉન્નત મૂડીવાદી દેશોમાં ક્યારનું સિદ્ધ થઈ ગયું છે, અને ટપાલ સેવા, રેલવે, મોટાં કારખાનાં, મોટા પાયાનું વાણિજ્ય, બૅંકિંગ, વગેરેના વિશાળ, જટિલ, સમાજીકૃત તંત્રમાં લાખોકરોડો કામદારોની "તાલીમ તથા શિસ્ત"

એવા **આર્થિક** પૂર્વસંજોગો પેદા થઈ જાય તો મૂડીદારો તથા નોકરશાહોને

ઉથલાવી પાડ્યા પછી ઉત્પાદન તથા વહેંચણી ઉપરના **નિયંત્રણમાં**, શ્રમ તથા નીપજોના **હિસાબકિતાબની** કામગીરીમાં, તેમના સ્થાને તત્કાળ, રાતોરાત, હથિયારબંધ કામદારોને, સમગ્ર હથિયારબંધ વસતિને, ગોઠવી દેવાનું બરાબર શક્ય છે. (નિયંત્રણ તથા હિસાબકિતાબના સવાલને ઍંજિનિયરો, કૃષિવિજ્ઞાનીઓ, વગેરેના વૈજ્ઞાનિક તાલીમ પામેલા સ્ટાફના સવાલ જોડે ગોટાળે ન ચડાવી દેવો જોઈએ. એ સજ્જનો તો આજે મૂડીદારોની મંછાઓને વશ થઈને કામ કરે છે અને આવતીકાલે હથિયારબંધ કામદારોની મંછાઓને વશ થઈને એથીયે બહેતર કામ કરશે.)

હિસાબકિતાબ અને નિયંત્રણ—સામ્યવાદી સમાજના પહેલા તબક્કાની "સરળ કામગીરી" માટે, સમુચિત કામગીરી માટે, **મુખ્યત્વે** તેની જરૂર છે. **તમામ** નાગરિકોને હથિયારબંધ કામદારોની જેમ રાજ્યના પગારદાર નોકરોમાં પલટાવી નાખવામાં આવે છે. **તમામ** નાગરિકો **એક જ** દેશવ્યાપી રાજ્ય "સિંડિકેટ"ના કર્મચારીઓ તથા કામદારો બની જાય છે. માત્ર એટલું જ જરૂરી છે કે તેઓ સમાન રીતે કામ કરે, પોતાના વાજબી ભાગનું કામ કરી આપે, અને સમાન વેતન મેળવે. તેને માટે જરૂરી હિસાબકિતાબ તથા નિયંત્રણને મૂડીવાદે તદ્દન **સાદાં** બનાવી દીધાં છે અને અક્ષરજ્ઞાન ધરાવતો કોઈ પણ માણસ કરી શકે એવી દેખરેખ તથા નોંધણીની, ગણિતના ચાર નિયમો શીખી લેવાની, તથા સરખી રસીદો આપવાની એકદમ સાદી કામગીરીઓમાં પલટાવી નાખ્યાં છે.*

જ્યારે **મોટા ભાગના** લોકો સ્વતંત્ર રીતે તથા દરેક ઠેકાણે એવો હિસાબ રાખવાનું અને મૂડીદારો (હવે કર્મચારીઓમાં પલટાવી નાખવામાં આવેલા માણસો) ઉપર તેમ જ પોતાની મૂડીવાદી ટેવોને વળગી રહેતા બુદ્ધિજીવી સજ્જનો ઉપર એવું નિયંત્રણ લાગુ કરવાનું શરૂ કરી દેશે ત્યારે એ નિયંત્રણ ખરેખર સાર્વત્રિક, સર્વસામાન્ય, તથા સાર્વજનીન બની જશે અને તેનાથી કોઈ બચી નહિ શકે, "ક્યાંય છટકી નહિ શકે".

---

*જ્યારે રાજ્યની વધારે મહત્ત્વની કામગીરીઓ ખુદ કામદારોને હસ્તક એવા હિસાબકિતાબ તથા નિયંત્રણમાં પલટાઈ જશે ત્યારે તે "રાજકીય રાજ્ય" મટી જશે તેમ જ "સામાજિક કામગીરીઓનાં રાજકીય રૂપલક્ષણો ખતમ થઈ જશે અને તેઓ ખાલી વહીવટી કામગીરીઓ બની રહેશે" (જુઓ ઉપર, પ્રકરણ ૪, ૨, ઍંગેલ્સનો અરાજકતાવાદીઓ સાથે વાદવિવાદ).

સમગ્ર સમાજ શ્રમ તથા વેતનની સમાનતા જાળવતું એક જ કાર્યાલય, એક જ કારખાનું, બની રહેશે.

પરંતુ સર્વહારા વર્ગ મૂડીદારોને પરાજિત કરી દીધા પછી, શોષકોને ઉથલાવી પાડયા પછી, જેને આખા સમાજમાં વિસ્તારી દેશે એવી એ "કારખાના" શિસ્ત આપણો આદર્શ કે આપણું અંતિમ લક્ષ્ય કોઈ રીતે નથી જ. એ તો સમાજમાંથી મૂડીવાદી શોષણનાં સઘળાં દુરાચરણો તથા ધૃણાસ્પદ તત્ત્વોને તદ્દન સાફ કરી નાખવા માટેનું **તેમ જ અધિક** પ્રગતિ **માટેનું** કેવળ જરૂરી **કદમ** જ છે.

જે ઘડીએ સમાજના સઘળા અથવા, ઓછામાં ઓછું, વ્યાપક બહુસંખ્યાના સભ્યો રાજ્યનો કારોબાર **ખુદ** ચલાવતાં શીખી લે, એ કામ પોતાના હાથમાં લઈ લે, નજીવી મૂડીવાદી લઘુસંખ્યાની ઉપર તેમ જ પોતાની મૂડીવાદી ટેવોને વળગી રહેવા માગતા સજ્જનોની ઉપર તથા મૂડીવાદે એકદમ ભ્રષ્ટ બનાવી દીધેલા કામદારોની ઉપર નિયંત્રણ સ્થાપી દે— તે ઘડીથી સામાન્ય રૂપે કોઈ પણ જાતની સરકારની જરૂરત જ અદૃશ્ય થવા લાગે છે. લોકશાહી જેમ જેમ વધારે પરિપૂર્ણ બનતી જાય તેમ તેમ તે બિનજરૂરી બની રહેવાની ઘડી વધારે નજીક આવતી જાય છે. હથિયારબંધ કામદારોનું બનેલું, અને "શબ્દના ખરા અર્થમાં રાજ્ય ન" રહેલું, "રાજ્ય" જેમ જેમ વધારે લોકશાહીવાદી બનતું જાય તેમ તેમ **કોઈ પણ રૂપનું** રાજ્ય વધારે ઝડપથી વિલય પામવા લાગે છે.

જ્યારે **સૌ** સામાજિક ઉત્પાદનનો વહીવટ કરતાં શીખી ગયા હોય અને વાસ્તવમાં સ્વતંત્ર રીતે કરતા હોય, સ્વતંત્ર રીતે હિસાબકિતાબ રાખતા હોય, અને પરજીવીઓની ઉપર, અમીરોના નબીરાઓની ઉપર, ધુતારાઓની ઉપર, તથા બીજા "મૂડીવાદી પરંપરાઓના રખેવાળો"ની ઉપર નિયંત્રણ રાખતા હોય ત્યારે એવા પ્રજાકીય હિસાબકિતાબ તથા નિયંત્રણથી છટકી જવાનું અનિવાર્ય રીતે એટલું અકલ્પનીય મુશ્કેલ બની રહેશે, એવા વિરલ અપવાદ સમું બની રહેશે, અને ઘણું કરીને તેની એવી ઝડપી તથા આકરી સજા થશે (કારણ કે હથિયારબંધ કામદારો વેવલા બુદ્ધિજીવીઓ નથી હોતા પરંતુ વ્યવહારુ માણસો હોય છે, અને પોતાની જોડે કોઈને ચેડાં ભાગ્યે જ કરવા દે) કે સહજીવનના સાદા મૂળભૂત નિયમોના પાલનની **આવશ્યકતા** ટૂંક સમયમાં જ **ટેવ** બની રહેશે.

ત્યારે સામ્યવાદી સમાજના પહેલા તબક્કામાંથી ઉચ્ચતર તબક્કામાં સંક્રમણના અને તેની સાથે સાથે રાજ્યના સંપૂર્ણ વિલયના દરવાજા પૂરેપૂરા ખૂલી જશે.

પ્રકરણ ૬

## તકવાદીઓ તરફથી માર્ક્સવાદની વિકૃતિ

સામાન્ય રૂપે ક્રાંતિના સવાલની જેમ જ સામાજિક ક્રાંતિ સાથે રાજ્યના સંબંધના તથા રાજ્ય સાથે સામાજિક ક્રાંતિના સંબંધના સવાલ ઉપર પણ બીજી ઈન્ટરનેશનલના (૧૮૮૯-૧૯૧૪) મુખ્ય સિદ્ધાંતકારો તથા પ્રચારકોએ બહુ ઓછું ધ્યાન આપ્યું હતું. તકવાદની ધીરે ધીરે વૃદ્ધિની જે પ્રક્રિયા ૧૯૧૪માં બીજી ઈન્ટરનેશનલના પતનમાં પરિણમી તેની વધારેમાં વધારે લાક્ષણિક બાબત એ હતી કે એ લોકોની સામે આ સવાલ સાફ સાફ ઉપસ્થિત હોવા છતાં તેમણે તેને **ટાળવાની કોશિશ કરી હતી** અથવા અવગણ્યો હતો.

સામાન્ય તથા સમગ્ર રીતે એમ કહી શકાય કે રાજ્ય સાથે સર્વહારા વર્ગીય ક્રાંતિના સંબંધના સવાલને **ટાળવાની વૃત્તિ**—જેનાથી તકવાદને ફાયદો થયો તથા પોષણ મળ્યું એવી ટાળવાની વૃત્તિ—માર્ક્સવાદને **ભ્રષ્ટ** બનાવી દેવામાં તથા તેને તદ્દન વિકૃત બનાવી દેવામાં પરિણમી.

એ ખેદજનક પ્રક્રિયાનાં રૂપલક્ષણો, ભલે માત્ર સંક્ષેપમાં જ, બતાવવા અમે માર્ક્સવાદના અત્યંત ખ્યાતનામ સિદ્ધાંતકારોના, પ્લેખાનોવ તથા કાઉત્સ્કીના, વિચારોની છણાવટ કરીશું.

### ૧. અરાજકતાવાદીઓ સાથે પ્લેખાનોવનો વાદવિવાદ

પ્લેખાનોવે સમાજવાદ સાથે અરાજકતાવાદના સંબંધ વિશે ‘અરાજકતાવાદ અને સમાજવાદ’ નામે ખાસ પુસ્તિકા લખી હતી અને તે ૧૮૯૪માં જર્મન ભાષામાં પ્રકાશિત થઈ હતી.

પ્લેખાનોવે એ વિષયની છણાવટમાં ચાલાકી કરીને અરાજકતાવાદ સામેના સંઘર્ષમાંના અત્યંત વાસ્તવિક, તાકીદના, તથા રાજકીય દૃષ્ટિએ વધારેમાં વધારે તાત્ત્વિક સવાલને, અર્થાત્ રાજ્ય સાથે ક્રાંતિના સંબંધના તેમ જ સામાન્ય રૂપે રાજ્યના સવાલને, તદ્દન ટાળ્યો છે! તેની પુસ્તિકાના બે સ્પષ્ટ ભાગ પડી જાય છે: એક ભાગ ઐતિહાસિક તથા સાહિત્યિક છે અને તેમાં શ્તીરનેર, પ્રુધોં, વગેરેના વિચારોના ઇતિહાસ વિશે મૂલ્યવાન સામગ્રી સમાયેલી છે; બીજો ભાગ કૂપમંડૂકિયો છે અને તેમાં એવી રીતની કઢંગી દલીલો છે કે અરાજકતાવાદીને લૂંટારાથી અળગો ન તારવી શકાય.

તેમાં કરવામાં આવેલું વિષયોનું જોડાણ અત્યંત રમૂજી છે અને રશિયામાં ક્રાંતિની પૂર્વવેળાએ તથા ક્રાંતિકારી ગાળા દરમિયાન પ્લેખાનોવની સમગ્ર પ્રવૃત્તિની બાબતમાં ખૂબ જ લાક્ષણિક છે. વાસ્તવમાં, ૧૯૦૫થી ૧૯૧૭ સુધીનાં વર્ષોમાં પ્લેખાનોવે પોતાને એવા અર્ધ-વેદિયા તથા અર્ધ-કૂપમંડૂક તરીકે છતો કરી દીધો હતો જે રાજકારણમાં મૂડીદાર વર્ગની પાછળ પાછળ ઘસડાતો રહ્યો હતો.

આપણે જોઈ ગયા કે માર્ક્સ અને એંગેલ્સે અરાજકતાવાદીઓ જોડેના વાદવિવાદમાં રાજ્ય સાથે ક્રાંતિના સંબંધ વિશે પોતાના વિચારો કેવી રીતે એકદમ સર્વાંગી રૂપમાં સમજાવ્યા છે. એંગેલ્સે ૧૮૯૧માં માર્ક્સની કૃતિ 'ગોથા કાર્યક્રમની મીમાંસા'ની પ્રસ્તાવનામાં લખ્યું છે કે "અમે" — અર્થાત્ એંગેલ્સ અને માર્ક્સ — "એ સમયે, (પ્રથમ) ઇન્ટરનેશનલની હેગ કૉંગ્રેસ[41] પછી માંડ બે વરસે, બાકૂનિન અને તેના અરાજકતાવાદીઓની વિરુદ્ધ એકદમ ઝનૂની સંઘર્ષમાં ડૂબી ગયેલા હતા"[42].

અરાજકતાવાદીઓએ પૅરિસ કોમ્યુન જાણે "પોતાનું" જ હોવાના, તેમના સિદ્ધાંતની પુષ્ટિ હોવાના, દાવાની કોશિશ કરી હતી, અને તેના બોધપાઠોને તથા એ બોધપાઠોના માર્ક્સે કરેલા પૃથક્કરણને તેઓ સાવ ખોટી રીતે સમજ્યા હતા. અરાજકતાવાદીઓએ નક્કર રાજકીય સવાલોના જવાબોને મળતું આવે એવુંયે કશું આપ્યું નથી. એ સવાલો આ મુજબ છે: પુરાણા રાજ્ય તંત્રને **ખતમ કરી નાખવાનું** જરૂરી છે? અને તેના સ્થાને **શું** મૂકવું જોઈએ?

પરંતુ રાજ્યના સવાલને તદ્દન ટાળીને, અને કોમ્યુન પહેલાં તથા પછી માર્ક્સવાદના સમગ્ર વિકાસને **અવગણીને**, "અરાજકતાવાદ અને સમાજવાદ"ની વાત કરવાનો અર્થ અનિવાર્ય રીતે તકવાદમાં સરી પડવાનો હતો. તકવાદ માટે વધારેમાં વધારે જરૂરી બાબત એ છે કે હમણાં જ ઉલ્લેખિત બે સવાલોને બિલકુલ ઉઠાવવામાં જ **ન** આવે. એટલું જ થાય તો **તેમાંયે** તકવાદનો વિજય અંકિત છે.

## ૨. તકવાદીઓ સાથે કાઉત્સ્કીનો વાદવિવાદ

કાઉત્સ્કીની કૃતિઓ બીજી કોઈ ભાષા કરતાં રૂસી ભાષામાં નિ:શંક અતુલનીય પ્રમાણમાં વધારે સંખ્યામાં અનૂદિત થઈ છે. કેટલાક જર્મન સામાજિક-લોકશાહીવાદીઓ ટોળમાં અકારણ નથી કહેતા કે કાઉત્સ્કીનાં લખાણો જર્મની કરતાં રશિયામાં વધારે વંચાય છે. (અમે ખુલાસામાં કહીશું કે એ ટોળ કરનારાઓ ધારે છે એથી ઘણો વધારે ઊંડો ઐતિહાસિક મર્મ તેમાં સમાયેલો છે. રૂસી કામદારોએ ૧૯૦૫માં જગતના ઉત્તમ સામાજિક-લોકશાહીવાદી સાહિત્યની ઉત્તમ કૃતિઓની અસાધારણ મોટી તથા અભૂતપૂર્વ માંગ કરીને, અને બીજા દેશોમાં કદી ખ્યાલમાં જ ન આવે એટલા જથ્થાઓમાં એ કૃતિઓના અનુવાદો તથા આવૃત્તિઓ મેળવીને, વધારે ઉન્નત પાડોશી દેશના પારાવાર અનુભવને આપણા સર્વહારા વર્ગીય આંદોલનની નવતર ધરતીમાં જાણે ઝડપથી રોપી દીધો હતો.)

કાઉત્સ્કી આપણા દેશમાં માર્ક્સવાદના બહોળા ફેલાવાની બાબત ઉપરાંત, બર્નસ્ટાઈનની આગેવાની હેઠળના તકવાદીઓ સાથેના તેના વાદવિવાદ બદલ ખાસ જાણીતો છે. પરંતુ એક હકીકત લગભગ અજાણી છે, અને ૧૯૧૪-૧૫ની જબ્બર કટોકટી દરમિયાન કાઉત્સ્કી કેવી રીતે અકલ્પનીય નામોશીભર્યા ગોટાળા તથા સામાજિક-અંધરાષ્ટ્રવાદના બચાવના કળણમાં સરી પડયો હતો તેનું પરીક્ષણ આપણે કરવા લાગીએ તો એ હકીકતને અવગણી ન શકાય. એ હકીકત આ મુજબ છે: ફ્રાંસમાં (મિલેરાં તથા જોરેસ) અને જર્મનીમાં (બર્નસ્ટાઈન) તકવાદના અત્યંત જાણીતા પ્રતિનિધિઓની વિરુદ્ધ કાઉત્સ્કીએ ધોરણ લીધું તેનાથી થોડાક જ વખત પહેલાં તેણે બહુ સારા પ્રમાણમાં દુવિધા જાહેર કરી હતી. ૧૯૦૧-૦૨માં સ્ટુટગાર્ટમાં પ્રગટ થયેલા અને ક્રાંતિકારી સર્વહારા વર્ગીય વિચારોની હિમાયત કરનારા માર્ક્સવાદી 'ઝાર્યા'ને[43] કાઉત્સ્કી સાથે **વાદવિવાદમાં** ઊતરવું પડયું હતું, અને તેણે ૧૯૦૦માં પૅરિસમાં આંતરરાષ્ટ્રીય સમાજવાદી કૉંગ્રેસમાં[44] રજૂ કરેલા ઠરાવને "લચીલા", અધકચરા, સવાલને ટાળતા, તકવાદીઓના સંબંધમાં સમાધાનનું વલણ ધરાવતા ઠરાવ તરીકે વર્ણવવો પડયો હતો. કાઉત્સ્કી બર્નસ્ટાઈનની સામે મેદાને પડયો ત્યાર પહેલાંનો તેનો ખચકાટ, જે જર્મનીમાં પ્રગટ થયેલા તેના પત્રોમાં જાહેર થયો છે, જરાય ઓછો નથી.

પરંતુ અતુલનીય પ્રમાણમાં વધારે મહત્ત્વની હકીકત એ છે કે કાઉત્સ્કી તરફથી માર્ક્સવાદના નવીનતમ દ્રોહના **ઈતિહાસનું** પરીક્ષણ કરતી વેળા આપણે

તકવાદીઓ સાથેના તેના વાદવિવાદમાં જ, સવાલના તેના નિરૂપણ તથા છણાવટની રીતમાં જ, ચોક્કસ રૂપે રાજ્યના સવાલ વિશે તકવાદની દિશામાં તેનું પદ્ધતિસરનું વિચલન, હવે જોઈ શકીએ છીએ.

આપણે કાઉત્સ્કીની તકવાદ વિરુદ્ધ પહેલી મહત્ત્વની કૃતિ 'બર્નસ્ટાઈન અને સામાજિક-લોકશાહીવાદી કાર્યક્રમ' લઈએ. કાઉત્સ્કી બર્નસ્ટાઇનનું વિગતવાર ખંડન કરે છે, પરંતુ એ લાક્ષણિક બાબત આ મુજબ છે:

બર્નસ્ટાઈને હેરોસ્ટ્રાટિયન છાપની તેની કૃતિ 'સમાજવાદના આધારો'માં માર્ક્સવાદની ઉપર **"બ્લાંકીપંથ"નો** આક્ષેપ લગાવ્યો છે. (ત્યાર પછી એ આક્ષેપને રશિયામાં તકવાદીઓ તથા ઉદારમતવાદી મૂડીદારોએ ક્રાંતિકારી માર્ક્સવાદીઓની વિરુદ્ધ, બોલ્શેવિકોની વિરુદ્ધ, હજારો વાર દોહરાવ્યો છે.) એ સંબંધમાં બર્નસ્ટાઈને માર્ક્સની કૃતિ 'ફ્રાંસમાં આંતરવિગ્રહ'ની ખાસ ચર્ચા કરી છે અને, આપણે જોઈ ગયા તેમ, કોમ્યુનના બોધપાઠો અંગે માર્ક્સના વિચારોને પ્રુધોંના વિચારો જેવા બતાવવાની સાવ નિષ્ફળ કોશિશ કરી છે. માર્ક્સે 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'ની ૧૮૭૨ની પ્રસ્તાવનામાં જે નિષ્કર્ષનો, અર્થાત્ "કામદાર વર્ગ તૈયાર રાજ્ય તંત્રને સીધું કબજે કરી લઈને તેનો ઉપયોગ પોતાના હેતુઓ માટે ન કરી શકે" એવા નિષ્કર્ષનો, ઉલ્લેખ ભારપૂર્વક કર્યો છે, તેની ઉપર બર્નસ્ટાઈને ખાસ ધ્યાન આપ્યું છે.

એવા નિવેદનથી બર્નસ્ટાઈન એટલો બધો "ખુશ થઈ ગયેલો" કે તેણે પોતાના પુસ્તકમાં તેનો ઉપયોગ ઓછામાં ઓછો ત્રણ વાર કર્યો છે, પરંતુ તેનો અર્થ અત્યંત વિકૃત તકવાદી રીતે ઘટાવ્યો છે.

આપણે જોઈ ગયા તે મુજબ, માર્ક્સનો મતલબ તો એવો હતો કે સર્વહારા વર્ગે આખા રાજ્ય તંત્રને **ખતમ કરી નાખવું** જોઈએ, **તોડી નાખવું** જોઈએ, **ધડાકે ઉડાવી દેવું** જોઈએ (શ્પ્રેનગુંગ, વિસ્ફોટ—એંગેલ્સે વાપરેલો શબ્દ). પરંતુ બર્નસ્ટાઈને ઘટાવેલા અર્થ મુજબ તો એમ લાગે કે જાણે માર્ક્સે એ શબ્દોમાં કામદાર વર્ગને સત્તા કબજે કરી લેતી વેળા વધારે પડતા ક્રાંતિકારી જોમની **વિરુદ્ધ** ચેતવણી આપી હોય.

માર્ક્સના વિચારોની એથી વધારે કઢંગી તથા ધૃણાસ્પદ વિકૃતિની કલ્પના જ શક્ય નથી.

તો કાઉત્સ્કીએ બર્નસ્ટાઈનપંથનું[45] અત્યંત વિગતવાર ખંડન કેવી રીતે કર્યું છે?

તેણે આ મુદ્દાના સંબંધમાં તકવાદ તરફથી માર્ક્સવાદની ઘોર વિકૃતિનું

પૃથક્કરણ કર્યું જ નથી. તેણે માર્ક્સની કૃતિ 'આંતરવિગ્રહ'ની એંગેલ્સની પ્રસ્તાવનામાંથી ઉપરોક્ત ફકરો ટાંક્યો છે અને જણાવ્યું છે કે માર્ક્સના વિધાન મુજબ કામદાર વર્ગ **તૈયાર** રાજ્ય તંત્રને **સીધું** કબજે ન લઈ શકે, પરંતુ સામાન્ય રીતે કહીએ તો તે કબજે લઈ **શકે**—બસ, એટલું જ. કાઉત્સ્કીએ એક શબ્દ પણ એ હકીકત વિશે નથી કહ્યો કે બર્નસ્ટાઇને માર્ક્સના ખરા વિચારથી **સાવ ઊલટો** વિચાર તેમના નામે ચડાવી દીધો હતો, માર્ક્સે તો ૧૮૫૨થી સર્વહારા વર્ગીય ક્રાંતિનું કર્તવ્ય રાજ્ય તંત્રને "ખતમ" કરી નાખવાનું ગણાવ્યું હતું[46].

તેના પરિણામે, સર્વહારા વર્ગીય ક્રાંતિનાં કર્તવ્યોના સવાલ અંગે માર્ક્સવાદ અને તકવાદ વચ્ચેના અત્યંત તાત્ત્વિક તફાવતને કાઉત્સ્કીએ ઢાંકી દીધો!

> બર્નસ્ટાઇનની "**વિરુદ્ધ**" લખતાં કાઉત્સ્કીએ જણાવ્યું છે કે "આપણે સર્વહારા વર્ગીય સરમુખત્યારીની સમસ્યાઓના ઉકેલની બાબત સાવ નિરાંતે ભવિષ્ય માટે રહેવા દઈ શકીએ." (જર્મન આવૃત્તિ, પૃષ્ઠ ૧૭૨.)

આ કંઈ બર્નસ્ટાઇનની **વિરુદ્ધ** દલીલ નથી પરંતુ તાત્ત્વિક દૃષ્ટિએ જોતાં તેની તરફેણમાં મૂકવામાં આવેલી **છૂટ** છે, તકવાદનાં ચરણોમાં શરણાગતિ છે, કારણ કે હાલના સમયે તકવાદીઓ સર્વહારા વર્ગીય ક્રાંતિનાં કર્તવ્યોના સઘળા મૂળભૂત સવાલો "સાવ નિરાંતે ભવિષ્ય માટે રહેવા દેવા"થી વધારે કશું માગતા જ નથી.

માર્ક્સ અને એંગેલ્સે ચાળીસ વરસ સુધી, ૧૮૫૨થી ૧૮૯૧ સુધી, સર્વહારા વર્ગને શીખવ્યું હતું કે તેણે રાજ્ય તંત્રને ખતમ કરી નાખવું જોઈએ. તેમ છતાં, ૧૮૯૯માં કાઉત્સ્કીને એ મુદ્દાના સંબંધમાં તકવાદીઓ તરફથી માર્ક્સવાદના પૂરેપૂરા દ્રોહનો સામનો કરવાની વેળા આવી ત્યારે તેણે, એ તંત્રને ખતમ કરી નાખવાનું આવશ્યક છે કે નહિ એવા સવાલના **સ્થાને**, તેને ખતમ કરી નાખવાનાં નક્કર રૂપોનો સવાલ **કપટથી મૂકી દીધો**, અને એવા "નિર્વિવાદ" (તેમ જ વંધ્ય) કૂપમંડૂકિયા તથ્યની પાછળ આશરો લેવાની કોશિશ કરી કે નક્કર રૂપો અગાઉથી જાણી ન શકાય!!

ક્રાંતિ માટે સર્વહારા વર્ગને તાલીમ આપવાના સર્વહારા વર્ગીય પાર્ટીના કર્તવ્ય સંબંધી વલણોની બાબતમાં માર્ક્સ અને કાઉત્સ્કી વચ્ચે મોટી ખાઈ પડેલી છે.

આપણે કાઉત્સ્કીની ત્યાર પછીની, વધારે પરિપક્વ, કૃતિ લઈએ કે જેમાં પણ તકવાદી ગલતીઓનું ખંડન જ મોટે ભાગે કરવામાં આવ્યું છે. એ છે તેની

પુસ્તિકા 'સામાજિક ક્રાંતિ'. એ પુસ્તિકામાં લેખકે "સર્વહારા વર્ગીય ક્રાંતિ" તથા "સર્વહારા વર્ગીય શાસન"ના સવાલને પોતાના ખાસ વિષય તરીકે પસંદગી આપી છે. તેણે અસાધારણ મૂલ્ય ધરાવતું ઘણુંબધું આપ્યું છે પરંતુ રાજ્યના સવાલને **ટાળ્યો છે.** લેખકે આખી પુસ્તિકામાં રાજ્ય સત્તા હાંસલ કરી લેવાની વાતો કરી છે, બીજું કશું જ નહિ; એટલે તેણે એવું નિરૂપણ પસંદ કર્યું છે કે જે તકવાદીઓની તરફેણમાં છૂટ મૂકે છે, કારણ કે તેમાં રાજ્ય તંત્રને ખતમ કરી નાખ્યા **વગર** સત્તા કબજે કરી લેવાની શક્યતા **સ્વીકારી લેવામાં આવી છે.** માર્ક્સે ૧૮૭૨માં 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'ના[47] કાર્યક્રમમાં જે બાબતને "કાલગ્રસ્ત" જાહેર કરી હતી તેને જ કાઉત્સ્કીએ ૧૯૦૨માં પાછી **સજીવન કરી દીધી છે.**

પુસ્તિકામાં એક ખાસ વિભાગમાં 'સામાજિક ક્રાંતિનાં રૂપો તથા હથિયારો'ની ચર્ચા કરવામાં આવી છે. તેમાં કાઉત્સ્કીએ લોકવ્યાપી રાજકીય હડતાલ, આંતરવિગ્રહ, તેમ જ "આધુનિક વિશાળ રાજ્યના સામર્થ્યનાં સાધનો, તેની નોકરશાહી તથા સેના"ની વાતો કરી છે; પરંતુ કોમ્યુને કામદારોને જે ક્યારનું શીખવી દીધું છે તેને વિશે એક શબ્દ પણ તેણે કહ્યો નથી. સાફ જણાઈ આવે છે કે એંગેલ્સે રાજ્ય તરફના "વહેમી પૂજ્યભાવ"ની વિરુદ્ધ આપેલી ચેતવણી, ખાસ કરીને જર્મન સમાજવાદીઓને, અકારણ નહોતી જ.

કાઉત્સ્કીએ બાબતનું નિરૂપણ નીચે મુજબ કર્યું છે: વિજયી સર્વહારા વર્ગ "લોકશાહીવાદી કાર્યક્રમને અમલી બનાવશે", અને પછી તેણે તેની કલમો નિરૂપી છે. પરંતુ મૂડીવાદી લોકશાહીના સ્થાને સર્વહારા વર્ગીય લોકશાહીની સ્થાપનાના સવાલ અંગે ૧૮૭૧માં ઉપસ્થિત થયેલી નવી સામગ્રી વિશે તેણે એક શબ્દ પણ નથી કહ્યો. કાઉત્સ્કીએ સવાલને "પ્રભાવક-દેખાતી" સાવ ચાલુ વાતો વડે પતાવી દીધો છે. દાખલા તરીકે:

> "આપમેળે જણાઈ આવતી વાત છે કે આપણે વર્તમાન સંજોગોમાં સર્વોપરિતા સાધી નહિ શકીએ. ખુદ ક્રાંતિમાં જ લાંબા તથા ગહનગામી સંઘર્ષોની પૂર્વધારણા સામેલ છે, અને એ સંઘર્ષો જ આપણા રાજકીય તથા સામાજિક માળખામાં પરિવર્તન આણશે."

આ તો નિ:શંક આપમેળે જણાઈ આવતી વાત છે, એવી હકીકત જેટલી જ કે ઘોડા જવ ખાય છે અથવા વોલ્ગા નદી કાસ્પિયન સાગરને મળે છે.

બાકી તો અફસોસની વાત છે કે "ગહનગામી" સંઘર્ષો વિશેના ઠાલા તથા ધડાકિયા સૂત્રનો ઉપયોગ કરીને, ક્રાંતિકારી સર્વહારા વર્ગ માટે પ્રાણભૂત મહત્ત્વ ધરાવતા સવાલને **ટાળવામાં** આવ્યો છે. એ સવાલ આવો છે કે અગાઉની બિનસર્વહારા ક્રાંતિઓથી નિરાળી રીતે **તેની** ક્રાંતિને રાજ્યના, લોકશાહીના, સંબંધમાં "ગહનગામી" બનાવનારી બાબત કઈ છે.

કાઉત્સ્કી એ સવાલને ટાળીને **અમલમાં** આ અત્યંત તાત્ત્વિક મુદ્દા અંગે તકવાદની તરફેણમાં છૂટ મૂકે છે, જોકે તેણે **શબ્દોમાં** તેની વિરુદ્ધ જોરદાર જંગ જાહેર કર્યો છે અને "ક્રાંતિના ખ્યાલ"ના (કામદારોને ક્રાંતિના નક્કર પાઠ શીખવવામાં બીક લાગતી હોય ત્યારે એ "ખ્યાલ"ની કિંમત કેટલી ગણાય?) મહત્ત્વ ઉપર ભાર મૂક્યો છે, અથવા જણાવ્યું છે કે "બીજી કોઈ પણ બાબતથી પહેલાં ક્રાંતિકારી આદર્શવાદ", અથવા જાહેર કર્યું છે કે અંગ્રેજ કામદારો હવે "નિમ્ન-મૂડીવાદીથી વધારે ભાગ્યે જ" ગણાય.

> કાઉત્સ્કીએ લખ્યું છે કે "સમાજવાદી સમાજમાં ઉદ્યોગધંધાઓનાં અત્યંત વિવિધ રૂપો—નોકરશાહી (??), ટ્રેડ યુનિયનવાદી, સહકારી, ખાનગી—એકબીજાની જોડાજોડ—અસ્તિત્વમાં રહી શકે... દાખલા તરીકે એવા, સમજો કે રેલવે, ઉદ્યોગધંધા હોય છે કે જેનું કામ નોકરશાહી (??) સંઘટના વગર ચાલે જ નહિ. તેમાં લોકશાહીવાદી સંગઠન કદાચ આવો આકાર ધારણ કરે: કામદારો પ્રતિનિધિઓની ચૂંટણી કરે, અને એ પ્રતિનિધિઓ મળીને એક જાતની સંસદની રચના કરે, જે કામના નિયમો દાખલ કરે અને નોકરશાહી તંત્રના વહીવટની દેખરેખ રાખે. બીજા ઉદ્યોગધંધાઓનો વહીવટ ટ્રેડ યુનિયનોને સુપરત કરી દેવામાં આવે, અને અમુક ઉદ્યોગધંધાઓને સહકારી બનાવી દેવામાં આવે." (૧૯૦૩માં જિનિવામાં પ્રકાશિત રૂસી અનુવાદ, પૃષ્ઠ ૧૪૮ અને ૧૧૫.)

આ દલીલ ભૂલભરેલી છે, માર્ક્સ અને એંગેલ્સે કોમ્યુનના બોધપાઠોનો ઉપયોગ ઉદાહરણ તરીકે કરીને આઠમા દાયકામાં આપેલાં વિવરણોની સરખામણીએ, તેમાં પીછેકદમ અંકિત થાય છે.

ધારી લેવામાં આવેલી જરૂરી "નોકરશાહી" સંઘટનાની બાબતમાં તો રેલવે અને મોટા પાયાના યંત્ર ઉદ્યોગમાંના કોઈ પણ બીજા ઉદ્યોગધંધા, કોઈ પણ કારખાનાં, મોટી દુકાન, અથવા મોટા પાયાના મૂડીવાદી ખેતીવાડી ઉદ્યમ

વચ્ચે કશો જ ફરક નથી હોતો. એવા બધા ઉદ્યોગધંધાઓની ટેકનીક વધારેમાં વધારે કડક શિસ્તને, ફાળવવામાં આવેલું કાર્ય પૂરું કરવામાં દરેક માણસ તરફથી વધારેમાં વધારે ચોકસાઈને, તદ્દન આવશ્યક બનાવી દે છે, કારણ કે નહિતર તો આખો ઉદ્યોગધંધો કદાચ થંભી જાય અથવા યંત્રસામગ્રી કે તૈયાર ચીજોને કદાચ નુકસાન થાય. એવા તમામ ઉદ્યોગધંધાઓમાં કામદારો બેશક "પ્રતિનિધિઓની ચૂંટણી કરશે અને એ પ્રતિનિધિઓ મળીને **એક જાતની સંસદની** રચના કરશે."

પરંતુ આખો મુદ્દો એ છે કે એવી "એક જાતની સંસદ" મૂડીવાદી સંસદીય સંસ્થાના અર્થમાં સંસદ **નહિ** હોય. આખો મુદ્દો એ છે કે જેના વિચારો મૂડીવાદી સંસદવાદની સીમાઓની બહાર જતા જ નથી એવો કાઉત્સ્કી કલ્પના કરે છે તેમ, એવી "એક જાતની સંસદ" ખાલી "કામના નિયમો દાખલ કરવા અને નોકરશાહી તંત્રના વહીવટની દેખરેખ રાખવા" પૂરતી જ મર્યાદિત **નહિ** રહે. સમાજવાદી સમાજમાં કામદારોના પ્રતિનિધિઓની બનેલી "એક જાતની સંસદ" બેશક "કામના નિયમો દાખલ કરશે અને તંત્રના વહીવટની દેખરેખ રાખશે", **પરંતુ** એ તંત્ર "નોકરશાહી" **નહિ** હોય. કામદારો રાજકીય સત્તા હાંસલ કરી લીધા પછી પુરાણા નોકરશાહી તંત્રને ખતમ કરી નાખશે, છેક પાયાઓ સમેત તેના ભુક્કા ઉડાવી દેશે, તેને ભોંયભેગું કરી દેશે. તેઓ તેની જગ્યાએ નવું તંત્ર સ્થાપશે, એ નવું તંત્ર એ જ કામદારો તથા બીજા કર્મચારીઓનું બનેલું હશે, અને એ લોકોનું રૂપાંતર નોકરશાહોમાં થઈ જવા **વિરુદ્ધ** પગલાં તત્કાળ લેવામાં આવશે. માર્ક્સ અને એંગેલ્સે એવાં પગલાંનું ખાસ નિરૂપણ વિગતવાર કરેલું છે: ૧) માત્ર ચૂંટણી જ નહિ પરંતુ સાથે સાથે ગમે ત્યારે પાછા ખેંચી લેવાનો નિયમ; ૨) કામદારના વેતનથી વધારે વેતન નહિ; ૩) **સૌના** તરફથી નિયંત્રણ તથા દેખરેખનો તાત્કાલિક બંદોબસ્ત, જેથી અમુક વખત પૂરતા **સૌ** "નોકરશાહો" બની જાય અને એટલે **કોઈ** "નોકરશાહ" **ન** બની શકે.

કાઉત્સ્કીએ માર્ક્સના શબ્દો વિશે જરાય વિચાર નથી કર્યો: "કોમ્યુન સંસદીય નહિ પરંતુ કાર્યરત સંઘટન હતું, એકીસાથે કારોબારી તથા કાનૂનો ઘડનારું સંઘટન હતું"[48].

કાઉત્સ્કી મૂડીવાદી સંસદવાદ અને સર્વહારા વર્ગીય લોકશાહી વચ્ચેના તફાવતને મુદ્દલ સમજ્યો જ નથી. મૂડીવાદી સંસદવાદમાં લોકશાહીનો (**લોકો માટે નહિ**) સમન્વય નોકરશાહી (**લોકોની વિરુદ્ધ**) જોડે સધાય છે, પરંતુ સર્વહારા

વર્ગીય લોકશાહી તો નોકરશાહીને મૂળિયાં સમેત ખતમ કરી નાખવાનાં તાત્કાલિક કદમો ઉઠાવશે અને એ કદમોને આખરી હદ સુધી, નોકરશાહીની પૂરેપૂરી નાબૂદી સુધી, લોકો માટે પરિપૂર્ણ લોકશાહીની સ્થાપના સુધી, અમલમાં મૂકી શકશે.

કાઉત્સ્કીએ અહીંયાં રાજ્ય તરફ એ જ પુરાણો "વહેમી પૂજ્યભાવ" અને નોકરશાહીમાં "વહેમી નિષ્ઠા" જાહેર કર્યાં છે.

હવે આપણે કાઉત્સ્કીની તકવાદીઓ વિરુદ્ધ છેલ્લી અને સર્વોત્તમ કૃતિ લઈએ. એ પુસ્તિકાનું નામ છે 'સત્તાનો પંથ' (હું માનું છું કે તે રૂસી ભાષામાં પ્રગટ નથી થઈ કારણ કે તેનું પ્રકાશન ૧૯૦૯માં થયું હતું અને એ વખતે આપણા દેશમાં પ્રત્યાઘાત પુરજોસમાં હતો). એ કૃતિ મોટું આગેકદમ અંકિત કરે છે કારણ કે બર્નસ્ટાઇન વિરુદ્ધ ૧૮૯૯ની પુસ્તિકાની જેમ સામાન્ય રૂપમાં ક્રાંતિકારી કાર્યક્રમની ચર્ચા, અથવા ૧૯૦૨ની પુસ્તિકા 'સામાજિક ક્રાંતિ'ની જેમ સામાજિક ક્રાંતિ થવાના સમયને લક્ષમાં લીધા વગર જ તેનાં કર્તવ્યોની ચર્ચા, તેમાં નથી કરવામાં આવી. તેમાં એવા નક્કર સંજોગોની છણાવટ કરવામાં આવી છે કે જે આપણને "ક્રાંતિઓનો યુગ" શરૂ થઈ રહ્યો હોવાની વાત માન્ય કરવાની ફરજ પાડે છે.

સામાન્ય રૂપે વર્ગો વચ્ચેના વિરોધોમાં આવેલી ઉગ્રતા તરફ અને એ સંબંધમાં ખાસ મહત્ત્વની ભૂમિકા ભજવતા સામ્રાજ્યવાદ તરફ લેખકે સ્પષ્ટ નિર્દેશ કર્યો છે. તેણે જણાવ્યું છે કે પશ્ચિમ યુરોપમાં "૧૭૮૯-૧૮૭૧ના ક્રાંતિકારી ગાળા" પછી એવો જ ગાળો પૂર્વમાં ૧૯૦૫માં શરૂ થઈ ગયો. વિશ્વયુદ્ધ ભયાનક વેગે નજીક આવી રહ્યું છે. "તે (સર્વહારા વર્ગ) કવેળાની ક્રાંતિની વાતો હવે ન કરી શકે." "આપણે ક્રાંતિકારી ગાળામાં દાખલ થઈ ગયા છીએ." "ક્રાંતિકારી યુગ શરૂ થઈ રહ્યો છે."

આ નિવેદનો એકદમ સ્પષ્ટ છે. કાઉત્સ્કીની આ પુસ્તિકાનો ઉપયોગ એવી સરખામણીના માપદંડ તરીકે થવો જોઈએ કે સામ્રાજ્યવાદી યુદ્ધ પહેલાં જર્મન સામાજિક-લોકશાહીવાદીઓએ કેવા **બની રહેવાનું વચન આપ્યું હતું,** અને યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે ખુદ કાઉત્સ્કી સમેત તેઓ નામોશીના કેવા ઊંડાણમાં ગરક થઈ ગયા હતા. પરીક્ષણની પુસ્તિકામાં કાઉત્સ્કીએ લખ્યું છે કે "વર્તમાન પરિસ્થિતિમાં એવું જોખમ સમાયેલું છે કે આપણે (અર્થાત્ જર્મન સામાજિક-લોકશાહીવાદીઓ) જેટલા 'નરમપંથી' ખરેખર છીએ તેનાથી વધારે કદાચ સહેલાઈથી દેખાઈએ." હકીકત એવી નીકળી કે જર્મન સામાજિક-લોકશાહીવાદી

પાર્ટી જેટલી દેખાતી હતી તેનાથી ઘણી વધારે નરમપંથી તથા તકવાદી વાસ્તવમાં હતી!

એટલે, એ હકીકત ઘણી વધારે લાક્ષણિક બની રહે છે કે કાઉત્સ્કીએ પોતે જ "**રાજકીય** ક્રાંતિ"ના પૃથક્કરણની કૃતિ ગણાવેલી પોતાની પુસ્તિકામાં, ક્રાંતિઓના યુગની શરૂઆત થઈ ચૂકી હોવાની સ્પષ્ટ જાહેરાત કરી હોવા છતાં, તેણે રાજ્યના સવાલને ફરી વાર તદ્દન ટાળ્યો છે.

સવાલની એવી ટાળાટાળ, અવગણના, તથા અસંદિગ્ધતા અનિવાર્ય રીતે તકવાદના રંગે પૂરેપૂરા રંગાઈ જવામાં પરિણમી. હવે અમે તેની છણાવટ કરીશું.

જર્મન સામાજિક-લોકશાહીવાદે કાઉત્સ્કીના શબ્દોમાં કરેલી જાહેરાત આવી લાગે છે: હું ક્રાંતિકારી વિચારોનું સમર્થન કરું છું (૧૮૯૯), હું સર્વહારા વર્ગની સામાજિક ક્રાંતિની અનિવાર્યતાને સૌથી પહેલી માન્યતા આપું છું (૧૯૦૨), હું માનું છું કે ક્રાંતિઓના નવા યુગનો આરંભ થઈ ગયો છે (૧૯૦૯). તેમ છતાં, રાજ્યના સંબંધમાં સર્વહારા વર્ગીય ક્રાંતિનાં કર્તવ્યોનો સવાલ ઉઠાવવામાં આવે છે ત્યારે હું છેક ૧૮૫૨માં માર્ક્સે કરેલા વિધાનની વિરુદ્ધ ધોરણ અખત્યાર કરું છું (૧૯૧૨).

પાન્નેકોએક સાથે કાઉત્સ્કીના વાદવિવાદમાં સવાલ એવી સ્પષ્ટ રીતે રજૂ થયો હતો.

## ૩. પાન્નેકોએક સાથે કાઉત્સ્કીનો વાદવિવાદ

પાન્નેકોએકે કાઉત્સ્કીની વિરુદ્ધ દલીલો "ઉગ્ર જહાલ" વહેણના એક પ્રતિનિધિ તરીકે કરી હતી. એ વહેણમાં રોઝા લુકઝેમ્બુર્ગ, કાર્લ રાદેક, તથા બીજા લોકો સામેલ હતા. તેઓ ક્રાંતિકારી કાર્યનીતિની હિમાયત કરતા હતા અને એકમતે એવી પ્રતીતિ ધરાવતા હતા કે કાઉત્સ્કી માર્ક્સવાદ અને તકવાદ વચ્ચે સિદ્ધાંતહીન રીતે ડોલતા રહેતા "મધ્યમપંથ"ને અપનાવી રહ્યો છે. યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે એ ખ્યાલ ખરો સાબિત થઈ ગયો. એ વખતે "મધ્યમપંથી" (ખોટી રીતે માર્ક્સવાદી ગણાવવામાં આવતું), અથવા "કાઉત્સ્કીપંથી", વહેણ તેની પૂરી ધૃણાસ્પદ કંગાલિયત સાથે ઉઘાડું પડી ગયું.

પાન્નેકોએકે 'લોકવ્યાપી પ્રવૃત્તિ અને ક્રાંતિ' શીર્ષક ધરાવતા અને રાજ્યના સવાલનો ઉલ્લેખ કરતા પોતાના લેખમાં ('નોયે ત્સાઈત', ૧૯૧૨, ગ્રંથ ૩૦, ૨) કાઉત્સ્કીના વલણને "નિષ્ક્રિય ઉદ્દામવાદ" તરીકે, "પ્રવૃત્તિ રહિત

અપેક્ષાના સિદ્ધાંત" તરીકે, વર્ણવ્યું હતું. પાન્નેકોએકે લખ્યું હતું કે "કાઉત્સ્કી ક્રાંતિની પ્રક્રિયાને જોવા જ નથી માગતો" (પૃષ્ઠ ૬૧૬). પાન્નેકોએકે સવાલની રજૂઆત એવી રીતે કરવામાં, અમને રસપ્રદ લાગતા વિષય તરફ, અર્થાત્ રાજ્યના સંબંધમાં સર્વહારા વર્ગીય ક્રાંતિનાં કર્તવ્યોની બાબત તરફ, નિર્દેશ કર્યો હતો.

તેણે લખેલું કે "સર્વહારા વર્ગનો સંઘર્ષ ખાલી મૂડીદાર વર્ગની વિરુદ્ધ રાજ્ય સત્તા **માટેનો** સંઘર્ષ જ નથી પરંતુ રાજ્ય સત્તાની **વિરુદ્ધ** સંઘર્ષ છે... એ સર્વહારા વર્ગીય ક્રાંતિનું અંતસ્તત્ત્વ સર્વહારા વર્ગની સત્તાનાં સાધનોની મદદ વડે રાજ્યની સત્તાનાં સાધનોના ખાતમા તથા વિઘટનનું (આઉફલોઝુંગ) છે. એ સંઘર્ષ તો જ્યારે તેના પરિણામે રાજ્ય સંઘટન તદ્દન ખતમ થઈ જશે ત્યારે જ બંધ થશે. ત્યારે બહુસંખ્યાના સંઘટને શાસક લઘુસંખ્યાના સંઘટનને ખતમ કરી નાખીને પોતાની સરસાઈ સાબિત કરી દીધી હશે." (પૃષ્ઠ ૫૪૮)

પાન્નેકોએકે પોતાના વિચારોની રજૂઆત માટે કરેલા નિરૂપણમાં ગંભીર ખામીઓ છે. તેમ છતાં, તેનો અર્થ સાફ છે, અને કાઉત્સ્કીએ તેનો વળતો જવાબ **કેવી રીતે** આપેલો એ બાબત રસપ્રદ છે.

તેણે લખેલું કે "હાલ સુધી સામાજિક-લોકશાહીવાદીઓ અને અરાજકતાવાદીઓ વચ્ચેનો વિરોધ એવો રહ્યો છે કે એકને રાજ્ય સત્તા કબજે કરી લેવી છે અને બીજાને રાજ્ય સત્તા ખતમ કરી નાખવી છે. પાન્નેકોએકને બેઉ કામ કરી લેવાનું મન છે." (પૃષ્ઠ ૭૨૪)

પાન્નેકોએકના નિરૂપણમાં ચોકસાઈ તથા નક્કર રજૂઆત નથી—તેના લેખની બીજી ખામીઓનો ઉલ્લેખ નહિ કરીએ કારણ કે હાલના વિષય જોડે તેમને કંઈ જ સંબંધ નથી—પરંતુ પાન્નેકોએકે ઉઠાવેલા **સિદ્ધાંતના** મુદ્દાને જ કાઉત્સ્કીએ બરાબર ઝડપી લીધો હતો, અને **સિદ્ધાંતના એ મૂળભૂત** મુદ્દાની બાબતમાં કાઉત્સ્કીએ માર્ક્સવાદને એકદમ તિલાંજલિ આપી દીધી હતી તથા તે તકવાદના રંગે પૂરેપૂરો રંગાઈ ગયો હતો. સામાજિક-લોકશાહીવાદીઓ અને અરાજકતાવાદીઓ વચ્ચેના તફાવતનું તેનું નિરૂપણ તદ્દન ગલત છે. તેણે માર્ક્સવાદને એકદમ મચડી નાખ્યો છે તથા વિકૃત બનાવી દીધો છે.

માર્ક્સવાદીઓ અને અરાજકતાવાદીઓ વચ્ચેનો તફાવત આ મુજબ છે: ૧) માર્ક્સવાદીઓ રાજ્યની પૂરેપૂરી નાબૂદીનું લક્ષ્ય ધરાવવાની સાથે સાથે માને છે કે એ લક્ષ્યની સિદ્ધિ કેવળ સમાજવાદી ક્રાંતિ મારફત વર્ગોની નાબૂદી પછી જ, રાજ્યના વિલયની દિશામાં દોરી જતા સમાજવાદની સ્થાપનાના પરિણામે જ, થઈ શકે. અરાજકતાવાદીઓ રાજ્યને રાતોરાત જ સાવ નાબૂદ કરી નાખવા માગે છે, રાજ્યને કેવા સંજોગોમાં નાબૂદ કરી શકાય તેની સમજણ તેઓ નથી ધરાવતા. ૨) માર્ક્સવાદીઓ માને છે કે સર્વહારા વર્ગ સત્તા કબજે કરી લે ત્યાર પછી તેણે પુરાણા રાજ્ય તંત્રને એકદમ ખતમ કરી નાખવું જોઈએ અને તેના સ્થાને હથિયારબંધ કામદારોના સંઘટનનું કોમ્યુનના પ્રકારનું નવું રાજ્ય તંત્ર સ્થાપવું જોઈએ. અરાજકતાવાદીઓ રાજ્ય તંત્રને ખતમ કરી નાખવાની હિમાયત કરે છે ખરા પરંતુ બહુ અસ્પષ્ટ ખ્યાલ ધરાવે છે કે સર્વહારા વર્ગ તેના સ્થાને **શાની** સ્થાપના કરશે અને ક્રાંતિકારી સત્તાનો ઉપયોગ **કેવી રીતે** કરશે. અરાજકતાવાદીઓ તો એ વાતનો પણ ઈનકાર કરે છે કે સર્વહારા વર્ગે રાજ્ય સત્તાનો ઉપયોગ કરવો જોઈએ, તેઓ ક્રાંતિકારી સરમુખત્યારીને નકારી કાઢે છે. ૩) માર્ક્સવાદીઓ માગણી કરે છે કે વર્તમાન રાજ્યનો ઉપયોગ કરીને સર્વહારા વર્ગને ક્રાંતિ માટે તાલીમ આપવામાં આવે. અરાજકતાવાદીઓ એવા ધોરણને નકારી કાઢે છે.

આ વાદવિવાદમાં માર્ક્સવાદનું પ્રતિનિધિત્વ કાઉત્સ્કીએ નહિ પરંતુ પાન્નેકોએકે કર્યું છે કારણ કે માર્ક્સે જ શીખવ્યું હતું કે સર્વહારા વર્ગ એવા અર્થમાં રાજ્ય સત્તાને કબજે ન લઈ શકે કે પુરાણું રાજ્ય તંત્ર નવા લોકોના હાથમાં આવી જાય, પરંતુ તેણે એ તંત્રને ખતમ કરી નાખવું જોઈએ, તોડી નાખવું જોઈએ, અને તેના સ્થાને નવું તંત્ર સ્થાપવું જોઈએ.

કાઉત્સ્કી તકવાદી છાવણીને ખાતર માર્ક્સવાદને પડતો મૂકી દે છે કારણ કે રાજ્ય તંત્રનો એવો ખાતમો તકવાદીઓને બિલકુલ અસ્વીકાર્ય છે અને તે કાઉત્સ્કીની દલીલમાંથી એકદમ અદૃશ્ય થઈ જાય છે. તેમને માટે તેણે એવી છટકબારી રાખી છે કે "ફતેહ"નો અર્થ સાદી બહુમતી મેળવી લેવાનો ઘટાવી શકાય.

કાઉત્સ્કી માર્ક્સવાદની પોતે કરેલી વિકૃતિને ઢાંકી દેવા માટે વેદિયા જેવું વર્તન કરે છે: તેણે ખુદ માર્ક્સનું જ "અવતરણ" રજૂ કર્યું છે. માર્ક્સે ૧૮૫૦માં લખ્યું હતું કે "રાજ્ય સત્તાના હાથમાં તાકાતનું દૃઢનિશ્ચયી કેંદ્રીકરણ" આવશ્યક

છે[49]. કાઉત્સ્કીએ વિજયના ભાવે સવાલ કર્યો છે: પાન્નેકોએક શું "કેંદ્રવાદ"ને ખતમ કરી નાખવા માગે છે?

આ તો સાફ ચાલાકી જ છે, જેવી રીતે બર્નસ્ટાઇને કેંદ્રવાદ વિરુદ્ધ સમવાયતંત્રવાદના વિષય અંગે માર્ક્સવાદ અને પ્રુધોંપંથના વિચારોને એકસરખા ગણાવેલા એવી જ રીતે.

કાઉત્સ્કીએ રજૂ કરેલું "અવતરણ" તો આમ કે તેમ કોઈ રીતે બંધબેસતું નથી. કેંદ્રવાદ પુરાણા તથા નવા ઉભય રાજ્ય તંત્રમાં શક્ય છે. કામદારો સ્વેચ્છાએ પોતાની હથિયારબંધ તાકાતોનું એકત્રીકરણ સાધી લે તો તેને કેંદ્રવાદ કહેવાય, પરંતુ તે કેંદ્રીકૃત રાજ્ય તંત્રના—સ્થાયી સેના, પોલીસ, તથા નોકરશાહીના—તદ્દન ખાતમા ઉપર આધારિત હશે. કોમ્યુનના સંબંધમાં માર્ક્સ અને એંગેલ્સની સૌને બરાબર જાણીતી દલીલોને ઉવેખીને, અને ચર્ચાના મુદ્દા જોડે કશો જ સંબંધ ન ધરાવતું અવતરણ પકડી લઈને, કાઉત્સ્કી સાવ ધુતારા જેવું જ વર્તન કરે છે.

> કાઉત્સ્કીએ આગળ ચલાવ્યું છે: "તેનો (પાન્નેકોએકનો) ઇરાદો કદાચ અમલદારોની રાજ્ય સંબંધી કામગીરીઓ નાબૂદ કરી નાખવાનો હોય? પરંતુ રાજ્ય કારોબારની વાત તો રહેવા દઈએ, આપણે પાર્ટી તથા ટ્રેડ યુનિયનોમાં પણ અમલદારો વગર કામ નથી ચલાવી શકતા. અને આપણા કાર્યક્રમમાં રાજ્યના અમલદારોની વ્યવસ્થા નાબૂદ કરી નાખવાની માંગ નહિ પરંતુ અમલદારોને લોકો તરફથી ચૂંટવાની માંગ સામેલ છે. અહીંયાં આપણી ચર્ચા 'ભાવિ રાજ્ય'ના કારોબારી તંત્રે ધારણ કરવાના રૂપ અંગેની નથી પરંતુ એ બાબતની છે કે આપણો રાજકીય સંઘર્ષ રાજ્ય સત્તાને, **આપણે તેને કબજે કરી લઈએ તે પહેલાં**, નાબૂદ કરી નાખે છે (શાબ્દિક અર્થમાં તેનું વિઘટન કરી નાખે છે—આઉફલોસ્ટ) કે નહિ (શબ્દો ઉપર ભાર કાઉત્સ્કીએ મૂકેલો છે). કયા મંત્રાલયને તેના અમલદારો સહિત નાબૂદ કરી શકાય એમ છે?" પછી આવે છે શિક્ષણ, ન્યાય, નાણા, તથા યુદ્ધ મંત્રાલયોની યાદી. "ના, સરકાર સામેનો આપણો રાજકીય સંઘર્ષ હાલનાં મંત્રાલયોમાંથી એકને પણ હઠાવી નહિ દે... ગેરસમજણ ન થાય એટલા માટે હું દોહરાવું છું: અહીંયાં આપણી ચર્ચા વિજયી સામાજિક-લોકશાહીવાદીઓ તરફથી 'ભાવિ રાજ્ય'ને

આપવાના રૂપ અંગેની નથી, પરંતુ એ બાબતની છે કે આપણા વિરોધથી વર્તમાન રાજ્ય કેવી રીતે પલટાય છે." (પૃષ્ઠ ૭૨૫)

આ તો દેખીતી ચાલાકી છે. પાન્નેકોએકે **ક્રાંતિનો** સવાલ ઉઠાવ્યો હતો. તેના લેખના શીર્ષકમાંથી તેમ જ ઉપર ટાંકેલા ફકરાઓમાંથી એવો જ નિર્દેશ મળે છે. તેમાંથી "વિરોધ"ના સવાલ પર પહોંચી જઈને કાઉત્સ્કીએ ક્રાંતિકારી દૃષ્ટિકોણના સ્થાને તકવાદી દૃષ્ટિકોણ મૂકી દીધો છે. તેના કથનનો મર્મ આવો છે: હાલ આપણે વિરોધમાં છીએ. આપણે સત્તા કબજે કરી લીધા **પછી** કેવી સ્થિતિમાં હોઈશું તે એ વખતે જોઈ લઈશું. **ક્રાંતિ અદૃશ્ય થઈ ગઈ!** અને તકવાદીઓને બરાબર એ જ જોઈતું હતું.

ચર્ચાનો મુદ્દો વિરોધનોયે નથી અને સામાન્ય રૂપમાં રાજકીય સંઘર્ષનોયે નથી પરંતુ **ક્રાંતિનો** છે. ક્રાંતિ એટલે સર્વહારા વર્ગ તરફથી "કારોબારી તંત્ર"નો તથા **સમગ્ર** રાજ્ય તંત્રનો **ખાતમો** અને તેના સ્થાને હથિયારબંધ કામદારોના બનેલા નવા તંત્રની સ્થાપના. કાઉત્સ્કીએ મંત્રાલયો તરફ "વહેમી પૂજ્યભાવ" પ્રદર્શિત કર્યો છે, પરંતુ તેમના સ્થાને કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સાર્વભૌમ સર્વશકિતમાન સોવિયેતોના તાબામાં કામ કરતી વિશેષજ્ઞોની સમિતિઓ કેમ ન સ્થાપી શકાય?

મુદ્દો બિલકુલ એવો નથી કે મંત્રાલયો ચાલુ રાખવામાં આવે કે "વિશેષજ્ઞોની સમિતિઓ" અથવા બીજાં કોઈ સંઘટનો સ્થાપવામાં આવે, એ વાતનું કશું જ મહત્ત્વ નથી. મુદ્દો તો એવો છે કે પુરાણું રાજ્ય તંત્ર (જે હજારો તાણાવાણા વડે મૂડીદાર વર્ગ જોડે બંધાયેલું છે અને જેના અંગેઅંગમાં પ્રથાની દાસતા તેમ જ સ્થગિતતા ઓતપ્રોત છે) ચાલુ રહેશે કે તેને **ખતમ કરી નાખવામાં આવશે** અને તેના સ્થાને **નવું** તંત્ર સ્થાપવામાં આવશે. ક્રાંતિનો અર્થ એવો નથી કે નવો વર્ગ સરદારી કરે, **પુરાણા** રાજ્ય તંત્રની મદદ વડે શાસન ચલાવે. ક્રાંતિનો અર્થ તો એવો છે કે એ વર્ગ એ તંત્રને **ખતમ કરી નાખે** અને સરદારી કરે, **નવા** તંત્રની મદદ વડે શાસન ચલાવે. કાઉત્સ્કી માર્ક્સવાદના એ **બુનિયાદી** ખ્યાલને અવગણે છે અથવા મુદ્દલ સમજતો જ નથી.

અમલદારોના સંબંધમાં તેનો સવાલ સાફ બતાવી આપે છે કે તે કોમ્યુનના બોધપાઠોને કે માર્ક્સના સિદ્ધાંતોને સમજતો નથી. "આપણે પાર્ટી અને ટ્રેડ યુનિયનોમાં પણ અમલદારો વગર કામ ચલાવી શકતા નથી..."

આપણે **મૂડીવાદના સંજોગોમાં, મૂડીદાર વર્ગના શાસનના** સંજોગોમાં, અમલદારો વગર કામ ચલાવી શકતા નથી. સર્વહારા વર્ગ પીડિત છે, મહેનતકશ લોકો મૂડીવાદની ગુલામીમાં જકડાયેલા છે. મૂડીવાદમાં રોજી ગુલામી તેમ જ લોકોની ગરીબી તથા કંગાલિયતના તમામ સંજોગોને કારણે લોકશાહી બંધાયેલી, સંકોડાયેલી, મર્યાદિત, ખંડિત હોય છે. એ કારણે અને માત્ર એ જ કારણે આપણાં રાજકીય સંગઠનો તથા ટ્રેડ યુનિયનોના કાર્યકરો મૂડીવાદના સંજોગોથી ભ્રષ્ટ બને છે—અથવા સમજો કે ભ્રષ્ટ બનવાની વૃત્તિ ધરાવે છે—અને નોકરશાહો, અર્થાત્ લોકોથી અળગા પડી ગયેલા તથા લોકોથી **ઉપર** સ્થિત વિશેષાધિકારી માણસો, બની જવાનું વલણ જાહેર કરે છે.

નોકરશાહીનું **સારતત્ત્વ** એવું છે, અને મૂડીદારોનું માલિકીહરણ ન કરી લેવામાં આવે તથા મૂડીદાર વર્ગને ઉથલાવી ન પાડવામાં આવે ત્યાં સુધી સર્વહારા વર્ગીય કાર્યકરો **પણ** અનિવાર્ય રીતે અમુક પ્રમાણમાં "નોકરશાહો બનશે" જ.

કાઉત્સ્કીના કથનનો સાર આવો નીકળે છે: સમાજવાદમાં ચૂંટાયેલા કાર્યકરો હશે એટલે અમલદારો પણ હશે, નોકરશાહી પણ હશે! તે બરાબર એ બાબતમાં જ ગલત છે. માર્ક્સે કૉમ્યુનના ઉદાહરણનો ઉલ્લેખ કરીને બતાવી આપ્યું છે કે સમાજવાદમાં કાર્યકરો "નોકરશાહો" નહિ રહે, "અમલદારો" નહિ રહે, તેઓ **એટલા પ્રમાણમાં** એવા નહિ રહે કે **જેટલા પ્રમાણમાં**—અમલદારોની ચૂંટણીના સિદ્ધાંત ઉપરાંત—તેમને ગમે ત્યારે પાછા ખેંચી લેવાના સિદ્ધાંતનો અમલ થશે, તેમના પગારો ઘટાડીને સરેરાશ કામદારના વેતન **જેટલા** કરી નાખવાનો નિયમ લાગુ કરવામાં આવશે, અને સંસદીય સંસ્થાઓનાં સ્થાન "એકીસાથે કારોબારી તથા કાનૂનો ઘડનારાં કાર્યરત સંઘટનો" લઈ લેશે[50].

હકીકતમાં પાન્નેકોએકની વિરુદ્ધ કાઉત્સ્કીની આખી દલીલમાં, અને ખાસ કરીને તો આપણે પાર્ટી અને ટ્રેડ યુનિયન સંગઠનોમાં પણ અમલદારો વગર કામ ન ચલાવી શકતા હોવાના તેના અજબ મુદ્દામાં, સામાન્ય રૂપે માર્ક્સવાદની વિરુદ્ધ બર્નસ્ટાઈનની પુરાણી "દલીલો"નું ખાલી પુનરાવર્તન જ છે. બર્નસ્ટાઈને તેના ભાગેડુ પુસ્તક 'સમાજવાદના આધારો'માં "પ્રારંભિક" લોકશાહીના વિચારો વિરુદ્ધ, જેને તે "વેદિયાવેડાની લોકશાહી"—બંધનકારી આદેશો, અવેતન અમલદારો, નાકૌવત કેંદ્રીય પ્રતિનિધિ સંઘટનો, વગેરે—ગણાવે છે તેની વિરુદ્ધ, પ્રહારો કર્યા છે. બર્નસ્ટાઈને એ "પ્રારંભિક" લોકશાહીને નિર્માલ્ય સાબિત કરવા માટે બ્રિટિશ ટ્રેડ યુનિયનોના અનુભવના વેબ્બ દંપતીએ

કરેલા અર્થઘટનનો ઉલ્લેખ કર્યો છે[51]. તેણે લખ્યું છે: "પૂરી આઝાદી"ના સંજોગોમાં વિકાસનાં સિત્તેર વર્ષો પછી ટ્રેડ યુનિયનોને પ્રતીતિ થઈ કે પ્રારંભિક લોકશાહી નકામી છે, અને તેમણે તેના સ્થાને સાધારણ લોકશાહીની, અર્થાત્ નોકરશાહી સાથે સમન્વિત સંસદવાદની, સ્થાપના કરી. (જર્મન આવૃત્તિ, પૃષ્ઠ ૧૩૭.)

વાસ્તવમાં, ટ્રેડ યુનિયનોનો વિકાસ "પૂરી આઝાદી"ના સંજોગોમાં નહિ **પરંતુ પૂરી મૂડીવાદી ગુલામીના સંજોગોમાં** થયો હતો. સ્વાભાવિક છે કે એવી હાલતમાં પ્રવર્તિત અનિષ્ટ, જુલમ, જૂઠાણાં, અને "ઊંચા" કારોબારમાંથી ગરીબોને બકાત રાખવાની બાબતમાં કેટલીય છૂટછાટો મૂક્યા વગર "ચાલે જ નહિ". સમાજવાદમાં મોટા ભાગની "પ્રારંભિક" લોકશાહીનો પુનરુદય અનિવાર્ય રીતે થશે જ કારણ કે સભ્ય સમાજના ઇતિહાસમાં પહેલી જ વાર વસતિના **સમુદાયો** જાગૃત થઈને કેવળ મતદાન તથા ચૂંટણીમાં જ નહિ **પરંતુ રાજ્યના રોજિંદા કારોબારમાં પણ સ્વતંત્ર રીતે** ભાગ લેશે. સમાજવાદમાં વારાફરતી **સૌ** કારોબાર ચલાવશે, અને થોડા સમયમાં એવા સંજોગોથી ટેવાઈ જશે કે જેમાં કોઈ કારોબાર ન ચલાવતું હોય.

માર્ક્સની આલોચક-વિશ્લેષક પ્રતિભાએ કોમ્યુનનાં અમલી કદમોમાંથી એવો **પલટો** પારખી લીધો કે જેને તકવાદીઓ દહેશતની નજરે જુએ છે તથા માન્ય કરવા નથી માગતા કારણ કે તેઓ કાયર છે, મૂડીદાર વર્ગ જોડેના સંબંધો અફર રીતે તોડી નાખવા તૈયાર નથી; અને જેને અરાજકતાવાદીઓ પણ, કાં તો ઉતાવળને લીધે અથવા વ્યાપક સામાજિક પરિવર્તનોના સંજોગોને બિલકુલ ન સમજવાને લીધે, ધ્યાનમાં લેવા નથી માગતા. "આપણે પુરાણા રાજ્ય તંત્રને ખતમ કરી નાખવાનો તો વિચાર પણ ન જ કરવો જોઈએ, મંત્રાલયો તથા અમલદારો વગર આપણું કામ કેવી રીતે ચાલે?"—તકવાદી એવી દલીલ કરે છે કારણ કે તે કૂપમંડૂકતામાં તરબોળ હોય છે અને દિલમાં ઊંડે ઊંડે ક્રાંતિમાં, ક્રાંતિની સર્જનાત્મક શકિતમાં, મુદ્દલ નિષ્ઠા નથી ધરાવતો હોતો એટલું જ નહિ પરંતુ તેની કારમી દહેશતમાં જિંદગી ગુજારતો હોય છે (આપણા મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓની જેમ).

"આપણે તો **કેવળ** પુરાણા રાજ્ય તંત્રના ખાતમાની જ ફિકર કરવાની છે, અગાઉની સર્વહારા વર્ગીય ક્રાંતિઓના **નક્કર** બોધપાઠોનું પરીક્ષણ કરવાનો, અને ખતમ કરી નાખવામાં આવેલા તંત્રના સ્થાને **શું** તથા **કેવી રીતે** સ્થાપવું તેનું પૃથક્કરણ કરવાનો, કશો અર્થ જ નથી."— અરાજકતાવાદી (બેશક

અરાજકતાવાદીઓમાંનો ઉત્તમ, ક્રોપોતકિનો અને કંપનીને પગલે પગલે ચાલીને મૂડીદાર વર્ગની પાછળ ઘસડાતા માણસો જેવો નહિ) એવી દલીલ કરે છે. એટલે, અરાજકતાવાદીની કાર્યનીતિ લોક આંદોલનના વાસ્તવિક સંજોગોને લક્ષમાં લઈને નક્કર સમસ્યાઓ ઉકેલવા કટ્ટર હિંમતભરી ક્રાંતિકારી જહેમતો કરવાની નહિ પરંતુ **હતાશાની** કાર્યનીતિ બની રહે છે.

માર્ક્સ આપણને બેઉ ભૂલોથી બચી રહેતાં શીખવે છે, આપણને આખું પુરાણું રાજ્ય તંત્ર ખતમ કરી નાખવામાં અપાર હિંમતથી કદમ ઉઠાવતાં શીખવે છે, અને સાથે સાથે સવાલની આવી નક્કર રજૂઆત કરતાં શીખવે છે: કોમ્યુન વધારે બહોળી લોકશાહી સ્થાપવાના તથા નોકરશાહીને જડમૂળથી ઉખેડી નાખવાના ઉદ્દેશે, અમુક અને અમુક પગલાં અમલમાં મૂકીને, **નૂતન** સર્વહારા વર્ગીય રાજ્ય તંત્રના ઘડતરનો **આરંભ**, થોડાંક જ અઠવાડિયાંની અંદર કરી શક્યું હતું. આપણે કોમ્યુનવીરો પાસેથી ક્રાંતિકારી હિંમતનો પાઠ શીખીએ, આપણે તેમનાં અમલી કદમોમાંથી ખરેખરાં તાકીદનાં તથા તાત્કાલિક શક્ય કદમોની **રૂપરેખા** પારખી લઈએ, અને પછી **એ પંથે કૂચ કરીને** આપણે નોકરશાહીનો પૂરેપૂરો ખાતમો સિદ્ધ કરી લઈશું.

એવા ખાતમાની શક્યતાની ખાતરી એ હકીકત પૂરી પાડે છે કે સમાજવાદ કામદિનને ટૂંકાવી દેશે, લોકોને નવા જીવનની ઉન્નત કક્ષાએ લઈ જશે, **મોટા ભાગની** વસતિ માટે એવા સંજોગો પેદા કરશે કે જેમાં એક પણ અપવાદ વગર **દરેકને** માટે "રાજ્યની કામગીરીઓ" કરવાનું શક્ય બનશે, અને તેના પરિણામે સામાન્ય રીતે દરેક રૂપના રાજ્યનો **પૂરેપૂરો વિલય** થઈ જશે.

કાઉત્સ્કી આગળ લખે છે કે "તેનું લક્ષ્ય (લોકવ્યાપી હડતાલનું લક્ષ્ય) રાજ્ય સત્તાને **ખતમ કરી નાખવાનું** ન હોઈ શકે, તેનું એકમાત્ર લક્ષ્ય તો કોઈ ખાસ સવાલની બાબતમાં સરકારને નમાવી દેવાનું અથવા સર્વહારા વર્ગ તરફ દુશ્મનાવટ ધરાવતી સરકારના સ્થાને તેને અરધે રસ્તે સામે ચાલીને (એન્તગેગેનકોમ્મેન્ડે) રાહત આપવા તૈયાર હોય એવી સરકાર સ્થાપવાનું જ હોઈ શકે... પરંતુ તે (અર્થાત્ દુશ્મનાવટ ધરાવતી સરકારની ઉપર સર્વહારા વર્ગની ફતેહ) કદી, કોઈ પણ સંજોગોમાં, રાજ્ય સત્તાના **ખાતમામાં** ન જ પરિણમી શકે; તે તો **રાજ્ય સત્તાની ભીતર** પરિબળોના સંતુલનમાં કેવળ અમુક **ફેરફારમાં** (ફેરશીબુંગ) જ પરિણમી શકે... આપણા રાજકીય સંઘર્ષનું લક્ષ્ય, ભૂતકાળની જેમ, સંસદમાં

બહુમતી હાંસલ કરી લઈને તથા સંસદને સરકારના સ્વામિત્વની ઉન્નત કક્ષાએ પહોંચાડીને, રાજ્ય સત્તા કબજે કરી લેવાનું જ રહે છે." (પૃષ્ઠ ૭૨૬, ૭૨૭, ૭૩૨.)

આ તો એકદમ નિર્ભેળ તથા અત્યંત અધમ તકવાદ જ છે: ક્રાંતિને શબ્દોમાં સ્વીકારી લેવી પરંતુ કૃત્યોમાં તજી દેવી. કાઉત્સ્કીના વિચારો "સર્વહારા વર્ગને અરધે રસ્તે સામે ચાલીને રાહત આપવા તૈયાર હોય એવી... સરકાર"થી આગળ જતા જ નથી—એ તો ૧૮૪૭માં 'કોમ્યુનિસ્ટ જાહેરનામું'માં કરવામાં આવેલી "સર્વહારા વર્ગનું શાસક વર્ગ તરીકે સંગઠન"ની ઘોષણાની સરખામણીએ કૂપમંડૂકતાની દિશામાં પીછેકદમ છે.

કાઉત્સ્કીને શેઈદેમાનો, પ્લેખાનોવો, તથા વાન્દેરવેલ્દેઓ જોડેની પોતાની પ્યારી એકતા સાધી લેવી પડશે. તેઓ સૌ "સર્વહારા વર્ગને અરધે રસ્તે સામે ચાલીને રાહત આપવા તૈયાર હોય એવી" સરકાર માટે લડવા સંમત છે.

પરંતુ આપણે તો સમાજવાદના એ દ્રોહીઓ સાથેનો સંબંધ તોડી નાખીશું અને પુરાણા રાજ્ય તંત્રના પૂરેપૂરા ખાતમા માટે લડીશું, જેથી હથિયારબંધ સર્વહારા વર્ગ પોતે જ **સરકાર બની જાય**. આ બે બાબતો વચ્ચે "મોટો ફરક છે".

કાઉત્સ્કીને લેગિનો તથા ડેવિડો, પ્લેખાનોવો, પોત્રેસોવો, ત્સેરેતેલીઓ, અને ચેર્નોવોનો ખુશનુમા સંગાથ માણવાનો છે. તેઓ "રાજ્ય સત્તાની ભીતર પરિબળોના સંતુલનમાં ફેરફાર" માટે, "સંસદમાં બહુમતી હાંસલ કરી લેવા" માટે, અને "સંસદને સરકારના સ્વામિત્વની ઉન્નત કક્ષાએ પહોંચાડવા" માટે કામ કરવા બહુ ઉત્સુક છે. એ તો અત્યંત ઉમદા ધ્યેય છે. તકવાદીઓને પૂરેપૂરું સ્વીકાર્ય છે, અને બધું મૂડીવાદી સંસદીય પ્રજાસત્તાકની મર્યાદાઓમાં સલામત રાખે છે.

પરંતુ આપણે તકવાદીઓ સાથેના સંબંધો તોડી નાખીશું, અને આખો વર્ગજાગૃત સર્વહારા વર્ગ લડતમાં—"પરિબળોના સંતુલનમાં ફેરફાર" માટેની નહિ પરંતુ **મૂડીદાર વર્ગને ઉથલાવી પાડવાની**, મૂડીવાદી સંસદવાદને **ખતમ કરી નાખવાની**, કોમ્યુનના પ્રકારના લોકશાહીવાદી પ્રજાસત્તાક માટેની, અથવા કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની સોવિયેતોના પ્રજાસત્તાક માટેની, સર્વહારા વર્ગની ક્રાંતિકારી સરમુખત્યારી માટેની લડતમાં—આપણને સાથ આપશે.

આંતરરાષ્ટ્રીય સમાજવાદમાં કાઉત્સ્કીથી મવાળ તરફનાં વહેણો છે, દાખલા તરીકે જર્મનીમાં 'સમાજવાદી માસિક'[52] (લેગિન, ડૅવિડ, કોલ્બ, અને બીજા ઘણા, જેમાં સ્કેન્ડીનેવિયન સ્ટાઉનિંગ અને બ્રાંટિંગ સામેલ છે), ફ્રાંસ અને બેલ્જિયમમાં જોરેસના અનુયાયીઓ[53] તથા વાન્દેરવેલ્દે), ઈટાલિયન પાર્ટીના તુરાતી, ત્રેવેસ, તથા બીજા મવાળપંથીઓ, બ્રિટનમાં ફેબિયનો તથા "સ્વતંત્રો" (સ્વતંત્ર લેબર પાર્ટી[54], જે વાસ્તવમાં હંમેશાં લિબરલો ઉપર આધાર રાખતી રહી છે), વગેરે. પોતપોતાની પાર્ટીઓની અંદર સંસદીય પ્રવૃત્તિમાં તથા અખબારોમાં જબ્બર, ઘણી વાર તો વર્ચસ્વી, ભૂમિકા ભજવતા એ બધા સજ્જનો સર્વહારા વર્ગની સરમુખત્યારીને એકદમ નકારી કાઢે છે અને ઉઘાડા તકવાદની નીતિ ધરાવે છે. એ બધા સજ્જનોની નજરમાં સર્વહારા વર્ગની "સરમુખત્યારી" તો લોકશાહીનું "ખંડન" કરે છે!! વાસ્તવમાં તેમની અને નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓની વચ્ચે કશો તાત્ત્વિક ફરક નથી.

એ સંજોગને લક્ષમાં લેતાં અમારો એવો નિષ્કર્ષ વાજબી જ છે કે બીજી ઈન્ટરનેશનલ, મતલબ કે તેના સત્તાવાર પ્રતિનિધિઓની ભારે મોટી બહુસંખ્યા, તકવાદમાં પૂરેપૂરી ગરક થઈ ગઈ છે. કોમ્યુનના અનુભવને અવગણવામાં આવ્યો છે એટલું જ નહિ પરંતુ વિકૃત પણ બનાવી દેવામાં આવ્યો છે. કામદારોએ પુરાણા રાજ્ય તંત્રને ખતમ કરી નાખવા માટે કદમ ઉઠાવવાની, તેના સ્થાને નવું તંત્ર સ્થાપવાની, અને એ રીતે પોતાના રાજકીય શાસનને સમાજની સમાજવાદી પુનર્ઘટનાનો પાયો બનાવવાની વેળા નજીક આવી રહી હોવાની સમજણ કામદારોનાં મનમાં કેળવવાને બદલે, તેઓ હકીકતમાં લોકસમુદાયોને એથી ઊલટો જ ઉપદેશ આપતા રહ્યા છે, અને "સત્તાની ફતેહ"નું ચિત્ર તકવાદીઓ માટે હજારો છટકબારીઓ રહેવા દે એવી રીતે આલેખતા રહ્યા છે.

જ્યારે સામ્રાજ્યવાદી ચડસાચડસીના પરિણામે વિસ્તરણ પામેલાં લશ્કરી તંત્રો ધરાવતાં રાજ્યો લશ્કરી રાક્ષસો બની ગયાં છે, અને જગતમાં બ્રિટન કે જર્મની— આ કે તે નાણાકીય મૂડી—શાસન ચલાવે એવા સવાલનો ફેંસલો કરવા માટે લાખો ઈન્સાનોને વિનાશની આગમાં હોમી રહ્યાં છે, એવી વેળાએ, રાજ્ય સાથે

સર્વહારા વર્ગીય ક્રાંતિના સંબંધના સવાલને વિકૃત બનાવી દેવાનાં તથા ઢાંકી દેવાનાં કૃત્યો પારાવાર મહત્ત્વની ભૂમિકા ભજવ્યા વગર રહે જ નહિ.*

---

*હસ્તપ્રત નીચે મુજબ ચાલુ રહે છે:

"પ્રકરણ ૭

**૧૯૦૫ અને ૧૯૧૭ની રૂસી ક્રાંતિઓનો અનુભવ**

આ પ્રકરણના શીર્ષકમાં નિર્દેશિત વિષય એટલો બહોળો છે કે તેને વિશે ગ્રંથો લખી શકાય અને લખાવા જોઈએ. આ પુસ્તિકામાં તો અમારે, સ્વાભાવિક રીતે જ, એ અનુભવે પૂરા પાડેલા અત્યંત મહત્ત્વના અને રાજ્ય સત્તાના સંબંધમાં સર્વહારા વર્ગનાં કર્તવ્યોની બાબત જોડે સીધી રીતે સંકળાયેલા બોધપાઠો પૂરતા જ સીમિત રહેવું પડશે." (અહીંયાં હસ્તપ્રત અટકી જાય છે.—સં.)

## પહેલી આવૃત્તિમાં ઉમેરણી

આ પુસ્તિકા ૧૯૧૭ના ઑગસ્ટ તથા સપ્ટેંબરમાં લખાઈ હતી. મેં આગળના, સાતમા, પ્રકરણ '૧૯૦૫ અને ૧૯૧૭ની રૂસી ક્રાંતિઓનો અનુભવ'ની યોજના ઘડી કાઢી હતી. પરંતુ શીર્ષક સિવાય એ પ્રકરણની એક લીટી પણ લખવાનો સમય મને ન મળ્યો. તેમાં રાજકીય કટોકટીએ — ૧૯૧૭ની ઑક્ટોબર ક્રાંતિની પૂર્વવેળાએ — અંતરાય પાડયો. એવા અંતરાયને તો અલબત્ત વધાવી લેવો જ જોઈએ. પરંતુ પુસ્તિકાના બીજા ભાગનું ('૧૯૦૫ અને ૧૯૧૭ની રૂસી ક્રાંતિઓનો અનુભવ') લેખન ઘણું કરીને લાંબા વખત માટે મુલતવી રાખવું પડશે. "ક્રાંતિના અનુભવ" વિશે લખવા કરતાં એવા અનુભવમાં મશગૂલ રહેવાનું વધારે સુખદ તથા ઉપયોગી છે.

પેત્રોગ્રાદ — લેખક

૩૦મી નવેંબર, ૧૯૧૭

૧૯૧૭ના ઑગસ્ટ-સપ્ટેંબરમાં લિખિત
૧૯૧૮માં 'ઝીઝ્ન ઇ ઝનાનિયે' પ્રકાશકો
તરફથી પુસ્તિકાના રૂપમાં પ્રકાશિત

## ટિપ્પણીઓ

1 'રાજ્ય અને ક્રાંતિ' નામે કૃતિ લેનિને ૧૯૧૭ના ઑગસ્ટ અને સપ્ટેંબર દરમિયાન ભોમભીતર સંજોગોમાં લખી હતી. ત્યારે તે કામચલાઉ સરકારના દમનને કારણે ભોમભીતર રહેતા હતા.

રાજ્યના સવાલના સૈદ્ધાંતિક નિરૂપણની આવશ્યકતાનો પહેલો ઉલ્લેખ તેમણે ૧૯૧૬ના ઉત્તરાર્ધમાં કર્યો હતો. એ વખતે તેમણે "તરુણ આંતરરાષ્ટ્રીય" નામે નોંધ લખી હતી અને તેમાં બુખારિનના બિન-માર્ક્સવાદી ધોરણની ટીકા કરી હતી તથા રાજ્યના સંબંધમાં માર્ક્સવાદના વલણ વિશે વિગતવાર લેખ લખવાનું વચન આપ્યું હતું. લેનિને કોલ્લોનતાઈને લખેલા ૧૯૧૭ના ફેબ્રુઆરીની ૧૭મી તારીખના પત્રમાં જણાવ્યું હતું કે રાજ્યના સંબંધમાં માર્ક્સવાદના વલણના સવાલ વિશેની મારી સામગ્રી લગભગ તૈયાર છે. એ સામગ્રી નીલા પૂંઠાની નોટબુકમાં નાના અક્ષરે ખીચોખીચ લખેલી હતી, અને તેને 'રાજ્ય વિશે માર્ક્સવાદ' શીર્ષક આપવામાં આવ્યું હતું. તેમાં માર્ક્સ અને એંગેલ્સની કૃતિઓમાંથી અવતરણો ટાંકવામાં આવ્યાં હતાં, અને કાઉત્સ્કી, પાન્નેકોએક, તથા બર્નસ્ટાઇનનાં પુસ્તકોમાંથી ઉતારાઓ ટીકાત્મક વિચારો સાથે આપવામાં આવ્યા હતા, તેમ જ લેનિનના નિષ્કર્ષો તથા સામાન્ય તારણો રજૂ કરવામાં આવ્યાં હતાં.

લેનિનની યોજના મુજબ, 'રાજ્ય અને ક્રાંતિ' પુસ્તકમાં સાત પ્રકરણો સામેલ કરવાનાં હતાં, પરંતુ '૧૯૦૫ અને ૧૯૧૭ની રૂસી ક્રાંતિઓનો અનુભવ' નામનું સાતમું પ્રકરણ કદી લખાયું જ નહિ. આપણી પાસે કેવળ તેની વિગતવાર યોજના જ છે.

પુસ્તકનું પ્રકાશન ૧૯૧૮માં થયું હતું. બીજા પ્રકરણમાં લેનિને ઉમેરેલા '૧૮૫૨માં માર્ક્સ તરફથી સવાલની રજૂઆત' નામે નવા વિભાગ સાથેની બીજી આવૃત્તિ ૧૯૧૯માં પ્રગટ થઈ હતી.—પૃ. ૧

[2] **ફેબિયનો**—૧૮૮૪માં સ્થપાયેલી બ્રિટિશ સુધારાવાદી ફેબિયન સોસાયટીના સભ્યો. સોસાયટીનું નામ રોમન સૈનિક ફેબિયસ મેક્ષિમસ ઉપરથી પાડવામાં આવેલું. પોતાની વિલંબકારી તરકીબોને કારણે અને હાન્નિબાલ સાથેની નિર્ણાયક ઝપાઝપીને ટાળવાની પોતાની ઈચ્છાને કારણે ફેબિયસ કનકટેટર (વિલંબકર્તા) તરીકે ઓળખાતો. તેમાં મુખ્યત્વે મૂડીવાદી બુદ્ધિજીવીઓ સામેલ હતા—**વૈજ્ઞાનિકો**, લેખકો અને રાજકારણીઓ (સીડની અને બીઍટ્રિસ વેબ્બ, જ્યોર્જ બર્નાર્ડ શૉ, રામ્ઝે મૅકડોનલ્ડ, તથા અન્ય). ફેબિયનો કહેતા કે સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષની અને સમાજવાદી ક્રાંતિની જરૂર જ નથી, અને તેઓ એવો મત ધરાવતા કે મૂડીવાદમાંથી સમાજવાદ સુધીનું સંક્રમણ પરિમિત ક્રમશઃ સુધારાઓ દ્વારા સિદ્ધ કરી શકાશે. ફેબિયનવાદનું લેનિને "**અત્યંત તકવાદી** વહેણ" તરીકે વર્ણન કર્યું છે. ફેબિયન સોસાયટી ૧૯૦૦ની સાલમાં લેબર પાર્ટી જોડે ભળી જઈને તેનો એક ભાગ બની ગઈ. "ફેબિયન સમાજવાદ" લેબર પાર્ટીની નીતિના વૈચારિક સ્રોતોમાં સ્થાન ધરાવે છે.

પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) દરમિયાન ફેબિયનોએ સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું.—પૃ. ૫

[3] ફ્રેડરિક ઍંગેલ્સ, 'કુટુંબ, ખાનગી મિલકત, અને રાજ્યની ઉત્પત્તિ'.

નીચે, આ પુસ્તિકાનાં પૃષ્ઠ ૧૦, ૧૨-૧૬માં પણ લેનિને ઍંગેલ્સની એ કૃતિમાંથી અવતરણો ટાંક્યાં છે.—પૃ. ૯

[4] **સમાજવાદી-ક્રાંતિકારીઓ**—વિવિધ નરોદવાદી જૂથો અને વર્તુળો એક થઈ જવાના પરિણામે ૧૯૦૧ના અંતમાં અને ૧૯૦૨ના આરંભમાં રશિયામાં સ્થપાયેલી નિમ્ન-મૂડીવાદી પાર્ટીના સભ્યો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મોટા ભાગના સમાજવાદી-ક્રાંતિકારીઓએ સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણો અખત્યાર કર્યાં.

૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી મેન્શેવિકોની સાથે સમાજવાદી-ક્રાંતિકારીઓએ મૂડીવાદી-જમીનમાલિક કામચલાઉ સરકારને

મુખ્ય ટેકો પૂરો પાડયો. તેમના આગેવાનો (આવક્સેન્ત્યેવ, કેરેન્સ્કી, તથા ચેર્નોવ) પ્રધાનમંડળના સભ્યો હતા. જમીનજાગીરોને નાબૂદ કરી નાખવામાં આવે એવી કિસાનોની માગણીને સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીએ ટેકો ન આપ્યો અને જમીનજાગીરોની માલિકીને સુરક્ષિત રાખવાની તરફેણ કરી. જે કિસાનોએ જમીનજાગીરો ઉપર કબજો કરી લીધો હતો તેમની વિરુદ્ધ કામચલાઉ સરકારના સમાજવાદી-ક્રાંતિકારી સભ્યોએ સજાત્મક ટુકડીઓ મોકલી. ઑક્ટોબરના હથિયારબંધ વિદ્રોહની પૂર્વવેળાએ એ પાર્ટીએ ખુલ્લંખુલ્લા પ્રતિક્રાંતિકારી મૂડીદાર વર્ગનો પક્ષ લીધો હતો, મૂડીવાદી શાસનનું સમર્થન કર્યું હતું, અને તે ક્રાંતિકારી લોકસમુદાયોથી અળગી પડી ગઈ હતી.

૧૯૧૭ના નવેંબરના અંતમાં ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓએ સ્વતંત્ર પાર્ટીની સ્થાપના કરી હતી. કિસાનોમાં પોતાની અસર જાળવી રાખવાની કોશિશો દરમિયાન તેમણે સોવિયેત સત્તાને નામ પૂરતી માન્યતા આપી હતી અને બોલ્શેવિકો જોડે સમજણ કરી લીધી હતી. પરંતુ ત્યાર પછી થોડાક જ સમયમાં તેઓ સોવિયેત સત્તાની સામે લડવા લાગ્યા હતા.—પૃ. ૧૦

5 **મેન્શેવિકો**—રશિયન સામાજિક-લોકશાહીવાદીઓની અંદર નિમ્ન-મૂડીવાદી તકવાદી વહેણના અનુયાયીઓ, કામદાર વર્ગની અંદર મૂડીદાર વર્ગના પ્રભાવનાં વાહનો. રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની ૧૯૦૩ના ઑગસ્ટમાં ભરાયેલી બીજી કૉંગ્રેસમાં પાર્ટીનાં કેંદ્રીય અંગોની ચૂંટણી દરમિયાન તેઓ લઘુમતીમાં (લઘુમતી માટેનો રશિયન ભાષાનો શબ્દ છે: મેન્શિન્સ્ત્વો) રહી ગયા ત્યારથી તેઓ મેન્શેવિકોના નામે ઓળખાવા લાગ્યા, અને લેનિનની આગેવાની હેઠળના ક્રાંતિકારી સામાજિક-લોકશાહીવાદીઓને બહુમતી (રશિયન ભાષામાં: બોલ્શિન્સ્ત્વો) મળતાં તેઓ બોલ્શેવિકો કહેવાયા.

મેન્શેવિકોએ સર્વહારા વર્ગ અને મૂડીદાર વર્ગ વચ્ચે સમજણ કરાવી લેવાના પ્રયાસો કર્યા હતા અને કામદાર વર્ગીય આંદોલનમાં તકવાદી નીતિ અખત્યાર કરી હતી. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓ મૂડીવાદી કામચલાઉ સરકારમાં દાખલ થઈ ગયા. એ સરકારની સામ્રાજ્યવાદી નીતિનું તેમણે સમર્થન કર્યું અને સર્વહારા ક્રાંતિના વધતા જતા જુવાળની સામે તેઓ લડયા.

ઑકટોબર સમાજવાદી ક્રાંતિ પછી મેન્શેવિકોએ ઉઘાડી પ્રતિક્રાંતિકારી

પાર્ટીનું રૂપ લઈ લીધું અને સોવિયેત સત્તાની વિરુદ્ધ લક્ષ્યાંકિત કાવતરાં તથા બળવાઓનું સંગઠન કર્યું તેમ જ તેમાં ભાગ લીધો. — પૃ. ૧૦

6 **સમાજની ગોત્રમૂલક (કબીલા અથવા કૂળ પર આધારિત)** સંઘટના — આદિમ સામુદાયિક પદ્ધતિ, અથવા ઈતિહાસની પ્રથમ સામાજિક-આર્થિક સંઘટના. આદિમ કોમ્યુનમાં આર્થિક તથા સામાજિક સંબંધો વડે સંકળાયેલા લોહીના સગપણનાં સ્વજનોનો સમાજ અંકિત હતો. ગોત્રમૂલક પદ્ધતિ માતૃપ્રધાન અને પિતૃપ્રધાન ગાળાઓમાંથી પસાર થઈ હતી. પિતૃપ્રધાન પદ્ધતિ સમાજને વર્ગીય સમાજમાં પલટાવી નાખવામાં તેમ જ રાજ્યના ઉદયમાં પરિણમી. આદિમ સામુદાયિક પદ્ધતિમાં ઉત્પાદનના સંબંધો ઉત્પાદનનાં સાધનોની સામાજિક માલિકી ઉપર તેમ જ તમામ પેદાશોની સમાનતાવાદી વહેંચણી ઉપર આધારિત હતા. એવી પરિસ્થિતિ એ સમયે ઉત્પાદક શકિતઓની નીચી કક્ષાને તથા તેમનાં રૂપલક્ષણોને મુખ્યત્વે અનુરૂપ હતી. — પૃ. ૧૧

7 અહીંયાં નિર્દેશ માર્ક્સની કૃતિ 'ગોથા કાર્યક્રમની-મીમાંસા' (ભાગ ૪) પ્રત્યે તથા એંગેલ્સની કૃતિ 'ડ્યૂહરિંગ ખંડન' પ્રત્યે તેમ જ એંગેલ્સે બેબેલને લખેલા ૧૮૭૫ના માર્ચની ૧૮-૨૮ તારીખના પત્ર પ્રત્યે છે. — પૃ. ૨૨

8 કાર્લ્ માર્ક્સ, 'મૂડી', ગ્રંથ ૧, મોસ્કો, ૧૯૬૩, પૃષ્ઠ ૭૫૧. — પૃ. ૨૨

9 **ત્રીસ વરસનું યુદ્ધ (૧૬૧૮-૧૬૪૮)** — યુરોપીય રાજ્યોની વિવિધ એકસંપીઓ વચ્ચેના વિરોધો ઉગ્ર બની જતાં ફાટી નીકળેલું પ્રથમ યુરોપીય યુદ્ધ. તેણે પ્રોટેસ્ટંટ અને કૅથોલિક સંપ્રદાયો વચ્ચેના સંઘર્ષનું રૂપ ધારણ કર્યું હતું. જર્મની મુખ્ય રણક્ષેત્ર તેમ જ લશ્કરી લૂંટફાટનું તથા ધાડપાડુ દાવાઓનું લક્ષ્ય બની ગયું. યુદ્ધ ૧૬૪૮માં પૂરું થયું અને વેસ્ટફાલિયાની શાંતિ સંધિ પર હસ્તાક્ષરો થયા. તેમાં જર્મનીના રાજકીય વિભાજનને પરિપૂર્ણ કરી લેવામાં આવ્યું. — પૃ. ૨૩

10 **ગોથા કાર્યક્રમ** — ૧૮૭૫માં ભરવામાં આવેલી જર્મન સમાજવાદી કામદાર પાર્ટીની ગોથા કૉંગ્રેસમાં અપનાવવામાં આવેલો કાયક્રમ. એ કૉંગ્રેસમાં બે જર્મન સમાજવાદી પાર્ટીઓનું, અર્થાત્ આઇઝેનાખપંથીઓ — આઉગુસ્ટ

બેબેલ તથા વિલ્હેલ્મ લીબ્કનેખ્તની આગેવાની ધરાવતા અને માર્ક્સ તથા એંગેલ્સના વિચારોથી પ્રભાવિત—અને લાસાલપંથીઓનું એકીકરણ સાધવામાં આવ્યું હતું. એ કાર્યક્રમમાં સંકલનવૃત્તિનો દોષ હતો અને તે તકવાદી હતો કારણ કે આઈઝેનાખપંથીઓએ મહત્ત્વના સવાલોના સંબંધમાં લાસાલપંથીઓને છૂટછાટો આપી હતી અને લાસાલપંથી નિરૂપણો સ્વીકારી લીધાં હતાં. 'ગોથા કાર્યક્રમની મીમાંસા' નામે કૃતિમાં માર્ક્સે, અને બેબેલને સંબોધિત ૧૮૭૫ના માર્ચની ૧૮-૨૮ તારીખના પત્રમાં એંગેલ્સે, તેમની દૃષ્ટિએ ૧૮૬૯ના આઈઝેનાખ કાર્યક્રમની સરખામણીમાં ગંભીર પીછેકદમ અંકિત કરતા ગોથા કાર્યક્રમની આકરી ટીકા કરી હતી.—પૃ. ૨૪

11 સદી પલટાના સમયે કેટલાય દેશોમાં મૂડીદાર વર્ગનાં શાસક વર્તુળોએ કામદાર વર્ગીય આંદોલનમાં ફૂટ પાડવાની તેમ જ નજીવી રાહતો આપીને સર્વહારા વર્ગને ક્રાંતિકારી સંઘર્ષથી અળગો હઠાવી દેવાની કોશિશો કરી. એ લક્ષ્ય સિદ્ધ કરવા માટે તેમણે દાવપેચનો આશરો લીધો, સમાજવાદી પાર્ટીઓના અમુક સુધારાવાદી આગેવાનોને પ્રત્યાઘાતી મૂડીવાદી સરકારોમાં સામેલ કરી લીધા. ઇંગ્લૅંડમાં "પ્રધાનપદાં માટે મૂડીદાર વર્ગના હાથમાં પોતાને વેચી-દઈને કામદાર વર્ગનો ઉઘાડો દ્રોહ કરનારાઓમાંનો" એક જોન બર્ન્સ ૧૮૯૨માં સંસદમાં ચૂંટાઈ આવ્યો (વ્લા.ઇ.લેનિન). ફ્રાંસમાં સમાજવાદી આલેક્સાન્દર-એતિએન મિલેરાં ૧૮૯૯માં વાલ્ડેક-રૂસોની મૂડીવાદી સરકારમાં સામેલ થઈ ગયો અને તેણે મૂડીદાર વર્ગને તેની નીતિના સંચાલનમાં મદદ કરી. પ્રત્યાઘાતી મૂડીવાદી સરકારમાં મિલેરાંની સામેલગીરીથી ફ્રેંચ કામદાર વર્ગીય આંદોલનને ભારે હાનિ પહોંચી. લેનિને મિલેરાંપંથને સિદ્ધાંત-દ્રોહ તરીકે, સુધારણાવાદ તરીકે, વર્ણવ્યો હતો. ઇટાલીમાં વીસમી સદીના આરંભમાં સરકાર જોડે સહયોગના વધારે ઉઘાડા સમર્થકો હતા સમાજવાદીઓ લેઓનીદા બિસ્સોલાતી, ઇવાનોએ બોનોમી, વગેરે. તેમને ૧૮૧૨માં સમાજવાદી પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા.

પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન કેટલાય દેશોની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીઓના તકવાદી મવાળપંથી આગેવાનો ઉઘાડા સામાજિક-અંધરાષ્ટ્રવાદીઓ બની ગયા, પોતપોતાના દેશોની મૂડીવાદી સરકારોમાં સામેલ થઈ ગયા અને તેમની નીતિનું સમર્થન કરવા લાગ્યા.—પૃ. ૨૭

[12] રશિયામાં ૧૯૧૭ના ફેબ્રુઆરીની ૨૭મી (માર્ચની ૧૨મી) તારીખે થયેલી મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિના પરિણામે રાજશાહીને ઉથલાવી પાડવામાં આવી હતી અને મૂડીવાદી કામચલાઉ સરકાર સ્થાપવામાં આવી હતી. — પૃ. ૩૩

[13] કેડેટો — રશિયામાં લિબરલ-રાજશાહીવાદી મૂડીદાર વર્ગની અગ્રિમ પાર્ટી બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના સભ્યો. તેની સ્થાપના ૧૯૦૫ના ઑક્ટોબર માસમાં થઈ હતી અને તે મૂડીદાર વર્ગના, જમીનદારોના, અને મૂડીવાદી બુદ્ધિજીવીઓના પ્રતિનિધિઓની બનેલી હતી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન કેડેટોએ ઝારશાહી સરકારની વિસ્તારવાદી નીતિને સક્રિય ટેકો આપ્યો અને ૧૯૧૭માં જ્યારે ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ શરૂ થઈ ત્યારે તેમણે રાજશાહીને બચાવી લેવાની કોશિશ કરી. કેડેટોએ મૂડીવાદી કામચલાઉ સરકારમાં મહત્ત્વનાં સ્થાનો મેળવી લઈને લોકવિરોધી પ્રતિક્રાંતિકારી નીતિ અમલમાં મૂકી. એ નીતિ અમેરિકી, બ્રિટિશ, અને ફ્રેંચ સામ્રાજ્યવાદીઓને માફક આવતી હતી. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી તેઓ સોવિયેત સત્તાના કટ્ટર દુશ્મનો બની ગયા અને બધી સશસ્ત્ર પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં તેમ જ દખલબાજોની ચડાઈઓમાં તેમણે ભાગ લીધો. — પૃ. ૩૩

[14] *«Die Neue Zeit»* (નવયુગ) — જર્મન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીનું સૈદ્ધાંતિક સામયિક. એ સામયિક ૧૮૮૩થી ૧૯૨૩ સુધી સ્ટુટગાર્ટથી પ્રકાશિત થતું રહ્યું હતું. તેનું તંત્રીપદ ૧૯૧૭ના ઑક્ટોબર સુધી કાર્લ કાઉત્સ્કીના હાથમાં અને ત્યાર પછી કૂનોવના હાથમાં રહ્યું હતું. માર્ક્સવાદના સંસ્થાપક કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સનાં ઘણાં લખાણો પહેલી વાર એ સામયિકમાં પ્રકાશિત થયેલાં. એંગેલ્સ સામયિકના સંપાદક મંડળને સલાહ આપતા રહેતા અને માર્ક્સવાદના માર્ગથી આડા ફંટાઈ જવા બદલ તેમની ટીકા કરતા. ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં એંગેલ્સના મૃત્યુ પછી એ સામયિકે નિયમિત રૂપે સુધારણાવાદીઓના લેખો પ્રકાશિત કરવાનું શરૂ કરી દીધું. તેમાં એડુઆર્ડ બર્નસ્ટાઈને 'સમાજવાદની સમસ્યાઓ' શીર્ષક હેઠળ લખેલા કેટલાય લેખો પણ હતા. બર્નસ્ટાઈનના એ લેખોથી માર્ક્સવાદની વિરુદ્ધ સુધારણાવાદીઓના હુમલાઓની શરૂઆત થઈ. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮) દરમિયાન એ સામયિકે મધ્યમ માર્ગનું વલણ અખત્યાર કર્યું અને હકીકતમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદનું સમર્થન કર્યું. — પૃ. ૩૬

15 અહીંયાં નિર્દેશ માર્ક્સે લંડનમાં ૧૮૭૦ના સપ્ટેંબરની ૬ અને ૯ તારીખ દરમિયાન લખેલા સંબોધન પ્રત્યે છે. તેનું શીર્ષક હતું: 'ફ્રાંસ-પ્રશિયા યુદ્ધના સંબંધમાં આંતરરાષ્ટ્રીય કામદાર મંડળની સામાન્ય પરિષદનું દ્વિતીય સંબોધન. યુરોપ અને અમેરિકામાં આંતરરાષ્ટ્રીય કામદાર મંડળના સભ્યોને'.—પૃ. ૩૯

16 જુઓ માર્ક્સનો ૧૮૭૧ના એપ્રિલની ૧૨મી તારીખનો કુગેલમાનને સંબોધિત પત્ર.—પૃ. ૩૯

17 જુઓ કાર્લ માર્ક્સની કૃતિ 'ફ્રાંસમાં આંતરવિગ્રહ.' નીચે ૪૪-૪૫ પૃષ્ઠ પર લેનિને કાર્લ માર્ક્સની એ જ કૃતિમાંથી અવતરણો ટાંકેલાં છે.—પૃ. ૪૫

18 **દેલો નરોદા**—સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનું દૈનિક મુખપત્ર. તે પેત્રોગ્રાદમાં ૧૯૧૭ના માર્ચથી ૧૯૧૮ના જુલાઈ સુધી વારંવાર નામ બદલીને પ્રગટ થતું રહ્યું હતું. અખબારે સંરક્ષણવાદી તથા સમાધાની ધોરણ ચાલુ રાખ્યું હતું, મૂડીવાદી કામચલાઉ સરકારનું સમર્થન કર્યું હતું. તેનું પ્રકાશન ૧૯૧૮ના ઑક્ટોબરમાં સામારામાં ફરી ચાલુ કરવામાં આવ્યું હતું અને ચાર અંક પ્રગટ થયા હતા. ૧૯૧૯ના માર્ચથી ફરી મોસ્કોમાં દસ અંક પ્રગટ થયા હતા. તેને પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓ બદલ બંધ કરાવી દેવામાં આવ્યું હતું.—પૃ. ૫૦

19 **ઝિરોંદપંથીઓ**—અઢારમી સદીના અંતની મૂડીવાદી ક્રાંતિ દરમિયાન ફ્રેંચ મૂડીદાર વર્ગનું રાજકીય જૂથ. ઝિરોંદપંથીઓ નરમ વલણ ધરાવતા મૂડીદારોનાં હિતો વ્યકત કરતા હતા અને ક્રાંતિ તથા પ્રતિક્રાંતિ વચ્ચે ડગુમગુ રહેતા હતા. તેમની નીતિ રાજ્ય સત્તાની જોડે સોદાબાજી કરવાની હતી.—પૃ. ૫૮

20 જુઓ ફ્રેડરિક એંગેલ્સની કૃતિ 'ઘરનો સવાલ'. આ પુસ્તિકામાં નીચે પૃષ્ઠ ૬૧-૬૩ પર લેનિને ફરી વાર એંગેલ્સની એ જ કૃતિમાંથી અવતરણો ટાંકેલાં છે.—પૃ. ૬૧

21 **બ્લાંકીપંથીઓ**—ફ્રેંચ સમાજવાદી આંદોલનની અંદરનું એક વહેણ. તેનો આગેવાન નામાંકિત ક્રાંતિકારી અને ફ્રેંચ તરંગી સામ્યવાદનો જાણીતો પ્રતિનિધિ લુઈ આઉગુસ્ટ બ્લાંકી (૧૮૦૫-૮૧) હતો. બ્લાંકીપંથીઓ અપેક્ષા રાખતા

હતા કે "માનવજાતિને રોજી-ગુલામીથી મુક્તિ સર્વહારા વર્ગસંઘર્ષ મારફત નહિ પરંતુ બુદ્ધિજીવીઓની નાનકડી લઘુસંખ્યાએ ઘડી કાઢેલા કાવતરા મારફત મળશે" (વ્લા. ઇ. લેનિન). ક્રાંતિકારી પાર્ટીની પ્રવૃત્તિને બદલે કાવતરા-ખોરોના જૂથનાં કૃત્યોને પસંદગી આપતા બ્લાંકીપંથીઓએ લોકસમુદાયો જોડે સંપર્કો સ્થાપવાના કાર્યની અવગણના કરી અને લોકવ્યાપી ક્રાંતિકારી આંદોલનની આવશ્યકતાને સમજવાની અશક્તિ જાહેર કરી.—પૃ. ૬૩

[22] **પ્રુધોંપંથીઓ**—નિમ્ન-મૂડીવાદી સમાજવાદના બિનવૈજ્ઞાનિક વલણના સમર્થકો. એ વલણ માર્ક્સવાદની વિરુદ્ધ હતું અને તેનું નામ તેના વિચારક ફ્રેંચ અરાજકતાવાદી પ્રુધોં પરથી પડ્યું હતું. તેણે મોટી મૂડીવાદી સંપત્તિની નિમ્ન-મૂડીવાદી દૃષ્ટિએ ટીકા કરી અને નાની ખાનગી સંપત્તિના ચિર સ્થાયિત્વનું સ્વપ્ન જોયું. પ્રુધોંએ "લોક બૅંક" તથા "વિનિમય બૅંક"ની સ્થાપનાની હિમાયત કરી હતી, અને દાવો કર્યો હતો કે કામદારો એવી બૅંકોની મદદ વડે ઉત્પાદનનાં સાધનો હાંસલ કરી શકશે, કારીગરો બની શકશે, અને પોતાની પેદાશોનું "ઇનસાફી" વેચાણ સુનિશ્ચિત બનાવી શકશે. તે સર્વહારા વર્ગની ઐતિહાસિક ભૂમિકાને સમજી નહોતો શક્યો અને તેણે વર્ગસંઘર્ષને, સર્વહારા વર્ગીય ક્રાંતિને, તથા સર્વહારા વર્ગની સરમુખત્યારીને નકારી કાઢ્યાં હતાં. તેણે અરાજકતાવાદી તરીકે ધોરણ લીધું હતું કે સંઘટિત રૂપમાં રાજ્યની જરૂર જ નથી. પ્રુધોંપંથીઓએ પ્રથમ ઇન્ટરનેશનલ પર પોતાના વિચારો લાદવાની કોશિશ કરી હતી, અને માર્ક્સ તથા એંગેલ્સે તેમની સામે સતત સંઘર્ષ ચલાવ્યો હતો.—પૃ. ૬૪

[23] અહીંયાં લેનિને કાર્લ માર્ક્સના લેખ 'પોલીટિશે ઇન્દિફેરેન્તીસ્મુસ' તથા ફ્રેડરિક એંગેલ્સના લેખ 'અધિકારિતા વિશે' તરફ નિર્દેશ કર્યો છે. એ લેખ ૧૮૭૩ના ડિસેંબરમાં ઇટાલિયન ભાષાના 'આલ્માનાકો રેપુબ્લિકાનો પેર લાનો ૧૮૭૪' અને ત્યાર બાદ ૧૯૧૩માં જર્મન ભાષાંતરમાં 'નોયે ત્સાઇત'માં પ્રગટ થયા હતા.—પૃ. ૬૪

[24] કાર્લ માર્ક્સ, 'પોલીટિશે ઇન્દિફેરેન્તીસ્મુસ'—પૃ. ૬૪

[25] ફ્રેડરિક એંગેલ્સ, 'અધિકારિતા વિશે'.—પૃ. ૬૬

[26] ફ્રેડરિક એંગેલ્સ, 'અધિકારિતા વિશે'.—પૃ. ૬૭

[27] જુઓ કાર્લ માર્ક્સની કૃતિ 'ગોથા કાર્યક્રમની મીમાંસા'.—પૃ. ૬૯

[28] અહીંયાં નિર્દેશ માર્ક્સની કૃતિ 'તત્ત્વજ્ઞાનની દરિદ્રતા' તરફ છે.—પૃ. ૬૯

[29] જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો **એર્ફુર્ત કાર્યક્રમ**—એ કાર્યક્રમ ઑક્ટોબરમાં એર્ફુર્ત ખાતે ભરવામાં આવેલી કૉંગ્રેસમાં અપનાવવામાં આવ્યો હતો. તેમાં ગોથા કાર્યક્રમની (૧૮૭૫) સરખામણીએ આગેકદમ અંકિત થયું હતું. કાર્યક્રમમાં બુનિયાદી સ્થાને એવું માર્ક્સવાદી વિધાન હતું કે ઉત્પાદનની મૂડીવાદી રીત ચોક્કસ ખતમ થઈ જશે જ અને તેનું સ્થાન ઉત્પાદનની સમાજવાદી રીત અનિવાર્ય રીતે લઈ લેશે જ. તેમાં કામદાર વર્ગ તરફથી રાજકીય સંઘર્ષ ચલાવવાની આવશ્યકતાનો ભારપૂર્વક ઉલ્લેખ કરવામાં આવ્યો હતો, અને એ સંઘર્ષમાં પાર્ટીની આગેવાનીની ભૂમિકા નિર્ધારિત કરવામાં આવી હતી. પરંતુ એ કાર્યક્રમ તકવાદની તરફેણમાં ગંભીર છૂટછાટોથી મુક્ત નહોતો. એંગેલ્સે તેના મૂળ ખરડાની વિગતવાર ટીકા કરી હતી ('સામાજિક-લોકશાહીવાદી કાર્યક્રમના ખરડાની ટીકામાં પ્રદાન, ૧૮૯૧'). તેમાં વાસ્તવમાં સમગ્ર બીજી ઇન્ટરનેશનલના તકવાદની ટીકા કરવામાં આવી હતી. પરંતુ જર્મન સામાજિક-લોકશાહીવાદી આગેવાનોએ એંગેલ્સની ટીકાને પાર્ટીના સાધારણ સભ્યોથી છુપાવી રાખી, અને તેની અવગણના કરીને કાર્યક્રમનું આખરી રૂપ ઘડી કાઢ્યું. સર્વહારા વર્ગની સરમુખત્યારીના સવાલને ટાળવાની વૃત્તિને લેનિને એ કાર્યક્રમની મુખ્ય ખામી તરીકે તેમ જ તકવાદની તરફેણમાં મૂકવામાં આવેલી કાયરતાભરી છૂટ તરીકે ગણાવી હતી.—પૃ. ૭૧

[30] **સમાજવાદીઓ-વિરોધી અસાધારણ કાનૂનની** રચના બિસ્માર્ક સરકારે કામદાર વર્ગનો અને સમાજવાદી આંદોલનનો સામનો કરવા માટે ૧૮૭૮માં કરી હતી. એ કાનૂને બધી જ સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની તથા કામદાર વર્ગની સંસ્થાઓને તેમ જ કામદાર વર્ગનાં અખબારોને ગેરકાયદેસર જાહેર કરી દીધાં; સમાજવાદી સાહિત્ય જપ્ત કરી લેવામાં આવ્યું, અને સામાજિક-લોકશાહીવાદીઓને દમનનો ભોગ બનાવવામાં આવ્યા તથા દેશપાર કરી દેવામાં આવ્યા. વધતા જતા કામદાર વર્ગીય આંદોલનના દબાણના પરિણામે એ કાનૂનને ૧૮૯૦માં રદ કરવામાં આવ્યો.—પૃ. ૭૪

[31] **પ્રાવદા** (સત્ય)—કાયદેસર બોલ્શેવિક દૈનિક અખબાર. તે પિટર્સબર્ગમાં પ્રકાશિત થતું હતું. તેની સ્થાપના ૧૯૧૨ના એપ્રિલમાં થઈ હતી. તેનો પહેલો અંક ૧૯૧૨ના એપ્રિલની ૨૨મી (મેની ૫મી) તારીખે બહાર પડ્યો હતો.

લેનિન 'પ્રાવદા'ને સૈદ્ધાંતિક માર્ગદર્શન આપતા અને લગભગ દરરોજ અખબારમાં લેખ લખતા તથા તંત્રીમંડળને સલાહ આપતા. લેનિન ઇચ્છતા હતા કે અખબાર જોશીલી ક્રાંતિકારી ભાવનાથી ઓતપ્રોત રહે.

પાર્ટીનું સંગઠન કાર્ય સારા એવા પ્રમાણમાં 'પ્રાવદા' મારફત કરવામાં આવતું હતું. સ્થાનિક પાર્ટી એકમોના પ્રતિનિધિઓનાં સંમેલનો ભરવાનું, કારખાનાંની અંદર ચાલતા પાર્ટી કાર્યની માહિતી એકઠી કરવાનું, અને પાર્ટીની કેંદ્રીય તથા પેત્રોગ્રાદ સમિતિઓની સૂચનાઓ પહોંચાડવાનું કામ 'પ્રાવદા'નાં કાર્યાલયોમાં થતું. 'પ્રાવદા'ને પોલીસ લગાતાર પરેશાન કરતી રહેતી. ૧૯૧૪ના જુલાઈની ૮મી (૨૧મી) તારીખે અખબારનું પ્રકાશન બંધ કરી દેવામાં આવ્યું.

ફેબ્રુઆરી ક્રાંતિ પછી 'પ્રાવદા' માર્ચની ૫મી (૧૮મી) તારીખથી રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી (બોલ્શેવિક)ની કેંદ્રીય તથા પેત્રોગ્રાદ સમિતિઓના મુખપત્ર તરીકે ફરી પ્રકાશિત થવા લાગ્યું.

લેનિન પેત્રોગ્રાદ પહોંચતાં જ તેના સંપાદક મંડળમાં સામેલ થઈ ગયા, અને મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિને સમાજવાદી ક્રાંતિમાં વિકસાવવાની તેમની યોજનાને અમલમાં મૂકવાની ઝુંબેશ 'પ્રાવદા'એ શરૂ કરી દીધી. ૧૯૧૭ના જુલાઈથી ઑક્ટોબર દરમિયાન કામચલાઉ સરકારના દમનના કારણે 'પ્રાવદા'ને ચાર વાર નામ બદલાવવું પડ્યું. તે 'લિસ્તોક પ્રાવદી' (સત્યનું છાપું), 'પ્રોલેતારી' (સર્વહારા), 'રાબોચી' (કામદાર), અને 'રાબોચી પૂત' (કામદારોનો માર્ગ), નામો ધારણ કરીને બહાર પડતું રહ્યું. ૧૯૧૭ના ઑક્ટોબરની સમાજવાદી ક્રાંતિના વિજય પછી ઑક્ટોબરની ૨૭મી (નવેંબરની ૯મી) તારીખથી તેણે પોતાનું મૂળ નામ 'પ્રાવદા' પાછું ધારણ કરી લીધું.—પૃ. ૭૮

[32] અહીંયાં નિર્દેશ કાર્લ માર્ક્સની કૃતિ 'ફ્રાંસમાં આંતરવિગ્રહ'ની એંગેલ્સે લખેલી પ્રસ્તાવના તરફ છે.

નીચે, આ પુસ્તિકાનાં પૃષ્ઠ ૭૯-૮૪ પણ લેનિને એંગેલ્સની એ કૃતિમાંથી અવતરણો ટાંક્યાં છે.—પૃ. ૭૯

[33] આ નિર્દેશ કામચલાઉ સરકારના પ્રધાન ત્સેરેતેલીએ ૧૯૧૭ના જૂનની ૧૧મી (૨૪મી) તારીખે કરેલા ભાષણ તરફ છે. સોવિયેતોની પ્રથમ અખિલ રૂસી કૉંગ્રેસનું અધ્યક્ષમંડળ, કામદારો અને સિપાહીઓના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેતની કારોબારી સમિતિ, કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતની કારોબારી સમિતિ, અને કૉંગ્રેસમાં ભાગ લેનારાં સઘળાં જૂથોનાં કાર્યવાહક મંડળોની સંયુકત મિટિંગમાં એ ભાષણ કરવામાં આવ્યું હતું. મિટિંગનું આયોજન સમાજવાદી-ક્રાંતિકારી તથા મેન્શેવિક આગેવાનોએ પોતાની બહુમતીનો ફાયદો ઉઠાવીને બોલ્શેવિક પાર્ટીને ફટકો લગાવવાના આશયે કર્યું હતું. ત્સેરેતેલીએ પોતાના ઉન્માદી ભાષણમાં જણાવ્યું કે બોલ્શેવિકોએ જૂનની ૧૦મી (૨૩મી) તારીખ માટે આયોજેલું નિદર્શન "સરકારને ઉથલાવી પાડવાનું અને સત્તા કબજે કરી લેવાનું બોલ્શેવિક કાવતરું" છે. ત્સેરેતેલીનું ભાષણ નાલેશીભર્યું અને પ્રતિક્રાંતિકારી હતું. — પૃ. ૮૦

[34] *Los von Kirche Bewegung* (લોસ ફોન કીર્ખે બેવેગુંગ) ("ચર્ચ-છોડો" આંદોલન) અથવા કીર્ખેનાઉસ્ત્રિત્સબેવેગુંગ (ચર્ચથી અળગા થઈ જવાનું આંદોલન) પ્રથમ વિશ્વયુદ્ધ પહેલાં જર્મનીમાં વ્યાપક રૂપે ફેલાઈ ગયું હતું. ૧૯૧૪ના જાન્યુઆરીમાં 'નોયે ત્સાઇત' અખબારે એ આંદોલન તરફ જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના વલણ સંબંધી ચર્ચાની શરૂઆત સુધારણાવાદી પૌલ ગોહરેના 'કીર્ખેનાઉસ્ત્રિત્સબેવેગુંગ ઉન્દ ઝોત્સીઆલદેમોક્રાતી' ('ચર્ચથી અળગા થઈ જવાનું આંદોલન અને સામાજિક-લોકશાહીવાદ') નામે લેખથી કરી હતી. તેમાં ગોહરેએ ધોરણ લીધું હતું કે પાર્ટીએ ચર્ચથી અળગા થઈ જવાના આંદોલનના સંબંધમાં તટસ્થ રહેવું જોઈએ અને ધર્મ તથા ચર્ચ વિરુદ્ધ પાર્ટી વતી પ્રચાર ચલાવવાની પોતાના સભ્યોને મનાઈ કરી દેવી જોઈએ. એ ચર્ચા દરમિયાન જાણીતા જર્મન સામાજિક-લોકશાહીવાદી આગેવાનોએ ગોહરેના ધોરણને રદિયો નહોતો આપ્યો. — પૃ. ૮૧

[35] લેનિને દર્શાવેલા શક્ય પગારો ૧૯૧૭ના ઉત્તરાર્ધમાં ચાલતા કાગળ-નાણામાં છે.
પ્રથમ વિશ્વયુદ્ધના ગાળામાં રશિયામાં કાગળના રૂબલનું મૂલ્ય સારી પેઠે ઘટી ગયેલું હતું. — પૃ. ૮૨

[36] **લાસાલપંથીઓ** — જર્મન નિમ્ન-મૂડીવાદી સમાજવાદી ફર્ડીનાન્ડ લાસાલના અનુયાયીઓ તથા સમર્થકો, ૧૮૬૩માં લિપઝિગ ખાતે ભરાયેલી કામદાર

સંગઠનોની કૉંગ્રેસમાં સ્થપાયેલા જર્મન કામદાર મહામંડળના સભ્યો. એ જર્મન કામદાર મહામંડળની સ્થાપના કામદાર વર્ગમાં પોતાની અસર ફેલાવવાની કોશિશ કરનારા મૂડીવાદી પ્રગતિવાદીઓનો સામનો કરવાના આશયે કરવામાં આવી હતી. મંડળનો પ્રથમ અધ્યક્ષ લાસાલ હતો, અને મંડળના કાર્યક્રમ તથા કાર્યનીતિનાં મૂળતત્ત્વોનું નિરૂપણ તેણે કર્યું હતું. મંડળના રાજકીય કાર્યક્રમમાં સાર્વજનીન મતાધિકાર માટેના સંઘર્ષની અને આર્થિક કાર્યક્રમમાં રાજ્યની આર્થિક સહાય પર આધારિત કામદાર ઉત્પાદન સંસ્થાઓ માટેના સંઘર્ષની હાકલ કરવામાં આવી હતી. લાસાલ અને તેના અનુયાયીઓ પ્રશિયાના વર્ચસ્વને અનુકૂળ બની ગયા હતા અને તેમણે બિસ્માર્કની મહાસત્તા નીતિને ટેકો આપ્યો હતો. — પૃ. ૮૫

[37] અહીંયાં નિર્દેશ **રશિયન સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસ** તરફ છે. તે ૧૯૦૩ની ૧૭ જુલાઈ-૧૦ ઑગસ્ટ (૩૦ જુલાઈ-૨૩ ઑગસ્ટ) દરમિયાન ભરવામાં આવી હતી. કૉંગ્રેસનાં આરંભનાં ૧૩ અધિવેશનો બ્રસેલ્સમાં ભરવામાં આવ્યાં હતાં. ત્યાર બાદ, પોલીસની કનડગતને લીધે બાકીનાં અધિવેશનો લંડનમાં ભરવામાં આવ્યાં હતાં. — પૃ. ૮૯

[38] જુઓ કાર્લ માર્ક્સ, 'ફ્રાંસમાં આંતરવિગ્રહ'. — પૃ. ૯૩

[39] **શેઈલોક** — 'વેનિસનો વેપારી' નામની શેક્સપીઅરની કૃતિનું એક પાત્ર. લોભી અને અદાવતી વ્યાજખોર. — પૃ. ૧૦૧

[40] 'ધાર્મિક શાળાના જીવનનાં રેખાચિત્રો'માં પોમ્યાલોવ્સ્કીએ પુરાણા રશિયામાં ધાર્મિક શાળાઓમાં વિદ્યાર્થીઓના જીવનનું વર્ણન કર્યું હતું. — પૃ. ૧૦૨

[41] **પ્રથમ ઈન્ટરનેશનલની હેગ કૉંગ્રેસ** ૧૮૭૨ના સપ્ટેંબરની ૨-૭ તારીખોએ ભરવામાં આવી હતી. તેમાં ૧૫ રાષ્ટ્રીય સંગઠનોના ૬૫ પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. માર્ક્સ અને એંગેલ્સે કૉંગ્રેસની તૈયારીઓ દરમિયાન સર્વહારા વર્ગીય ક્રાંતિકારી પરિબળોની એકતા સાધવાની ભારે જહેમતો કરી હતી. તેમના સૂચન મુજબ કાર્યસૂચિ અપનાવવામાં આવી હતી અને કૉંગ્રેસની તારીખો નક્કી કરવામાં આવી હતી. કાર્યસૂચિમાં બે મુખ્ય સવાલો હતા: ૧) સામાન્ય પરિષદના અધિકારો, અને ૨) સર્વહારા વર્ગની રાજકીય પ્રવૃત્તિ.

કૉંગ્રેસે સામાન્ય પરિષદના અધિકારોના વિસ્તરણ સંબંધી, વડું મથક ખસેડવા સંબંધી, ગુપ્ત "સામાજિક-લોકશાહીવાદી એકસંપી"ની પ્રવૃત્તિઓ સંબંધી, વગેરે ઠરાવો અપનાવ્યા હતા. તેમાંથી મોટા ભાગના ઠરાવો માર્ક્સ અને એંગેલ્સે ઘડેલા હતા, અને બાકીના તેમનાં સૂચનોના આધારે ઘડી કાઢવામાં આવ્યા હતા.

સર્વહારા વર્ગની રાજકીય પ્રવૃત્તિના સંબંધમાં કૉંગ્રેસના નિર્ણયમાં જણાવવામાં આવ્યું હતું કે "રાજકીય સત્તા હાંસલ કરી લેવાની બાબત સર્વહારા વર્ગનું મહાન કર્તવ્ય બની રહી છે", અને "સામાજિક ક્રાંતિનો વિજય સુનિશ્ચિત બનાવવા માટે તથા તેનું અંતિમ લક્ષ્ય—વર્ગોની નાબૂદી—સિદ્ધ કરવા માટે" સર્વહારા વર્ગે પોતાની રાજકીય પાર્ટી સંગઠિત કરવી જોઈએ.

તરેહવાર નિમ્ન-મૂડીવાદી સંકુચિતતાની સામે માર્ક્સ તથા એંગેલ્સ તેમ જ તેમના અનુયાયીઓએ અનેક વર્ષ લડેલા સંઘર્ષનું પરિણામ કૉંગ્રેસમાં અંકિત થયું હતું. બાકૂનિન, ગિલ્યોમ, તેમ જ અરાજકતાવાદીઓના બીજા આગેવાનોને ઈન્ટરનેશનલમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા.

હેગ કૉંગ્રેસના સમગ્ર કાર્યનું સંચાલન માર્ક્સ અને એંગેલ્સે કર્યું હતું. તેના નિર્ણયોમાં નિમ્ન-મૂડીવાદી અરાજકતાવાદી દૃષ્ટિકોણ ઉપર માર્ક્સવાદનો વિજય અંકિત થયો હતો અને જુદા જુદા દેશોમાં કામદાર વર્ગની સ્વતંત્ર રાજકીય પાર્ટીઓની સ્થાપનાનો માર્ગ મોકળો થયો હતો.—પૃ. ૧૦૯

42 જુઓ ફ્રેડરિક એંગેલ્સ, કાર્લ માર્ક્સની કૃતિ 'ગોથા કાર્યક્રમની મીમાંસા'ની પ્રસ્તાવના.—પૃ. ૧૦૯

43 **ઝાર્યા**—'ઈસ્ક્રા'ના તંત્રીમંડળ દ્વારા ૧૯૦૧-૦૨ દરમિયાન સ્ટુટગાર્ટમાં પ્રકાશિત કાયદેસર માર્ક્સવાદી વૈજ્ઞાનિક તથા રાજનૈતિક સામયિક. બધા મળીને તેના ચાર અંક છપાયા હતા.

'ઝાર્યા' સામયિક આંતરરાષ્ટ્રીય તેમ જ રૂસી સુધારણાવાદની ટીકા અને માર્ક્સવાદના સૈદ્ધાંતિક આધારોનું સમર્થન કરતું હતું.—પૃ. ૧૧૦

44 અહીંયાં નિર્દેશ **બીજી ઈન્ટરનેશનલની પાંચમી વિશ્વ કૉંગ્રેસ** તરફ છે. તે પૅરિસમાં ૧૯૦૦ના સપ્ટેંબરની ૨૩-૨૭ તારીખોએ ભરવામાં આવી હતી. વાલ્ડેક-રૂસોની પ્રતિક્રાંતિકારી સરકારમાં મિલેરાંની સામેલગીરીને કારણે કૉંગ્રેસમાં

"રાજકીય સત્તા હાંસલ કરી લેવાની બાબત અને મૂડીવાદી પાર્ટીઓ સાથે એકસંપી"ના બુનિયાદી સવાલની ચર્ચા થઈ હતી. તેમાં કાર્લ કાઉત્સ્કીના ઠરાવને બહુમતી મળી હતી. એ ઠરાવમાં જણાવવામાં આવ્યું હતું કે "મૂડીવાદી સરકારમાં કોઈ વ્યક્તિગત સમાજવાદીની સામેલગીરીને સત્તા હાંસલ કરી લેવાના સંબંધમાં ધોરણસરની શરૂઆત ન ગણાવી શકાય, અસાધારણ પરિસ્થિતિમાં અસ્થાયી તથા અપવાદરૂપ કદમ સિવાય બીજું કશું તેમાં કોઈ રીતે અંકિત ન થાય". મૂડીદાર વર્ગ જોડે પોતાના સહયોગને વાજબી ઠરાવવા માટે તકવાદીઓ ઘણી વાર ઠરાવના એ મુદ્દાનો ઉલ્લેખ કરતા હતા. — પૃ. ૧૧૦

45 **બર્નસ્ટાઈનપંથ** — આંતરરાષ્ટ્રીય સામાજિક-લોકશાહીવાદમાં એક તકવાદી માર્ક્સવાદવિરોધી પ્રવૃત્તિ. એ પ્રવૃત્તિ ઓગણીસમી સદીના અંતમાં જર્મનીમાં અસ્તિત્વમાં આવી હતી અને તેનું નામ સુધારણાવાદના ઉઘાડા નિરૂપક એડુઆર્ડ બર્નસ્ટાઈન પરથી પડ્યું હતું. — પૃ. ૧૧૧

46 જુઓ કાર્લ માર્ક્સ, 'લુઈ બોનાપાર્તની અઢારમી બ્રુમેર'. — પૃ. ૧૧૨

47 જુઓ કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું'ની જર્મન આવૃત્તિની પ્રસ્તાવના. — પૃ. ૧૧૩

48 જુઓ કાર્લ માર્ક્સ, 'ફ્રાંસમાં આંતરવિગ્રહ'. — પૃ. ૧૧૫

49 જુઓ કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ, 'કોમ્યુનિસ્ટ લીગની કેંદ્રીય સમિતિનું સંબોધન'. — પૃ. ૧૨૦

50 જુઓ કાર્લ માર્ક્સ, 'ફ્રાંસમાં આંતરવિગ્રહ'. — પૃ. ૧૨૨

51 અહીંયાં નિર્દેશ સીડની અને બીઓટ્રિસ વેબ્બના પુસ્તક 'ઔદ્યોગિક લોકશાહી' તરફ છે. — પૃ. ૧૨૨

52 **સમાજવાદી માસિક** — જર્મન તકવાદીઓનું મુખ્ય સામયિક, આંતરરાષ્ટ્રીય સુધારણાવાદીઓનું પત્ર. તે ૧૮૯૭થી ૧૯૩૩ સુધી બર્લિનમાં પ્રગટ થતું

રહ્યું હતું. ૧૯૧૪-૧૮ના સામ્રાજ્યવાદી વિશ્વયુદ્ધ દરમિયાન તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું.—પૃ. ૧૨૬

[53] **જોરેસપંથીઓ**— ફ્રાંસના અને આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલનના એક મુખ્ય આગેવાન જાં જોરેસના અનુયાયીઓ. જોરેસે લોકશાહી, લોકોની આઝાદીઓ, અને શાંતિ માટે તેમ જ સામ્રાજ્યવાદી જુલમ તથા ફતેહનાં યુદ્ધો વિરુદ્ધ સંઘર્ષ ચલાવ્યો હતો. પરંતુ જોરેસ તથા તેના સમર્થકો માર્ક્સવાદનાં મૂળભૂત વિધાનોમાં સુધારણા કરવા માગતા હતા. જોરેસપંથીઓ માનતા હતા કે સમાજવાદનો વિજય મૂડીદાર વર્ગ સામે સર્વહારાઓના વર્ગસંઘર્ષ મારફત નહિ પરંતુ "લોકશાહીવાદી વિચારની ખીલવણી"ના પરિણામે થશે. તેઓ પીડકો અને પીડિતો વચ્ચે વર્ગીય શાંતિની હિમાયત કરતા હતા તથા સહકારી આંદોલનના સંબંધમાં પ્રુધોંપંથીઓ જેવા જ ભ્રમો ધરાવતા હતા. તેઓ માનતા હતા કે મૂડીવાદી સમાજમાં સહકારી આંદોલનના વિકાસથી સમાજવાદમાં ધીરે ધીરે સંક્રમણ સાધવામાં મદદ મળશે. ૧૯૦૨માં જોરેસપંથીઓએ ફ્રેંચ સમાજવાદી પાર્ટીની સ્થાપના કરી હતી અને પાર્ટીએ સુધારાવાદી વિચારો અપનાવ્યા હતા. ૧૯૦૫માં તે ફ્રાંસની સમાજવાદી પાર્ટી સાથે ભળી ગઈ હતી અને તેના પરિણામે સંયુક્ત ફ્રેંચ સમાજવાદી પાર્ટી સ્થાપવામાં આવી હતી. લેનિને જોરેસ અને જોરેસપંથીઓના સુધારાવાદી વિચારોની સખત ટીકા કરી હતી.

શાંતિના સમર્થનમાં અને તોળાઈ રહેલા યુદ્ધના વિરોધમાં જોરેસના સંઘર્ષને કારણે તે સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગના ધિક્કારનો ભોગ બની ગયો. પ્રથમ વિશ્વયુદ્ધની પૂર્વવેળાએ પ્રત્યાઘાતીઓના ભાડૂતી હત્યારાએ જોરેસનું ખૂન કરી નાખ્યું.

ફ્રેંચ સમાજવાદી પાર્ટીની નેતાગીરીમાં વર્ચસ્વ ધરાવતા જોરેસપંથીઓએ પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામ્રાજ્યવાદી યુદ્ધનું ઉઘાડું સમર્થન કર્યું હતું અને સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું.—પૃ. ૧૨૬

[54] **બ્રિટનની સ્વતંત્ર લેબર પાર્ટી** (*Independent Labour Party*)— એક સુધારાવાદી સંગઠન. તેનું આયોજન ૧૮૯૩માં બ્રિટનમાં "નવાં ટ્રેડ યુનિયનો"ના નેતાઓએ કર્યું હતું. એ વખતે હડતાલના સંઘર્ષો અને મૂડીવાદી પાર્ટીઓથી સ્વતંત્ર થઈ જવા માટેનાં અંગ્રેજી કામદાર વર્ગનાં આંદોલનો

જોરદાર બની રહ્યાં હતાં. "નવાં ટ્રેડ યુનિયનો" અને કેટલાંક પુરાણાં ટ્રેડ યુનિયનોના સભ્યો એ પાર્ટીમાં જોડાઈ ગયા. ફેબિયનોની અસર હેઠળ આવી ગયેલા બુદ્ધિજીવીઓ અને નિમ્ન-મૂડીવાદીઓના પ્રતિનિધિઓ પણ તેમાં સામેલ થઈ ગયા. સ્વતંત્ર લેબર પાર્ટીના આગેવાનો જેમ્સ કેઈર હાર્ડી અને રામ્ઝે મૅકડોનલ્ડ હતા. તેમણે આરંભથી જ મૂડીવાદી-સુધારાવાદી ધોરણ અપનાવ્યું હતું અને સંઘર્ષનાં સંસદીય રૂપોની તેમ જ ઉદારવાદીઓની જોડે સંસદીય સોદાઓની ખાસ ભારપૂર્વક હિમાયત કરી હતી. લેનિને કહેલું કે તે "વાસ્તવમાં તકવાદી પાર્ટી છે અને હંમેશાં મૂડીદાર વર્ગ પર આધાર રાખતી રહી છે".

પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે સ્વતંત્ર લેબર પાર્ટીએ યુદ્ધની વિરુદ્ધ જાહેરનામું પ્રગટ કર્યું હતું, પરંતુ થોડા વખતમાં જ તે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણોમાં સરી પડી હતી.—પૃ. ૧૨૬

## નામ-નિર્દેશિકા

### આ



### એ



### ક

*Zeit*»નો સંપાદક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન કાઉત્સ્કીએ મધ્યમપંથી ધોરણો અપનાવ્યાં હતાં અને પોતાના સામાજિક-અંધરાષ્ટ્રવાદને છુપાવી રાખવા માટે આંતરરાષ્ટ્રવાદના પડદાનો ઉપયોગ કર્યો હતો. તેણે "અતિ-સામ્રાજ્યવાદ"નો પ્રત્યાઘાતી સિદ્ધાંત ઉપજાવી કાઢ્યો હતો.—૬, ૧૦, ૧૪, ૩૧, ૩૭, ૪૯, ૫૬, ૭૧, ૮૧, ૧૦૮, ૧૧૦, ૧૧૧, ૧૧૨, ૧૧૩, ૧૧૪, ૧૧૫, ૧૧૬, ૧૧૭, ૧૧૮, ૧૧૯, ૧૨૦, ૧૨૧, ૧૨૨, ૧૨૪, ૧૨૫, ૧૨૬

**કુગેલમાન, લુડવિગ**—*Kugelmann, Ludwig* (૧૮૩૦-૧૯૦૨)—જર્મન સામાજિક-લોકશાહીવાદી, કાર્લ માર્ક્સનો મિત્ર, જર્મનીની ૧૮૪૮-૪૯ની ક્રાંતિમાં તેણે ભાગ લીધેલો, પ્રથમ ઈન્ટરનેશનલનો સભ્ય હતો.—૪૧

**કેરેન્સ્કી, આલેક્સાન્દર ફ્યોદોરોવિચ** (૧૮૮૧-૧૯૭૦)—સમાજવાદી-ક્રાંતિકારી. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તે કાયદા, યુદ્ધ અને વહાણવટાનો પ્રધાન બન્યો, અને આગળ જતાં મૂડીવાદી કામચલાઉ સરકારનો અધ્યક્ષ તથા સર્વોચ્ચ સેનાપતિ બન્યો. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તે સોવિલેત સત્તાની વિરુદ્ધ લડયો; ૧૯૧૮માં તે પરદેશ નાસી ગયો.—૧૫, ૭૮

**કોર્નેલિસેન, ~~ખ્રિસ્તિઆન~~**—*Cornelissen*—ડચ અરાજકતાવાદી, ક્રોપોતકિનનો અનુયાયી, તેણે માર્ક્સવાદની સામે લડત ચલાવી હતી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે સામાજિક-અંધરાષ્ટ્રવાદી હતો.—૧૦૩

**કોલ્બ, વિલ્હેલ્મ**—*Kolb, Wilhelm* (૧૮૭૦-૧૯૧૮)—જર્મન સામાજિક-લોકશાહીવાદી, અત્યંત તકવાદી અને સુધારણાવાદી.—૧૨૬

**ક્રોપોતકિન, પ્યોતર આલેક્સેયેવિચ** (૧૮૪૨-૧૯૨૧)—અરાજકતાવાદના મુખ્ય કાર્યકરો તથા સિદ્ધાંત-પ્રણેતાઓમાંનો એક. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. ઘણાં વર્ષોના રાજકીય વિદેશવાસ પછી તે ૧૯૧૭માં રશિયા પાછો ફર્યો હતો. સ્વદેશ પાછા ફર્યા પછી તેના મૂડીવાદી વિચારો ચાલુ રહ્યા હતા, પરંતુ તેણે ૧૯૨૦માં યુરોપના કામદારોને સંબોધિત પત્ર પ્રગટ કર્યો હતો અને તેમાં ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના ઐતિહાસિક મહત્ત્વને માન્ય કર્યું હતું અને સોવિયેત રશિયા વિરુદ્ધ હથિયારબંધ દખલબાજીને અવરોધવાની કામદારોને હાકલ કરી હતી.—૧૦૩, ૧૨૩

## ગ

**ગે, આલેક્સાન્દર** (૧૯૧૯માં અવસાન)—રૂસી અરાજકતાવાદી. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે સોવિયેત સરકારનો પક્ષ લીધો હતો.—૧૦૩

**ગેદ, જૂલ,** — *Guesde, Jules* (૧૮૪૫-૧૯૨૨) — ફ્રેંચ સમાજવાદી આંદોલન અને બીજી ઇન્ટરનેશનલના આયોજકો તથા નેતાઓમાંનો એક. ગેદ અને તેના અનુયાયીઓએ ૧૯૦૧માં ફ્રાંસની સમાજવાદી પાર્ટીની સ્થાપના કરી હતી. એ પાર્ટી ૧૯૦૫માં સુધારાવાદી ફ્રેંચ સમાજવાદી પાર્ટી સાથે ભળી ગઈ હતી અને તેના પરિણામે સંયુકત ફ્રેંચ સમાજવાદી પાર્ટી સ્થાપવામાં આવી હતી. ગેદે ફ્રાંસમાં માર્ક્સવાદી વિચારો ફેલાવવાની અને સમાજવાદી આંદોલન વિકસાવવાની દિશામાં ઘણું કર્યું હતું.

ગેદે મવાળપંથી સમાજવાદીઓની નીતિઓ સામે લડત ચલાવી હતી પરંતુ તેમાં સૈદ્ધાંતિક તેમ જ કાર્યનીતિ સંબંધી સવાલોમાં સંકુચિત રીતો અપનાવીને ગલતીઓ કરી હતી. પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું અને ફ્રાંસની મૂડીવાદી સરકારમાં પ્રધાનપદું સ્વીકારી લીધું હતું. — ૫

**ગ્રાવ, જાં** — *Grave, Jean* (૧૮૫૪-૧૯૩૯) — ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી સમાજવાદી અને અરાજકતાવાદનો સિદ્ધાંતકાર. વીસમી સદીના આરંભમાં તેણે અરાજકતાવાદી-સંઘવાદી ધોરણ લીધું હતું. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે સામાજિક-અંધરાષ્ટ્રવાદી હતો. — ૧૦૩

## ચ

**ચેર્નોવ, વીક્તોર મિખાઈલોવિચ** (૧૮૭૬-૧૮૫૨) — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનો નેતા અને સિદ્ધાંતકાર, પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે ઉદ્દામ સૂત્રોનો ઉપયોગ કર્યો હતો પરંતુ વાસ્તવમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણો અપનાવ્યાં હતાં. ૧૯૧૭માં મૂડીવાદી કામચલાઉ સરકારમાં ખેતીવાડીનો પ્રધાન. જમીનજાગીર કબજે કરનારા કિસાનો ઉપર તેણે ક્રૂર દમનનાં પગલાં લીધાં. — ૫, ૧૬, ૫૦, ૫૧, ૮૪, ૧૦૨, ૧૦૩, ૧૨૫

## જ

**જોરેસ, જાં** — *Jaurès, Jean* (૧૮૫૯-૧૯૧૪) — ફ્રાંસના અને આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલનનો એક મુખ્ય આગેવાન, ઈતિહાસકાર. ૧૮૮૫થી ૧૮૮૯ સુધી, ૧૮૯૩થી ૧૮૯૯ સુધી, અને ૧૯૦૨થી ૧૯૧૪ સુધી તે સંસદનો સભ્ય અને સંસદીય સમાજવાદી જૂથના આગેવાનોમાંનો એક હતો. તેણે ૧૯૦૪માં 'લુમાનિતે' અખબારની સ્થાપના કરી હતી અને

દેહાંત સુધી તેનું સંપાદન સંભાળ્યું હતું. જોરેસે લોકશાહીના ધ્યેયનું તેમ જ લોકોની આઝાદીઓ તથા શાંતિનું સમર્થન કર્યું હતું, સામ્રાજ્યવાદી જુલમ તેમ જ ફતેહનાં યુદ્ધો સામે લડત ચલાવી હતી. તેને પ્રતીતિ થઈ ગઈ હતી કે માત્ર સમાજવાદ જ યુદ્ધોને તેમ જ સાંસ્થાનિક જુલમને કાયમને માટે ખતમ કરી શકે. પરંતુ જોરેસ માનતો હતો કે સમાજવાદનો વિજય મૂડીદાર વર્ગની સામે સર્વહારા વર્ગના વર્ગસંઘર્ષ મારફત નહિ પરંતુ "લોકશાહીવાદી વિચારની ખીલવણી"ના પરિણામે થશે. તેને તકવાદની દિશામાં ધકેલતા સુધારાવાદી વિચારોની લેનિને સખત ટીકા કરી હતી.

શાંતિના સમર્થનમાં અને તોળાઈ રહેલા યુદ્ધના વિરોધમાં જોરેસના સંઘર્ષને કારણે તે સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગના ધિક્કારનો ભોગ બની ગયો. પ્રથમ વિશ્વયુદ્ધની પૂર્વવેળાએ પ્રત્યાઘાતીઓના ભાડૂતી હત્યારાએ જોરેસનું ખૂન કરી નાખ્યું.—૧૧૦, ૧૨૬

## ઝ

**ઝેન્ઝીનોવ, વ્લાદીમિર મિખાઈલોવિચ** (જન્મ ૧૮૮૧)—સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનો આગેવાન અને તેની કેંદ્રીય સમિતિનો સભ્ય. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે "પિતૃભૂમિની રક્ષા"ની કાર્યનીતિની હિમાયત કરી હતી. ૧૯૧૭માં તે પેત્રોગ્રાદ સોવિયેતની કારોબારી સમિતિનો સભ્ય બની ગયો ત્યારે તેણે મૂડીદાર વર્ગની સાથે જૂથ રચવાની હિમાયત કરી હતી. સમાજવાદી-ક્રાંતિકારીઓના મુખપત્ર 'દેલો નરોદા'ના સંપાદકોમાં ઝેન્ઝીનોવ સામેલ હતો.—૫૧

## ડ

**ડેવિડ, અડુઆર્ડ**—*David, Eduard* (૧૮૬૩-૧૯૩૦)—જર્મન મવાળ સામાજિક-લોકશાહીવાદીઓનો એક આગેવાન, સુધારણાવાદી. તે વ્યવસાયે અર્થશાસ્ત્રી હતો. ૧૯૦૩ના આરંભથી તે રેઈખસ્ટાગનો સભ્ય હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું.—૫, ૪૯, ૧૨૫, ૧૨૬

**ડ્યૂહરિંગ, યૂજેન**—*Dühring, Eugen* (૧૮૩૩-૧૯૨૧)—જર્મન ફિલસૂફ તથા અર્થવાદી. તેણે નિમ્ન-મૂડીવાદી સમાજવાદનો પ્રચાર કર્યો હતો.—૧૯, ૨૩

## ત

**તુગાન-બારાનોવ્સ્કી, મિખાઈલ ઈવાનોવિચ** (૧૮૬૫-૧૯૧૯)—રૂસી મૂડીવાદી અર્થશાસ્ત્રી. ઓગણીસમી સદીના છેલ્લા દાયકામાં તેણે "કાનૂની માર્ક્સવાદ"ની હિમાયત કરી હતી. ૧૯૦૫-૭ની ક્રાંતિ દરમિયાન તે બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીનો સભ્ય હતો. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે ઉક્રાઈનામાં પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓમાં ભાગ લીધો હતો.—૯૮

**તુરાતી, ફિલિપ્પો**—*Turati, Filippo* (૧૮૫૭-૧૯૩૨)—ઈટાલિયન કામદાર વર્ગના આંદોલનનો નેતા; ઈટાલિયન સોશ્યાલિસ્ટ પાર્ટીના સંગઠકોમાંનો એક, તેની મવાળ સુધારાવાદી પાંખનો નેતા.—૧૨૬

**ત્રેવેસ, ક્લૉડિઓ**—*Treves, Claudio* (૧૮૬૮-૧૯૩૩)—ઈટાલિયન સમાજવાદી પાર્ટીનો એક સુધારાવાદી આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે મધ્યમપંથી હતો.—૧૨૬

**ત્સેરેતેલી, ઈરાકલી ગેઓર્ગિયેવિચ** (૧૮૮૨-૧૯૫૯)—મેન્શેવિક નેતા. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે મધ્યમપંથી હતો. ૧૯૧૭માં કામચલાઉ મૂડીવાદી સરકારમાં પહેલાં તારટપાલ ખાતાનો પ્રધાન અને પછી ગૃહપ્રધાન અને બોલ્શેવિકો ઉપર દમનનો આયોજક. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી જ્યોર્જિયાની પ્રતિક્રાંતિકારી મેન્શેવિક સરકારનો એક આગેવાન. જ્યોર્જિયામાં સોવિયેત સત્તાના વિજય પછી વિદેશગમન.—૫, ૧૬, ૫૦, ૫૨, ૮૦, ૮૪, ૧૦૨, ૧૦૩, ૧૨૫

## ન

**નેપોલિયન પહેલો (બોનાપાર્ત)**—*Napoleon I (Bonaparte)* (૧૭૬૯-૧૮૨૧)—ફ્રાંસનો સમ્રાટ, ૧૮૦૪થી ૧૮૧૪ સુધી અને ૧૮૧૫.—૩૦, ૮૧

**નેપોલિયન ત્રીજો (લુઈ બોનાપાર્ત)**—*Napoleon III (Louis Bonaparte)* (૧૮૦૮-૧૮૭૩)—ફ્રેંચ સમ્રાટ, ૧૮૫૨થી ૧૮૭૦ સુધી, નેપોલિયન પહેલાનો ભાણેજ.—૩૦

## પ

**પાન્નેકોએક, એન્ટન**—*Panneckoek, Antony* (૧૮૭૩-૧૯૬૦)—ડચ સામાજિક-લોકશાહીવાદી, ૧૯૧૦થી તે જર્મન ઉદ્દામપંથી સામાજિક-લોકશાહીવાદીઓ સાથે ગાઢ સંકળાયેલો હતો અને તેમનાં અખબારો તથા સામયિકોમાં લેખો લખતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે આંતરરાષ્ટ્રવાદી હતો.

૧૯૧૮થી ૧૯૨૧ દરમિયાન તે નેધરલૅંડ્ઝની કોમ્યુનિસ્ટ પાર્ટીનો સભ્ય હતો અને તેણે કોમિન્ટર્નના કાર્યમાં ભાગ લીધો હતો. તે અતિ-ઉદ્દામ સંકુચિત વિચારો ધરાવતો હતો. — ૧૧૭, ૧૧૮, ૧૧૯, ૧૨૦, ૧૨૧, ૧૨૨

**પાલચીન્સ્કી, પ્યોતર ઈઓઆકીમોવિચ** (૧૮૭૫-૧૯૨૯) — 'પ્રોદુગોલ' સિંડિકેટની સંઘટના કરનારો એૅન્જિનિયર. તે બૅંકિંગ વર્તુળો સાથે ગાઢ સંકળાયેલો હતો. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તે મૂડીવાદી કામચલાઉ સરકારમાં વ્યાપાર અને ઉદ્યોગનો નાયબ પ્રધાન બની ગયો હતો. તેણે ઉદ્યોગપતિઓ મારફત ભાંગફોડનું આયોજન કર્યું હતું અને લોકશાહીવાદી સંગઠનો સામે લડત ચલાવી હતી. — ૧૬

**પોત્રેસોવ, આલેક્સાન્દર નિકોલાયેવિચ** (૧૮૬૯-૧૯૩૪) — એક મેન્શેવિક આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે સામાજિક-અંધરાષ્ટ્રવાદી બની ગયો હતો. તે ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી પરદેશ વસવા ચાલ્યો ગયો હતો. — ૫, ૧૨૫

**પોમ્યાલોવ્સ્કી, નિકોલાઈ ગેરાસિમોવિચ** (૧૮૩૫-૧૮૬૩) — રશિયન લોકશાહીવાદી લેખક. તેણે પોતાની કૃતિઓમાં રશિયાની રજવાડી નોકરશાહી, હિંસા, અને જુલમ ઉઘાડાં પાડયાં. — ૧૦૨

**પ્રુધોં, પિયેર જોઝેફ** — *Proudhon, Pierre Joseph* (૧૮૦૯-૧૮૬૫) — ફ્રેંચ પત્રકાર, અર્થશાસ્ત્રી અને સમાજશાસ્ત્રી, નિમ્ન-મૂડીવાદી વર્ગનો સિદ્ધાંતકાર, અરાજકતાવાદના સંસ્થાપકોમાંનો એક. — ૫૫, ૫૬, ૫૭, ૬૯, ૧૦૯, ૧૧૧

**પ્લેખાનોવ, ગેઓર્ગી વાલેન્તીનોવિચ** (૧૮૫૬-૧૯૧૮) — રશિયન અને વિશ્વ કામદાર આંદોલનનો સક્રિય કાર્યકર, રશિયામાં માર્ક્સવાદનો પ્રથમ પ્રચારક. પ્લેખાનોવે ૧૮૮૩માં જિનિવામાં પ્રથમ રૂસી માર્ક્સવાદી સંગઠનની — શ્રમ મુક્તિ જૂથની — સ્થાપના કરી હતી. તેણે આંતરરાષ્ટ્રીય કામદાર આંદોલનમાં નરોદવાદ અને સુધારણાવાદ સામે લડત ચલાવી હતી. સદીપલટાના સમયે તે 'ઈસ્ક્રા' અખબાર અને 'ઝાર્યા' સામયિકના સંપાદક મંડળનો સભ્ય હતો.

૧૮૮૩ અને ૧૯૦૩ દરમિયાન પ્લેખાનોવે સંખ્યાબંધ કૃતિઓ લખી હતી. તેની એ કૃતિઓએ ભૌતિકવાદી વિશ્વ દૃષ્ટિકોણના સમર્થન તથા પ્રસારમાં મોટી ભૂમિકા ભજવી હતી. પરંતુ એ વખતે પણ તેણે કેટલીય ગંભીર ભૂલો કરી હતી, અને એ ભૂલોમાં તેના ભાવિ મેન્શેવિક વિચારોનાં બી વવાયાં હતાં. રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક કામદાર પાર્ટીની બીજી કૉંગ્રેસ પછી પ્લેખાનોવે

તકવાદ જોડે સમાધાન કરી લેવાનું ધોરણ અપનાવ્યું અને પછી તે મેન્શેવિકો સાથે ભળી ગયો. પ્રથમ રૂસી ક્રાંતિ દરમિયાન તેણે સઘળા મહત્ત્વના સવાલો અંગે મેન્શેવિક ધોરણ અપનાવ્યું હતું. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણો અપનાવી લીધાં. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી રશિયા પાછા ફરીને તેણે બોલ્શેવિકો તથા સમાજવાદી ક્રાંતિનો વિરોધ કર્યો અને એવી માન્યતા જાહેર કરી કે રશિયા હજુ સમાજવાદ માટે પરિપક્વ નથી થયું. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પ્રત્યે તેનું વલણ નકારાત્મક હતું ખરું, પરંતુ સોવિયેત સત્તાની વિરુદ્ધના સંઘર્ષમાં પ્લેખાનોવે ભાગ ન લીધો.—૫, ૩૯, ૪૯, ૫૨, ૫૬, ૧૦૮, ૧૦૯, ૧૨૫

## બ

**બર્નસ્ટાઈન, એડુઆર્ડ**—*Bernstein, Eduard* (૧૮૫૦-૧૯૩૨)—જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટી અને બીજી ઈન્ટરનેશનલની અત્યંત તકવાદી પાંખનો આગેવાન, સુધારણાવાદ તથા સુધારાવાદનો નિરૂપક. તેણે આઠમા દાયકાના મધ્ય ભાગથી સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં ભાગ લીધો હતો. તે ૧૮૮૧થી ૧૮૮૯ સુધી જર્મનીની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના કેંદ્રીય મુખપત્ર 'સોતિસીઆલ-દેમોક્રાત'નો તંત્રી હતો. ૧૮૯૬-૯૮ દરમિયાન 'નોયે ત્સાઈત' સામયિકમાં 'સમાજવાદની સમસ્યાઓ' વિશે તેની લેખમાળા પ્રગટ થઈ હતી. એ લેખો આગળ જતાં 'સમાજવાદની પૂર્વાવશ્યકતાઓ અને સામાજિક-લોકશાહીવાદનાં કર્તવ્યો' નામે અલગ પુસ્તિકામાં પ્રકાશિત થયા હતા. તેમાં તેણે ક્રાંતિકારી માર્ક્સવાદના દાર્શનિક, આર્થિક, તથા રાજકીય સિદ્ધાંતોની સુધારણા ખુલ્લંખુલ્લા રજૂ કરી હતી. બર્નસ્ટાઈને જાહેર કર્યું હતું કે કામદાર વર્ગીય આંદોલનનું કર્તવ્ય મૂડીવાદી સમાજમાં કામદારોની આર્થિક સ્થિતિ બહેતર બનાવવાના આશયે સુધારાઓ માટે સંઘર્ષ લડવાનું છે. એ સંબંધમાં તેણે આવું તકવાદી સૂત્ર રજૂ કર્યું હતું: "આંદોલન એટલે બધું જ, અંતિમ લક્ષ્ય એટલે કંઈ નહિ." પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે મધ્યમપંથી ધોરણ લીધું હતું અને પોતાના સામાજિક-અંધરાષ્ટ્રવાદી વિચારોને આંતરરાષ્ટ્રવાદ સંબંધી વાણીવિલાસ વડે છુપાવી રાખ્યા હતા.—૪૭, ૫૫, ૫૬, ૫૭, ૧૧૦, ૧૧૧, ૧૧૨, ૧૧૬, ૧૨૦, ૧૨૨

**બાકૂનિન, મિખાઈલ આલેક્સાન્દ્રોવિચ** (૧૮૧૪-૧૮૭૬)—નરોદવાદ અને અરાજકતાવાદનો ચિંતક. તે ૧૮૪૦માં રશિયા છોડીને જતો રહ્યો હતો.

જર્મનીની ૧૮૪૮-૪૯ની ક્રાંતિમાં સામેલગીર; પ્રથમ ઈન્ટરનેશનલમાં માર્ક્સવાદનો કટ્ટર વિરોધી. બાકૂનિને સર્વહારા વર્ગની સરમુખત્યારી સહિત દરેક જાતના રાજ્યને નકારી કાઢ્યું હતું. તે વિશ્વ ઈતિહાસમાં સર્વહારા વર્ગની ભૂમિકાને સમજી નહોતો શક્યો એટલે તેણે સ્વતંત્ર કામદાર વર્ગીય પાર્ટી સ્થાપવાનો વિરોધ કર્યો હતો અને એવા મતનું સમર્થન કર્યું હતું કે કામદાર વર્ગે કોઈ પણ જાતની રાજકીય પ્રવૃત્તિમાં ભાગ ન લેવો જોઈએ.—૫૬, ૫૭, ૭૦

**બિસ્માર્ક, ઓટો એડુઆર્ડ લિઓપોલ્ડ**—*Bismarck, Otto Eduard Leopold* (૧૮૧૫-૧૮૯૮)—પ્રશિયા અને જર્મનીનો રાજપુરુષ અને મુત્સદ્દી. બિસ્માર્કનું મુખ્ય લક્ષ્ય નાનકડાં વિભાજિત જર્મન રાજ્યોને "લોહી અને લોખંડ" મારફત એક સૂત્રે સાંકળી લેવાનું અને જુંકર પ્રશિયાના વર્ચસ્વ હેઠળ સંયુકત જર્મન સામ્રાજ્ય સ્થાપવાનું હતું. ૧૮૭૧ના જાન્યુઆરીમાં બિસ્માર્ક જર્મન સામ્રાજ્યનો રેઈખચાન્સેલર બની ગયો અને તેણે વીસ વરસ સુધી જર્મનીની તમામ આંતરિક તથા વિદેશ નીતિઓનું સંચાલન જમીનદાર-જુંકરોના હિતમાં કર્યું, તથા સાથે સાથે જ જુંકરો અને મોટા મૂડીદારો વચ્ચે એકસંપી સાધવાની કોશિશો કરી. તેની જોરદાર હિમ્મતને કારણે ૧૮૭૮માં અપનાવવામાં આવેલા સમાજવાદ-વિરોધી કાનૂન મારફત કામદાર વર્ગીય આંદોલનને કચડી નાખવાના તેના પ્રયાસો નિષ્ફળ ગયા ત્યારે તેણે લોકખુશામતી સામાજિક વિધાન કાર્યક્રમ રજૂ કર્યો અને અમુક પ્રકારોના કામદારોની બાબતમાં ફરજિયાત સુરક્ષા સંબંધી કાનૂન દાખલ કર્યો. પરંતુ નજીવી છૂટછાટો મારફત કામદાર વર્ગીય આંદોલનને કમજોર બનાવી દેવાની બિસ્માર્કની તરકીબ વ્યર્થ સાબિત થઈ ગઈ. તેને ૧૮૯૦માં રાજીનામું આપી દેવું પડ્યું.—૧૫

**બિસ્સોલાતી, લેઓનીદા**—*Bissolati, Leonida* (૧૮૫૭-૧૯૨૦)—ઈટાલિયન સમાજવાદી પાર્ટીના સંસ્થાપકોમાંનો એક, તેની સુધારાવાદી પાંખનો આગેવાન. ૧૯૧૨માં તેને ઈટાલિયન સમાજવાદી પાર્ટીમાંથી નિકાલબહાર કરવામાં આવ્યો અને તેણે "સામાજિક-સુધારાવાદી પાર્ટી"ની રચના કરી. પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮) દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી, યુદ્ધમાં સમહિત જૂથના પક્ષે ઈટાલીની સામેલગીરીનો હિમાયતી. ૧૯૧૬ અને ૧૯૧૮ દરમિયાન તે કોઈ પણ ખાતા વગરનો પ્રધાન હતો.—૪૯

**બેબેલ, આઉગુસ્ટ**—*Bebel, August* (૧૮૪૦-૧૯૧૩)—પ્રખ્યાત જર્મન સામાજિક-લોકશાહીવાદી અને આંતરરાષ્ટ્રીય કામદાર આંદોલનનો એક આગેવાન.—૬૮, ૬૯, ૭૧, ૮૮, ૮૯, ૯૩

**બોનાપાર્ત, લુઈ**—*Bonaparte, Louis*—જુઓ નેપોલિયન ત્રીજો.

**બ્રાકે, વિલ્હેલ્મ**—*Bracke, Wilhelm* (૧૮૪૨-૧૮૮૦)—જર્મન સામાજિક-લોકશાહીવાદી, તે પ્રકાશક અને પુસ્તક વિક્રેતા હતો. સામાજિક-લોકશાહીવાદી કામદાર પાર્ટી(આઇઝેનાખવાદી)ની સ્થાપનામાં સહભાગી અને પાર્ટીનો નેતા (૧૮૬૯).—૬૯, ૮૮

**બ્રાંટિંગ, કાર્લ યાલ્માર**—*Branting, Karl Jalmar* (૧૮૬૦-૧૯૨૫)—સ્વિડનની સામાજિક-લોકશાહીવાદી પાર્ટીનો આગેવાન, બીજી ઈન્ટરનેશનલનો એક નેતા, તકવાદી. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી. ૧૯૧૭માં એદેનની મિશ્ર સરકારમાં જોડાઈ ગયો.—૪૯, ૧૨૬

**બ્રેશ્કો-બ્રેશ્કોવ્સ્કાયા, યેકાતેરીના કોન્સ્તાન્તીનોવ્ના** (૧૮૪૪-૧૯૩૪)—સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીના સંગઠકો અને આગેવાનોમાંની એક, તેની અત્યંત મવાળ પાંખની સભ્યા. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તેણે કામચલાઉ સરકારને ટેકો આપ્યો હતો. તેણે સામ્રાજ્યવાદી યુદ્ધને "વિજયી અંત સુધી" ચાલુ રાખવાની હિમાયત કરી હતી. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે સોવિયેત સત્તાનો સક્રિય વિરોધ કર્યો હતો.—૫

---

### મ

**માર્ક્સ, કાર્લ**—*Marx, Karl* (૧૮૧૮-૧૮૮૩)—વૈજ્ઞાનિક સામ્યવાદના સંસ્થાપક, પ્રતિભાવાન વિચારક, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના નેતા અને ગુરુ.—૬, ૭, ૮ ૧૦, ૧૭, ૧૯, ૨૨, ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૧, ૩૨, ૩૪, ૩૬, ૩૭, ૩૮, ૩૯, ૪૦, ૪૧, ૪૨, ૪૩, ૪૪, ૪૬, ૪૮, ૪૯, ૫૧, ૫૨, ૫૫, ૫૬, ૫૭, ૫૮, ૫૯, ૬૦, ૬૧, ૬૪, ૬૫, ૬૮, ૬૯, ૭૦, ૭૫, ૭૭, ૭૮, ૮૫, ૮૬, ૮૮, ૮૯, ૯૦, ૯૧, ૯૩, ૯૬, ૯૭, ૯૮, ૯૯, ૧૦૦, ૧૦૩, ૧૦૪, ૧૦૯, ૧૧૧, ૧૧૨, ૧૧૩, ૧૧૪, ૧૧૫, ૧૧૭, ૧૧૯, ૧૨૦, ૧૨૧, ૧૨૨, ૧૨૩, ૧૨૪

**મિખાઈલોવ્સ્કી, નિકોલાઈ કોન્સ્તાન્તીનોવિચ** (૧૮૪૨-૧૯૦૪)—રશિયન લિબરલ નરોદવાદનો પ્રખ્યાત સિદ્ધાંતકાર, પત્રકાર, સાહિત્ય વિવેચક, પ્રત્યક્ષવાદી ફિલસૂફ અને ભાવલક્ષી શૈલીનો સમાજશાસ્ત્રી. તેણે ૧૮૯૨માં કટ્ટર માર્ક્સવાદ-વિરોધી સામયિક 'રૂસ્સ્કોયે બોગાત્સ્ત્વો' પોતાને હસ્તક લઈ લીધું હતું.—૧૨

**મિલેરાં, આલેક્સાન્દર-એતિએન** — *Millerand, Alexander-Etienne* (૧૮૫૯-૧૯૪૩) — ફ્રેંચ રાજકારણી. તે ઓગણીસમી શતાબ્દીમાં સમાજવાદીઓ જોડે ભળી ગયો હતો, ફ્રેંચ સમાજવાદી આંદોલનમાં તકવાદી પક્ષનો આગેવાન. ૧૮૯૯માં વાલ્ડેક-રૂસોની મૂડીવાદી સરકારમાં જોડાઈ જઈને તેણે પૅરિસ કોમ્યુનના ક્રાંતિકારીઓની કતલેઆમ ચલાવનારા જનરલ ગાલિફેને સહકાર આપ્યો હતો.

૧૯૦૪માં સમાજવાદી પાર્ટીમાંથી મિલેરાંની હકાલપટ્ટી બાદ તેણે ભૂતપૂર્વ સમાજવાદીઓ (બ્રાયાન, વિવિયાની) જોડે મળીને, "સ્વતંત્ર સમાજવાદીઓ"નું જૂથ સ્થાપ્યું હતું. તે ૧૯૦૯-૧૦, ૧૯૧૨-૧૩, અને ૧૯૧૪-૧૫ દરમિયાન જુદાં જુદાં મંત્રાલયોનો અધ્યક્ષ રહ્યો હતો. ૧૯૨૦-૨૪ દરમિયાન તે ફ્રાંસનો પ્રમુખ હતો. — ૧૧૦

**મેહરિંગ, ફ્રાંઝ** — *Mehring, Franz* (૧૮૪૬-૧૯૧૯) — જર્મનીમાં કામદાર વર્ગીય આંદોલનનો જાણીતો કાર્યકર. જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીની ઉદ્દામ પાંખનો મુખ્ય નેતા. તે પાર્ટીના સૈદ્ધાંતિક મુખપત્ર 'નોયે ત્સાઈત' સામયિકનો તંત્રી હતો. જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપનામાં તેણે મહત્ત્વની ભૂમિકા ભજવી હતી. — ૩૬

**મોન્તેસ્ક્યે, શાર્લ લુઈ** — *Montesquieu, Charles Louis* (૧૬૮૯-૧૭૫૫) — ખ્યાતનામ ફ્રેંચ મૂડીવાદી સમાજશાસ્ત્રી, અર્થશાસ્ત્રી, અને લેખક. તે મૂડીવાદી જ્ઞાનપ્રકાશનો હિમાયતી અને બંધારણીય રાજશાહીવાદનો સિદ્ધાંતકાર હતો. — ૫૮

## ર

**રાદેક, કાર્લ બેર્નગાર્દોવિચ** (૧૮૮૫-૧૯૩૯) — તેણે વીસમી સદીના આરંભમાં ગેલિસિયા, પોલૅંડ, અને જર્મનીમાં સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં ભાગ લીધો હતો. તેણે જર્મન ઉદ્દામપંથી સામાજિક-લોકશાહીવાદીઓનાં પ્રકાશનોમાં ભાગ લીધો હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે આંતરરાષ્ટ્રવાદી હતો, પરંતુ તેનું વલણ મધ્યમપંથી હતું. રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારના સવાલ અંગે તેણે ગલત ધોરણ લીધું હતું. — ૧૧૭

**રુબાનોવિચ, ઈલ્યા આદોલ્ફોવિચ** (૧૮૬૦-૧૯૨૦) — એક સમાજવાદી-ક્રાંતિકારી નેતા. તે આંતરરાષ્ટ્રીય સમાજવાદી બ્યુરોનો સભ્ય હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ અપનાવ્યું હતું. — ૫

**રુસાનોવ, નિકોલાઈ સેર્ગેયેવિચ** (જન્મ ૧૮૫૯) — રશિયન પત્રકાર, સમાજવાદી-ક્રાંતિકારી. — ૫૧

**રેનોદેલ, પિયેર** — *Renaudel, Pierre* (૧૮૭૧-૧૯૩૫) — ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો એક સુધારાવાદી આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધમાં સામાજિક-અંધરાષ્ટ્રવાદી. — ૫, ૪૯

## લ

**લાસાલ, ફર્ડિનાન્ડ** — *Lassalle, Ferdinand* (૧૮૨૫-૧૮૬૪) — જર્મન નિમ્ન-મૂડીવાદી સમાજવાદી. લાસાલપંથનો, જર્મન કામદાર વર્ગીય આંદોલનમાં તકવાદના એક પ્રકારનો, સંસ્થાપક. જર્મન કામદારોના સામાન્ય મંડળનો સંસ્થાપક (૧૮૬૩). કામદાર આંદોલન ઉપર એ સંઘનો પ્રભાવ લાભકર સિદ્ધ થયો. પરંતુ સંઘના અધ્યક્ષપદે ચૂંટાતાં લાસાલ તેને તકવાદી માર્ગે લઈ ગયો. પ્રત્યાઘાતી પ્રશિયાના વર્ચસ્વ હેઠળ "ઉપરથી" જર્મનીના એકીકરણની નીતિને લાસાલે ટેકો આપ્યો હતો. લાસાલપંથીઓની તકવાદી નીતિથી પ્રથમ ઇન્ટરનેશનલની પ્રવૃત્તિઓ તેમ જ જર્મનીમાં ખરી કામદાર વર્ગીય પાર્ટીની રચના અવરોધાઈ હતી, અને કામદારોની વર્ગજાગૃતિના ઘડતરમાં ખલેલ પડી હતી. — ૮૯, ૯૬, ૯૭, ૯૮

**લીબ્કનેખ્ત, વિલ્હેલ્મ** — *Liebknecht, Wilhelm* (૧૮૨૬-૧૯૦૦) — જર્મન અને વિશ્વ કામદાર આંદોલનનો એક મુખ્ય નેતા, જર્મન સામાજિક-લોકશાહીવાદી પાર્ટીના આયોજકો અને નેતાઓમાં મુખ્ય. — ૭૧, ૭૩

**લુઈ નેપોલિયન** — *Louis Napoleon* — જુઓ નેપોલિયન ત્રીજો.

**લુકઝેમ્બુર્ગ, રોઝા** — *Luxemburg, Rosa* (૧૮૭૧-૧૯૧૯) — આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ. તે બીજી ઇન્ટરનેશનલમાં ઉદ્દામ પાંખના આગેવાનોમાં સામેલ હતી. તેણે પોલૅંડમાં સામાજિક-લોકશાહીવાદી આંદોલન શરૂ કરવામાં મદદ કરી હતી. ૧૮૯૭થી તે જર્મન સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં સક્રિય ભાગ લેતી રહી હતી. તેણે જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીની સ્થાપનામાં ભાગ લીધો હતો. ૧૯૧૯ના જાન્યુઆરીમાં પ્રતિક્રાંતિકારીઓએ તેને પકડી લીધી અને તેનું ખૂન કરી નાખ્યું. — ૧૧૭

**લેગિન, કાર્લ** — *Legien, Karl* (૧૮૬૧-૧૯૨૦) — જર્મન મવાળપંથી સામાજિક-લોકશાહીવાદી, ટ્રેડ યુનિયન આગેવાન, સુધારણાવાદી. ૧૮૯૦ના આરંભમાં તે જર્મનીનાં ટ્રેડ યુનિયનોના સામાન્ય પંચનો અધ્યક્ષ બન્યો હતો. ટ્રેડ યુનિયનોના આંતરરાષ્ટ્રીય મંત્રીમંડળમાં તેણે ૧૯૦૩થી સેક્રેટરીનું અને

૧૯૧૩થી અધ્યક્ષનું પદ સંભાળ્યું હતું. તે ૧૮૯૩થી ૧૯૨૦ સુધી (સમયાંતરે) રેઈખસ્ટાગમાં જર્મન સામાજિક--લોકશાહીવાદી પાર્ટીનો સભ્ય રહ્યો હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન કટ્ટર અંધરાષ્ટ્રવાદી. તેણે મૂડીદાર વર્ગની નીતિઓને ટેકો આપ્યો હતો અને સર્વહારા વર્ગના ક્રાંતિકારી આંદોલન સામે લડત ચલાવી હતી. — ૫, ૪૯, ૫૧, ૧૨૫, ૧૨૬

**લેનિન, વ્લાદીમિર ઈલ્યીચ** (૧૮૭૦-૧૯૨૪).

## વ

**વાન્દરવેલ્દે, એમીલ** — *Vandervelde, Emile* (૧૮૬૬-૧૯૩૮) — બેલ્જિયમની કામદાર પાર્ટીનો નેતા, બીજી ઈન્ટરનેશનલના આંતરરાષ્ટ્રીય સોશ્યાલિસ્ટ બ્યુરોનો અધ્યક્ષ, અત્યંત તકવાદી, પ્રથમ વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૯૧૮) દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી, મૂડીવાદી પ્રધાનમંડળમાં સામેલ. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તે સામ્રાજ્યવાદી યુદ્ધ ચાલુ રાખવાની ચળવળ ચલાવવા રશિયા આવ્યો હતો. — ૫, ૪૯, ૫૧, ૧૨૫, ૧૨૬

**વેઈદેમેયેર, જોઝેફ** — *Weydemeyer, Joseph* (૧૮૧૮-૧૮૬૬) — જર્મન તથા અમેરિકી કામદાર વર્ગીય આંદોલનોનો જાણીતો કાર્યકર, અને માર્ક્સ તથા એંગેલ્સનો મિત્ર તેમ જ સહયોગી. — ૩૬

**વેબ્બ, બીઓટ્રિસ** — *Webb, Beatrice* (૧૮૫૮-૧૯૪૩) — જાણીતી બ્રિટિશ જાહેર વ્યકિત. — ૧૨૨

**વેબ્બ, સીડની** — *Webb, Sydney* (૧૮૫૯-૧૯૪૭) — જાણીતી બ્રિટિશ જાહેર વ્યકિત અને સુધારાવાદી. તેણે તેની પત્ની બીઓટ્રિસ વેબ્બની સાથે મળીને બ્રિટિશ કામદાર આંદોલનના ઈતિહાસ તથા સિદ્ધાંત વિશે કેટલીય કૃતિઓ લખી હતી. નિમ્ન-મૂડીવાદી વર્ગ અને કામદાર અમીરોના વિચારક સીડની વેબ્બે મૂડીવાદી માળખાની અંદર કામદારોની સમસ્યાના શાંતિમય ઉકેલની હિમાયત કરી હતી. તે સુધારાવાદી ફેબિયન સોસાયટીના સંસ્થાપકોમાંનો એક હતો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે સામાજિક-અંધરાષ્ટ્રવાદી હતો. તે પહેલી (૧૯૨૪) અને બીજી (૧૯૨૯-૩૧) લેબર સરકારોમાં પ્રધાન રહ્યો હતો, અને તેણે સોવિયેત યુનિયન તરફ શુભેચ્છા દાખવી હતી. — ૧૨૨

## શ

**શેઈદેમાન, ફિલિપ** — *Scheidemann, Philip* (૧૮૬૫-૧૯૩૯) — જર્મન સામાજિક--લોકશાહીવાદીઓની અત્યંત મવાળ તકવાદી પાંખનો એક આગેવાન. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે ઝનૂની સામાજિક-અંધરાષ્ટ્રવાદી હતો. જર્મનીમાં ૧૯૧૮ના નવેંબરની ક્રાંતિ દરમિયાન તે કહેવાતી લોક પ્રતિનિધિ પરિષદનો સભ્ય હતો. તેણે સ્પાર્ટાકસવાદીઓની વિરુદ્ધ હુલ્લડો ઉશ્કેર્યાં હતાં. ૧૯૧૯ના ફેબ્રુઆરીથી જૂન સુધી તે વેઈમાર પ્રજાસત્તાકની મિશ્ર સરકારનો અધ્યક્ષ હતો. ૧૯૧૮-૨૧ દરમિયાન જર્મન કામદાર વર્ગીય આંદોલન ઉપર પાશવી દમનના આયોજકોમાં તે સામેલ હતો. આગળ જતાં તેણે રાજકીય પ્રવૃત્તિ છોડી દીધી હતી. — ૫, ૪૯, ૫૧, ૧૨૫

**શ્તીરનેર, માક્સ** — *Stirner, Max* (૧૮૦૬-૧૮૫૬) — જર્મન તત્ત્વજ્ઞાની, મૂડીવાદી વ્યકિતવાદ અને અરાજકતાવાદનો વિચારક. — ૧૦૯

## સ

**સામ્બા, માર્સેલ** — *Sembat, Marcel* (૧૮૬૨-૧૯૨૨) — ફ્રેંચ સમાજવાદી પાર્ટીનો સુધારાવાદી આગેવાન, પત્રકાર. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તે સામાજિક-અંધરાષ્ટ્રવાદી હતો. ૧૯૧૪ના ઑગસ્ટથી ૧૯૧૭ના સપ્ટેંબર સુધી તે ફ્રાંસની સામ્રાજ્યવાદી "રાષ્ટ્રીય સંરક્ષણ સરકાર"માં સાર્વજનિક નિર્માણ કાર્યનો પ્રધાન હતો. ૧૯૧૫માં તેણે સમહિત દેશોના સમાજવાદીઓના લંડન સંમેલનમાં ભાગ લીધો હતો. એ સંમેલન સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણના આધારે સમાજવાદીઓની એકતા સાધવાના આશયે ભરવામાં આવ્યું હતું. — ૪૯, ૫૧

**સ્કોબેલેવ, માત્વેઈ ઈવાનોવિચ** (૧૮૮૫-૧૯૩૯) — ૧૯૦૩થી સામાજિક-લોકશાહીવાદી આંદોલનમાં મેન્શેવિક સામેલગીર. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે મધ્યમપંથી ધોરણ લીધું હતું. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી તે પેત્રોગ્રાદ સોવિયેતનો ઉપાધ્યક્ષ તેમ જ પ્રથમ અધિવેશનની કેંદ્રીય કારોબારી સમિતિનો ઉપાધ્યક્ષ બની ગયો હતો. ૧૯૧૭ના મે માસથી ઑગસ્ટ સુધી તે મૂડીવાદી કામચલાઉ સરકારમાં શ્રમ પ્રધાન હતો. — ૧૬, ૫૦

**સ્ટાઉનીંગ, ટોર્વાલ્ડ આઉગુસ્ટ મારીનસ** — *Stauning, Thorwald August Marinus* (૧૮૭૩-૧૯૪૨) — ડૅનિશ રાજપુરુષ, ડૅનિશ સામાજિક-

લોકશાહીવાદીઓનો તેમ જ બીજી ઈન્ટરનેશનલનો મવાળપંથી આગેવાન, વ્યવસાયે પત્રકાર. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેણે સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું. ૧૯૧૬ અને ૧૯૨૦ દરમિયાન તે ડેનિશ મૂડીવાદી સરકારમાં કોઈ ખાતા વગરનો પ્રધાન હતો. આગળ જતાં તે સામાજિક-લોકશાહીવાદી સરકારનો તેમ જ મૂડીવાદી જહાલપંથીઓ તથા મવાળપંથી સામાજિક-લોકશાહી-વાદીઓની મિશ્ર સરકારનો અધ્યક્ષ રહ્યો હતો. — ૪૯, ૧૨૬

**સ્રૂવે, પ્યોતર બેર્નગાર્દોવિચ** (૧૮૭૦-૧૯૪૪) — મૂડીવાદી અર્થશાસ્ત્રી અને બંધારણીય લોકશાહીવાદી પાર્ટીના નેતાઓમાંનો એક. ઓગણીસમી સદીમાં "કાનૂની માર્ક્સવાદ"નો પ્રસિદ્ધ પ્રતિનિધિ. તેણે માર્ક્સના આર્થિક તેમ જ તત્ત્વજ્ઞાન સંબંધી સિદ્ધાંતની ટીકા કરી હતી અને તેને "વિસ્તારવાની" કોશિશ કરી હતી, માર્ક્સવાદને તેમ જ કામદાર વર્ગીય આંદોલનને મૂડીદાર વર્ગનાં હિતો જોડે બંધબેસતાં કરવાના પ્રયાસો કર્યા હતા. — ૪૨

**સ્પેનસેર, હેરબર્ટ** — *Spencer, Herbert* (૧૮૨૦-૧૯૦૩) — અંગ્રેજ તત્ત્વજ્ઞાની, માનસશાસ્ત્રી, અને સમાજશાસ્ત્રી. તે જાણીતો પ્રત્યક્ષવાદી અને સમાજના કહેવાતા જૈવ સિદ્ધાંતનો સંસ્થાપક હતો. — ૧૨

## હ

**હીન્ડમેન, હેનરી માયેર્સ** — *Hyndman, Henry Mayers* (૧૮૪૨-૧૯૨૧) — બ્રિટિશ સમાજવાદી, સુધારાવાદી; ૧૮૮૧માં ડેમોક્રેટિક ફેડરેશનનો સંસ્થાપક. એ ફેડરેશને ૧૮૮૪માં સોશ્યલ-ડેમોક્રેટિક ફેડરેશન નામ ધારણ કર્યું. ૧૯૦૦-૧૯૧૦ દરમિયાન ઈન્ટરનેશનલ સોશ્યાલિસ્ટ બ્યુરોનો સભ્ય. બ્રિટિશ સમાજવાદી પાર્ટીનો એક નેતા. સામ્રાજ્યવાદી યુદ્ધમાં પોતાની સામાજિક-અંધરાષ્ટ્રવાદી પ્રવૃત્તિઓને કારણે સેલફર્ડ પાર્ટી સંમેલનમાં લાંછિત થયા પછી ૧૯૧૬માં પાર્ટીથી અલગ. — ૫

**હેગેલ, ગેઓર્ગ વિલ્હેલ્મ ફ્રેડરિક** — *Hegel, Georg Wilhelm Friedrich* (૧૭૭૦-૧૮૩૧) — વિખ્યાત જર્મન ફિલસૂફ, વાસ્તવલક્ષી આદર્શવાદી શૈલીનો ખ્યાતનામ જર્મન તત્ત્વજ્ઞાની અને જર્મન મૂડીદાર વર્ગનો વિચારક. તત્ત્વજ્ઞાનમાં હેગેલનો સૌથી નોંધપાત્ર ફાળો દ્વંદ્વાત્મક પદ્ધતિના ગહન તથા સર્વાંગી નિરૂપણનો હતો, જેણે દ્વંદ્વાત્મક ભૌતિકવાદના એક સૈદ્ધાંતિક સ્રોતનું સ્થાન લઈ લીધું. પરંતુ તે સામાન્ય રૂઢિચુસ્ત આધિભૌતિક તત્ત્વજ્ઞાની પદ્ધતિ સાથે ગાઢ સંકળાયેલો હતો એટલે તેની દ્વંદ્વાત્મક પદ્ધતિ આદર્શવાદી હતી. — ૮

**હેન્ડેર્સન, આર્થર** — *Henderson, Arthur* (૧૮૬૩-૧૯૩૫) — લેબર પાર્ટીનો તથા બ્રિટિશ ટ્રેડ યુનિયન આંદોલનનો એક આગેવાન. તેણે પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન સામાજિક-અંધરાષ્ટ્રવાદી ધોરણ લીધું હતું, ઘણી વાર બ્રિટિશ સરકારનો સભ્ય. — ૪૯

6.00

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)